આવૃત્તિ ૨ જી. કિંમત ૦-૬-૦.

ક. શિ. ના મે. એ. ઈ. સા. બહાદુરે સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજ
લાઈબ્રેરિ અને પ્રાઈઝબુક તરીકે મંજુર કરેલ

સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

(વાચનમાળાની ૫-૬-૭ મી ચોપડીના પાઠવાર શબ્દો તથા
વ્યાકરણના સાંકેતિક શબ્દોના [illegible] સહિત.)

પ્રેમચંદ કરમચંદ શાહ.

ક. વિ. ના મે. એ. ઈ. સા. બહાદુરે સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજ
માટે લાઇબ્રેરિ અને પ્રાઇઝબુક તરીકે મંજૂર કરેલ

સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

પ્રાથમિકશાળાનાં ઉંચાં ધોરણ, ટ્રેનિંગ કૉલેજના પહેલા વર્ષ,
અને અંગ્રેજી-ગુજરાતી શાળા માટે


લેખક તથા પ્રકાશક,
પ્રેમચંદ ફુલચંદ શાહ
વાનપ્રસ્થ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, ગોંડળસ્ટેટ.
મુ. કપડવણજ ( જિલ્લે ખેડા ).



આવૃત્તિ બીજી—પ્રત ૧૦૦૦.





અમદાવાદ-સલાપોસરોડ,
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

કિમ્મત ૭ આના.

# અર્પણ પત્રિકા.

**નેક નામદાર મહારાજા સાહેબ ભગવતસિંહજી-**
**જી. સી. આઈ. ઈ., ડી. સી. એલ., એલ. એલ. ડી.,**
**એમ. ડી., એફ. આર. સી. પી., એફ. આર. એસ. ઈ.,**
**ઇત્યાદિ, ઇત્યાદિ.**

**સંસ્થાન ગોંડળ.**

**સંસ્કારી રાજન્,**

જે રાજ્યકર્ત્તા પોતાના રાજ્યમાં બધાં લખાણની ભાષા ગુજરાતી રાખીને તેને શુદ્ધ પણ રૂઢ, પ્રૌઢ પણ સરલ, અને શિષ્ટ પણ માર્મિક જોવા ઉત્સુક છે; જે નરેશ પૂર્વની સમૃદ્ધ તેમજ પશ્ચિમની ખેડાયલી ભાષાનાં જીવનરૂપ જ્વલંત શબ્દરૂપી રત્નોને કસોટી કરી પારખવામાં ઝવેરીની માફક તેનાં મૂળ, વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, તથા સમાનાર્થના સૂક્ષ્મભેદની ચર્ચા કરનારા છે; જે સાહિત્યપ્રેમી અપ્રસિદ્ધ સંસ્કૃતમય પુનરુક્તિવાળાં નિરર્થક વિસ્તારવાળાં લખાણને હસી કાઢી ઘરગથ્થુ ભાવગ્રાહી ટુંકાં લખાણ લખનાર તેમજ વખાણનાર છે; અને જે રાજવંશી ગ્રંથકાર, ગ્રંથપરીક્ષક રૂપે ક્યારના પોતાની વિદ્વતા, બુદ્ધિ તથા ચાતુર્ય દર્શાવી રહ્યા છે; તે સંસ્કારી રાજન્‌ની નૈસર્ગિક શક્તિ, રસિકતા, રસજ્ઞતા, વાંચવાનો ને લખવાનો ઉદ્યોગ, ગ્રંથપરીક્ષક શક્તિની બંધાતી જતી પરિપક્વતા તેમજ મનની પૃથક્કરણ શક્તિ, વગેરે ગુણોને લીધે આકર્ષાઈ ભાષાશાસ્ત્રની સાથે મહત્વનો સંબંધ ધરાવતો વ્યુત્પત્તિ જેવો શાસ્ત્રીય ગ્રંથ આપ નામદાર શ્રીને ચરણે ધરી હું મને કૃતાર્થ માનું છું.

લિ. આપશ્રીનો સદાનો ઋણી
**પ્રેમચંદ કરમચંદ શાહ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

વ્યુત્પત્તિનો વિષય પ્રાથમિક શાળાઓમાં ઘણાં વર્ષોથી દાખલ કર્યો છે, તોપણ આપણી ગુજરાતી શાળાઓમાં હજી વ્યુત્પત્તિ શિખવાઈ નથી એમ કહીએ તો ચાલે. એનું વિશેષ કારણ વ્યુત્પત્તિનો વિષય કયે ક્રમે શિખવવો જોઇએ, તેમાં આજ સુધી મોટી ગેરસમજુતી ચાલતી હતી. શરૂઆતમાં શિક્ષકો એમજ સમજતા હતા કે આ શબ્દ કઈ ભાષાનો છે, અથવા ઘણું તો એનો મૂળ શબ્દ કયો એમ પૂછ્યું એટલે બસ. આ ભૂલ અંતે સુધરી છે ને પ્રાથમિક શાળાનાં નવાં સુધારેલાં ધોરણ ૬–૭ માં "**શબ્દની સાદી બાંધણી**" શિખવવા રાખેલ છે.

આ શિક્ષણ આપવાને ખાતામાં લાયક પુસ્તક નહોતું. 'વ્યુત્પત્તિપ્રકાશ' નામે ખાતામાં ટેકસ્ટબુક છે તે લગભગ ચાળીશેક વર્ષપર લખાયલી છે. એમાં શબ્દનાં અંગ (ધાતુ પ્રત્યયાદિ) શિખવવા સંબંધી લેખજ નથી એમ કહીએ તો ચાલે. આથી અમે સને ૧૯૧૫ માં 'સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' નામે પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તકની રચના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને સરળ થઇ પડે તેવી છે. એમાં પ્રત્યય પહેલાં ધાતુનું પ્રકરણ આપ્યાથી વિદ્યાર્થીઓ જુદા જુદા ધાતુને પ્રત્યય લગાડી શબ્દો બનાવતાં શીખે છે, વળી એથી ધાતુનું જ્ઞાન પાકું રહે છે. પ્રત્યય, પૂર્વંગ, ઉપસર્ગમાં આપેલા શબ્દો પાયરીબંધ ગોઠવ્યા છે. સહેલા શબ્દો પ્રથમ, ને અઘરા પછી રાખ્યા છે, વળી એકજ સ્વર છેડાવાળા ધાતુઓપરથી બનતા શબ્દો જોડે આપેલા છે, જેથી અનાયાસે પ્રત્યય લાગતાં ધાતુના રૂપમાં થતો ફેરફાર યાદ રહી જાય છે.

બીજા ખંડમાં અરબી ફારસી શબ્દોના અર્થ ને તેનાં મૂળ આપેલાં છે. આથી આ શબ્દોની શુદ્ધ જોડણી ને અર્થ સમજાવવાને સુગમ થશે. આ શબ્દો શિક્ષણમાં જ્યાં આવે ત્યાંજ તે શિખવવા.

સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશની પ્રથમાવૃત્તિ મે. ઉ. વિ. એ. ઇ. સા. બહાદુરે ઈ. નં. ૯૨૩૧ તા. ૫-૧૨-૧૬ થી સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે લાઇબ્રેરિ અને પ્રાઈઝબુક તરીકે મંજૂર કરી છે. ગોંડલ સ્ટેટના મે. એ. ઇ. સાહેબે ડે. નં. ૯૯૬ તા. ૭-૧૨-૧૫ થી ટેક્સ્ટબુક, લાઇબ્રેરિ અને ઇનામબુક માટે મંજૂર કરી છે.

બીજી આવૃત્તિમાં નીચે મુજબ સુધારો વધારો કર્યો છે.

(૧). વાચનમાળાના ઘણા શબ્દો નવા ઉમેરવામાં આવ્યા છે.

(૨). રચનામાં ઘણો સુધારો કર્યો છે. ખાસ કરીને 'આધેય 'ને સંસ્કૃત વ્યાકરણને આધારે ઉપસર્ગ ને પૂર્વગમાં વહેંચી તેને ક્રમે ગોઠવેલાછે.

(૩). આ પુસ્તકને વિશેષ ઉપયોગી કરવા તેમાં આવેલા પાંચમી, છઠ્ઠી, ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોનો, તેમજ વ્યાકરણના સાંકેતિક શબ્દોનો કોષ આ પુસ્તકને અંતે આપેલો છે.

આ પુસ્તક લખવામાં તથા તેમાં સુધારો વધારો કરવાને શબ્દ-ચિંતામણી કોષ, સંસ્કૃત ધાતુરૂપ કોષ, શબ્દાર્થસિંધુ, અમરકોષ, નર્મકોષ, બેલસરે કૃત ગુજરાતી-ઈંગ્લિશ ડિક્શનેરી, લ. ગો. પટેલકૃત ગુજરાતી શબ્દકોષ, સરલ વ્યુત્પત્તિપાઠ, વ્યુત્પત્તિપ્રકાશ, વ્યુત્પત્તિ સાર, ગુજરાતી ભાષાનું મધ્ય વ્યાકરણ, અને શાળાપત્રના આ વિષયપરના લેખોનો આધાર લેવામાં આવ્યો છે; તેને માટે આ સ્થળે તે સર્વ ગ્રંથકર્તા, અને લેખકોનો આભાર માનુંછું.

તા. ૧૪ મે ૧૯૧૯.
મુ. કપડવણજ. } કર્તા.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ.

હિંદમાં પ્રથમ **અનાર્ય** લોક વસતા હતા, તેમની ભાષાને પ્રાકૃત વ્યાકરણ રચનાર **દેશ્ય** ભાષા કહે છે. ત્યાર પછી હિંદમાં આર્ય લોકો આવ્યા, તેમની ભાષા **જુની આર્ય** કે **સંસ્કૃત** નામથી ઓળખાય છે. સંસ્કૃત ભાષામાં વિકાર થતાં જે પ્રથમ ભાષા પંજાબમાં ઉદ્‌ભવી તે **પ્રાકૃત** હતી. પંજાબમાંથી કેટલાક આર્યો મારવાડ, ગુજરાત તરફ આવ્યા, ત્યારે પંજાબની પ્રાકૃત ભાષા ઉપરથી **અપભ્રંશ** ભાષા ઉત્પન્ન થઇ, અને અપભ્રંશ ભાષાપરથી **જુની ગુજરાતી ભાષા** થઇ છે.

પંજાબમાંથી જે આર્યો આપણા દેશમાં આવ્યા તે **ગુર્જરો** હતા. તેમના નામ પરથી આપણા દેશનું જુનું નામ **લાટદેશ** હતું તે બદલાઈ દેશનું નામ **ગુજરાત** ને ભાષાનું નામ **ગુજરાતી** પડ્યું છે.

મુસલમાની રાજ્ય થતાં ગુજરાતી ભાષામાં કેટલાક **અરબી ફારસી** શબ્દો આવ્યા છે. યુરોપી પ્રજાઓ આ દેશમાં વેપારાર્થે આવી છે, તેમાં પ્રથમ પોર્ટુગીઝ પ્રજા હતી, તે પ્રજાના સંસર્ગથી **પોર્ટુગીઝ** શબ્દો, અને હાલમાં અંગ્રેજી રાજ્ય હોવાથી તેમની ભાષાના **અંગ્રેજી** શબ્દો ગુજરાતી ભાષામાં ભળ્યા છે ને ભળતા જાય છે. આ રીતે ગુજરાતી ભાષામાં **શુદ્ધ સંસ્કૃત, અપભ્રંશ,** દેશ્ય અને **પરભાષાના** શબ્દો છે. શુદ્ધ સંસ્કૃત શબ્દો પાંચઆની, અપભ્રંશ નવઆની, ને દેશ્ય પરદેશી શબ્દો બેઆની હશે.

શુદ્ધ સંસ્કૃત શબ્દો **તત્સમ** (તદ્=તે, મૂળ ભાષા+સમ=સરખુ) શબ્દો કહેવાય છે, કેમકે તે સંસ્કૃત ભાષામાં છે તેવા ને તેવા દાખલ થયા છે. ઉદા.—અંક, અભિમાન, આગ્રહ, ઇંદ્ર. ઉદ્યાન, કવિ, ચરણ, દર્શન, ધારા, નિવૃત્તિ, પૂજક, ભાવ, ભિક્ષા, વિશ્વાસ, શિર, વગેરે.

અપભ્રંશ શબ્દો **તદ્‌ભવ** ( તદ્=તે, મૂળ ભાષા+ભવ=થવું તે ) શબ્દો કહેવાય છે, કેમકે તે સંસ્કૃત શબ્દના રૂપમાં ફેરફાર થઇને આવેલા છે. ઉત્સર્ગ પ્રકરણમાં આપેલા ગુજરાતી શબ્દો તદ્‌ભવ કહેવાય.

---

## વ્યુત્પત્તિજ્ઞાનથી થતા લાભ.

૧. શબ્દનાં ખરાં રૂપ નજરમાં ઠસવાથી જોડણીમાં ભૂલ થવાનો સંભવ થોડો રહે છે. **'તિ'** કૃત પ્રત્યય લાગવાથી કૃતિ, ગતિ, પ્રીતિ, ભક્તિ, ભ્રાન્તિ, મુક્તિ, રતિ, શાન્તિ, સ્થિતિ વગેરે શબ્દો થયા છે, એ જાણ્યા પછી કદી પણ**'તિ'** દીર્ઘ લખવાની ભૂલ કરશે નહિ.

૨. શબ્દનો મૂળ અર્થ તથા લાક્ષણિક અર્થ ચોકખી રીતે સમજાય છે. **શંકર**નો મૂળ અર્થ "સુખ કરનાર' ને લાક્ષણિક અર્થ 'મહાદેવ' છે તે આપણે વ્યુત્પત્તિવડે જાણીએ છીએ.

૩. સમાનાર્થ શબ્દમાં રહેલો સૂક્ષ્મભેદ સમજી શકાય છે. સ્ત્રીને માટે **કામિની, માનિની, રમણી,** વગેરે અનેક શબ્દો છે, પણ આ શબ્દો વાપરવાનો ભેદ વ્યુત્પત્તિવડે જણાય. કામી સ્ત્રીના વર્ણનમાં 'કામિની', માનવતી સ્ત્રીના વર્ણનમાં 'માનિની', અને મનોહર સ્ત્રીના વર્ણનમાં 'રમણી' શબ્દ વાપરવો યોગ્ય ગણાય.

૪. પૂર્વની જનસ્થિતિ, અને જનસ્વભાવ જણાઇ આવે છે. **પત્ર**નો અર્થ 'પાંદડું' થાય છે, બીજો અર્થ 'કાગળ' થાય છે. આ પરથી જણાય છે કે પ્રાચીનકાળમાં કાગળ નહોતા, ત્યારે પાંદડાં પર લખતા. **'ભીમ'** ( ભી=ભય પામવો ) શબ્દની વ્યુત્પત્તિ પરથી ભીમના દેખાવ, સ્વભાવ, ને કર્મનું અનુમાન થાય છે.

---

# વ્યુત્પત્તિશિક્ષણ.

વાચનપાઠ વખતે પાઠમાં આવતા શબ્દોની વ્યુત્પત્તિ શિખવવી એ વ્યુત્પત્તિ શિખવવાની ઉત્તમ પદ્ધતિ છે. આથી અમે આ પુસ્તકને અંતે વાચનમાળાની પાંચમી, છઠ્ઠી ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોની ટીપ આપેલી છે. આ શબ્દોની વ્યુત્પત્તિ આ પુસ્તકમાં કયે પાને આપેલી છે તેનો અંક ત્યાં દર્શાવવામાં આવ્યો છે. આ કોષ શિક્ષક તેમજ વિદ્યાર્થીવર્ગને ખાસ ઉપયોગી થઈ પડશે એમ અમારૂં માનવું છે. વ્યાકરણના સાંકેતિક શબ્દોની ટીપ આપેલી છે તે પ્રાથમિકશાળાના ધોરણ ૭ સાતના, અને અંગ્રેજી-ગુજરાતી શાળાના ધો. ૨-૩ ના વિદ્યાર્થી અને શિક્ષક માટે છે.

વ્યુત્પત્તિ શિખવવાની શરૂઆત પ્રાથમિકશાળાના પાંચમા અને અંગ્રેજી-ગુજરાતીશાળાના પહેલા ધોરણથી કરવાની છે. ગુજરાતી ભાષામાં બે સ્વરો ( નદીએ ) સાથે આવી શકે છે, પણ સંસ્કૃતમાં આવી શકતા નથી. તેવે પ્રસંગે બે સ્વરો જોડાઈ નવું રૂપ થાય છે. આવા સ્વરસંધિવાળા ઘણા સંસ્કૃત શબ્દો ગુજરાતી ભાષામાં તેવાને તેવાજ દાખલ થયા છે. માટે આવા શબ્દો વાચનમાળાની પાંચમી ચોપડીમાં આવે, ત્યાં તેનો ભાગ પાડી અર્થ, ને સંધિને લગતો નિયમ બતાવવો જોઇએ. વળી સહેલા સામાસિક, પ્રત્યય ને ઉપસર્ગવાળા શબ્દોના ભાગ પાડી અર્થ સમજાવવો જોઇએ. અમે પાંચમી ચોપડીના પાઠવાર શબ્દોની પસંદગી ઉપલા નિયમ ધ્યાનમાં રાખી કરેલી છે.

પ્રાથમિકશાળાના ધો. ૬-૭ અને અંગ્રેજી-ગુજરાતી શાળાના

ધો. ૨–૩ માં ‘ શબ્દોની સાદી બાંધણી ’ શિખવવાની છે, એટલે શબ્દોનાં અંગ ( ધાતુ, ઉપસર્ગ કે પૂર્વંગ, પ્રત્યય ) જુદાં પાડતાં આવડવાં જોઇએ. તેની સાથે સંધિનું વિશેષ જ્ઞાન ( વ્યંજન ને વિસર્ગ સંધિ ), સમાસનો વિગ્રહ કરી તેની જાત, તદ્ધિત શબ્દના ભાગ, ને ઉત્સર્ગના સહેલા નિયમ જાણવા જોઇએ. આ નિયમને અનુસરી અમે છઠ્ઠી સાતમી ચોપડીના શબ્દ પસંદ કર્યાં છે.

વ્યુત્પત્તિના વિષયનું સંબંધપૂર્વક જ્ઞાન થવાને વખત પત્રકમાં આ વિષય માટે વાચનપાઠથી જુદો વખત રાખવો જોઇએ. તેમાં આ પુસ્તકને ક્રમે વિષય ચલાવવો. ઉદાહરણો પુસ્તકમાં ઘણાં આપેલાં છે, તેમાંથી ધોરણને લગતાં વાચનપાઠમાળાનાં લેવાં. શિક્ષકે છેડે આપેલા કોષ પરથી પ્રથમથી ઉદાહરણ નીચે રંગિત પેનસિલથી નિશાની કરાવી લેવી લાભકારી છે.

ટ્રેનિંગ કૉલેજના પહેલા વર્ષના સ્કૉલરોને આ પુસ્તકનું પૂરું જ્ઞાન આપવા જરૂર છે. હાઇસ્કૂલોના તેમજ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓએ આ પુસ્તકનો અભ્યાસ કરી જવો લાભકારી છે.



# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| **સંસ્કૃત કૃત્ પ્રત્યય.** | ૯૩ |
| अ ક્રિ. વા. પ્ર. | ૯૩ |
| अ કૃ. વા. પ્ર. | ૯૬ |
| अक કૃ. વા. પ્ર. | ૯૯ |
| अन ક્રિ. વા. પ્ર. | ૧૦૧ |
| अन કૃ. વા. પ્ર. | ૧૦૩ |
| इन् કૃ. વા. પ્ર. | ૧૦૪ |
| ति ક્રિ. વા. પ્ર. | ૧૦૫ |
| तृ–ता કૃ. વા. પ્ર. | ૧૦૭ |
| त्र સા. વા. પ્ર. | ૧૦૮ |
| य, अनीय, त्य, तव्य યો. દ. પ્ર. | ૧૦૯ |
| त, इत, न ભૂ. કૃ. પ્ર. | ૧૧૨ |
| त्, मान વ. કૃ. પ્ર. | ૧૧૬ |
| न ક્રિ. વા. પ્ર. | ૧૧૭ |
| आ ક્રિ. વા. ના. જા. પ્ર. | ૧૧૭ |
| उ કૃ. વા. પ્ર. | ૧૧૭ |
| उर કૃ. વા. પ્ર. | ૧૧૮ |
| वर કૃ. વા. પ્ર. | ૧૧૮ |
| **ગુજરાતી કૃત્ પ્રત્યય.** | ૧૧૮ |
| ધાતુપરથી નામ અક, અકી, અણ, અણી, અણું, આઇ, આટ, આણ, આમણ, આરો, આવ, આવટ, ઈ, ઉ, ઐયો, ણુક, ત, તર, નાર, વું, વાનું | ૧૧૮ |
| ધાતુપરથી વિશેષણ આણું, આઉ, ઈતું, એલ, ઇએલ, કણો | ૧૧૯ |
| **ફારસી કૃત્ પ્રત્યય.** | ૧૨૦ |
| નામ કરનાર ઈ, ગી, ગીરી, ચી | ૧૨૦ |
| વિશેષણ કરનાર દાર, બાન, મંદ, વર–વાર, યાર, વાન | ૧૨૦ |
| **પૂર્વગ પ્રકરણ.** | ૧૨૨ |
| **સંસ્કૃત ઉપસર્ગ.** | ૧૨૨ |
| प्र આગળ, શ્રેષ્ઠ, વિશેષ, ઉત્પત્તિ | ૧૨૨ |
| परा પાછું, મોટું, ઉલટું | ૧૨૮ |
| अप નીચે, ખરાબ, ઉલટું | ૧૨૯ |
| सम् સાથે, સુંદર રીતે, બિલકુલ | ૧૩૦ |
| अनु પાછળ, સાથે, મળતું | ૧૩૭ |
| अव નીચે, નઠારું | ૧૩૯ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

# સંક્ષિપ્ત ચિહ્નો.

સં. = સંસ્કૃત.
પ્રા. = પ્રાકૃત.
અ. = અરબી.
ફા. = ફારસી.
ક્રિ. વિ. = ક્રિયા વિશેષણ.
અ. = અવ્યય.
ષ. ત. પુ. સ. = ષષ્ઠી તત્પુરુષ સમાસ.
ના. જા. પ્ર. = નારીજાતિનો પ્રત્યય.
ક્રિ. વા. ના જા. પ્ર. = ક્રિયાવાચક નારીજાતિનો પ્રત્યય.
ક્રિ. વા. પ્ર. = ક્રિયાવાચક પ્રત્યય.
ક. વા. પ્ર. = કર્તૃવાચક પ્રત્યય.
સા. વા. પ્ર. = સાધનવાચક પ્રત્યય.
યો. દ. પ્ર. = યોગ્યતાદર્શક પ્રત્યય.
લ. વા. પ્ર. = લઘુતાવાચક પ્રત્યય.
વ. કૃ. પ્ર. = વર્તમાન કૃદંત પ્રત્યય.
ભૂ. કૃ. પ્ર. = ભૂત કૃદંત પ્રત્યય.

# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧ | દંતોષ્ઠય | દંતૌષ્ઠ્ય |
| ૨ | ૩ | કંઠોષ્ઠય | કંઠૌષ્ઠ્ય |
| ૨ | ૫ | મૂર્ધાસ્થાની | મૂર્ધાસ્થાની |
| ૬ | ૬ | નિરૂક્ત | નિરુક્ત |
| ૧૮ | ૨૦ | ગતિ | ગીત |
| ૨૪ | ૨ | સ્મિતભયુ | સ્મિતભર્યું |
| ૨૫ | ૧૦ | સ્પર્શેદ્રિય | સ્પર્શેન્દ્રિય |
| ૨૬ | ૨૧ | ગુણગીત્ | ગુણગીત |
| ૩૯ | ૧૪ | સત્પુરૂપ | સત્પુરુષ |
| ૪૭ | ૧૬ | હરરરોજ | હરરોજ |
| ૪૭ | ૨૪ | ગુજમુક્તા | ગજમુક્તા |
| ૫૮ | ૬ | દિયાનલ | દિયાનત |
| ૭૭ | ૩,૨૧ | उत् | उद् |
| ૭૮ | ૯,૧૨,૧૫,૨૨ | उत् | उद् |
| ૭૯ | ૬,૧૧ | उत् | उद् |
| ૮૫ | ૧૦ | उद्+मिल् | उद्+म्लि |
| ૯૦ | ૧૭ | साधू | साध् |
| ૯૧ | ૧૭ | स्यगू | स्यग् |
| ૯૫ | ૩ | वासस | वासस् |
| ૯૫ | ૧૩ | જોણવાવાળો | જાણવાવાળો |

| | | | |
|---|---|---|---|
| ૯૬ | ૧૩ | સ્વરશ•ય | સ્વરશૂન્ય |
| ૯૬ | ૧૮ | દિક્રૂપાલ | દિક્પાલ |
| ૧૧૧ | ૫ | રચૂ | રમ્ |
| ૧૧૨ | ૫ | ધૃત | ધૃત |
| ૧૨૬ | ૨૪ | પ્રવર્તક | પ્રવર્ત્તક |
| ૧૩૫ | ૭ | ભ | ભૃ |
| ૧૩૬ | ૩ | સંવદ્ધિ | સંવૃદ્ધિ |
| ૧૩૬ | ૨૪ | વેદવ્યાસ | વેદવ્યાસે |
| ૧૫૩ | ૧૬–૧૭ | કુહેડાવવાંતે | કુહેવડાવવાંતે |
| ૧૯૭ | ૨૨ | ફાયદો | કાયદો |
| ૨૦૭ | ૧૫ | મોકલવવાને | મોકલવાને |
| ૨૧૭ | ૨૩ | બીજાશય | બીજાશય ૭ |
| ૨૨૪ | ૧૩ | નિમૂળ | નિર્મૂળ |



સરલ

# વ્યુત્પત્તિજ્ઞાન પ્રકાશ.

## ખંડ ૧ લો. ધોરણ છઠ્ઠા સાતમા માટે.

આ ધોરણમાં "શબ્દોની સાદી બાંધણી" શીખવવાની છે, એટલે સામાસિક શબ્દો છૂટા પાડતાં તેમજ મૂળ શબ્દ, ઉપસર્ગ અને પ્રત્યયો ઓળખતાં આવડવું જોઇએ. આને, માટે નીચેને ક્રમે કામ કરવું અમને ઉચિત લાગે છે.

સંધિના થોડા નિયમો આવડ્યા સિવાય વ્યુત્પત્તિ આવડતી નથી, અને અક્ષરનાં સ્થાન વગેરે આવડ્યા વિના સંધિ શીખાતી નથી; માટે પ્રથમ આ બે બાબતનું વર્ણન નીચે આપ્યું છે.

## અક્ષર વિચાર.

### સ્થાન પ્રમાણે અક્ષરોનું કોષ્ટક.

| | વ્યંજન. | સ્વર. |
|---|---|---|
| કંઠસ્થાની— | ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, હ્,... ... ... | અ. આ. |
| તાલુસ્થાની— | ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ય્, શ્, ... ... | ઇ, ઈ. |
| મૂર્ધાસ્થાની— | ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ર્, ષ્, ળ્, ... ... | ઋ. |
| દંતસ્થાની— | ત્, થ્, દ્, ધ્, ન્, લ્, સ્, ... ... | |
| ઓષ્ઠસ્થાની— | પ્, ફ્, બ્, ભ્, મ્, ... ... ... | ઉ, ઊ. |

વ્ દંતોષ્ઠય છે, કેમકે તેનો ઉચ્ચાર ઘણે ભાગે ઉપલા દાંત નીચલા ઓઠની સાથે અડાડવાથી થાય છે. એ, ઐ કંઠતાલવ્ય, અને ઓ, ઔ કંઠોષ્ઠય છે.

કંઠસ્થાની અક્ષર ગળામાંથી બોલાય છે, તાલુસ્થાની અક્ષરો જીભને તાળવે અડાડવાથી બોલાય છે, મૂર્ધાસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતની અંદરના અવાળુને અડાડવાથી બોલાય છે, દંતસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતને અડાડવાથી બોલાય છે, અને ઓષ્ઠસ્થાની અક્ષરો બોલતાં બે ઓઠ ભેગા કરવા પડે છે.

**સ્પર્શ વ્યંજન:**—ક્ થી મ્ સુધીના વ્યંજનોનો ઉચ્ચાર કરતાં જીભના ભાગો જુદાં જુદાં સ્થાનોને બરાબર સ્પર્શ કરે છે, માટે એ સ્પર્શ વ્યંજન કહેવાય છે.

**અર્ધ સ્વર:**—ય્, ર્, લ્, વ્ વ્યંજનોનો ઉચ્ચાર કંઇક સ્વર જેવો છે, માટે એ અર્ધ સ્વર કહેવાય છે.

**ઊષ્મ વ્યંજન:**—શ્, ષ્, સ્ અને હ્ નો ઉચ્ચાર કરવામાં એક પ્રકારનો વાયુ પ્રધાન છે માટે ઊષ્મ ( ઊષ્મન્=વાયુ ) કહેવાય છે.

**ઘોષ વ્યંજન:**—જેનો ઉચ્ચાર કરતાં કંઇક રણકા જેવો અવાજ (ઘોષ) થાય છે તે. ગ્, જ્, ડ્, દ્, બ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; ઙ્, ઞ્, ણ્, ન્, મ્; ય્, ર્, લ્, વ્, હ્, ળ્. ( સ્વરો બધા ઘોષ છે. )

**અઘોષ વ્યંજન:**—જેનો ઉચ્ચાર કરતાં રણકા જેવો અવાજ ( ઘોષ ) નથી થતો તે. ક્, ચ્, ટ્, ત્, પ્; ખ્, છ્, ઠ્, થ્, ફ્; શ્, ષ્, સ્.

**અલ્પ પ્રાણ:**—જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ ખેંચવો પડે છે તે. ક્, ચ્, ટ્, ત્, પ્; ગ્, જ્, ડ્, દ્, બ્; ય્, ર્, લ્, વ્, ળ્. ( સ્વરો બધા અલ્પ પ્રાણ છે. )

**મહા પ્રાણ:**—જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ ખેંચવો પડે છે તે. ખ્, છ્, ઠ્, થ્, ફ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; શ્, ષ્, સ્, હ્.

**અનુનાસિક:**—જેનો ઉચ્ચાર નાકમાંથી થાય છે તે. ઙ્, ઞ્, ણ્, ન્, મ્.

---

## સંધિ.

**સંધિ:**—જ્યારે એક પદમાં બે અક્ષરો પાસે આવી તેમાં ફેરફાર થાય છે, ત્યારે સંધિ થઇ કહેવાય છે. ( સં = સાથે + ધા = ધારણ કરવું–સાથે ધારણ કરવું; સંધિ એટલે સંધાણ ).

ગુજરાતી થઇ ગયેલા શબ્દોમાં સંધિ થતી નથી, પણ ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દો સંધિ થયેલા વાપરીએ છીએ, માટે સંધિના કેટલાક અગત્યના નિયમ નીચે આપીએ છીએ.

### સ્વર સંધિ.

(૧). જો અ કે આ ની પછી અ કે આ આવે, તો તે બને મળીને આ થાય છે.

અ + અ = આ. ઉદાહરણ–અદ્યાપિ (અદ્ય = આજ + અપિ = પણ,—આજપણ, આજસુધી), ઉત્તરાયણ ( ઉત્તર + અયન = જવું તે,—સૂર્યનું દક્ષિણમાંથી ઉત્તર તરફ જવું તે ), દક્ષિણાયન ( દક્ષિણ + અયન,—સૂર્યનું ઉત્તરમાંથી દક્ષિણ તરફ જવું તે ), રામાયણ ( રામ + અયન,—રામનું વનવાસ જવું તે, એ નામનો એક ગ્રંથ ), ઉભયાન્વયી ( ઉભય = બે + અન્વયી = જોડનાર,—બે વાક્ય કે શબ્દને જોડનાર ), કર્માર્થે ( કર્મ + અર્થે,—કર્મને અર્થે ), હિતાર્થે ( હિત + અર્થે,—હિતને અર્થે ), પરમાર્થ ( પરમ = શ્રેષ્ઠ + અર્થ = કામ,—શ્રેષ્ઠ

શ્રમ, પરોપકાર બુદ્ધિ, મોક્ષ પ્રાપ્તિનું સાધન), **શબ્દાર્થ** (શબ્દ + અર્થ= શબ્દનો અર્થ ), **સ્વાર્થ** ( સ્વ = પોતાનું + અર્થ = મતલબ,–પોતાની મતલબ ), **કૃષ્ણાર્પણ** ( કૃષ્ણ + અર્પણ = આપવું તે,–કૃષ્ણને અર્પણ, પ્રાપ્ત પણ સ્વાર્થ વિના અપાયલું દાન ), **સ્વાર્પણ** ( સ્વ = પોતાનું + અર્પણ,–પોતાનું અર્પણ, પરમાર્થે જાતનો ભોગ આપવો તે ), **ગોળાર્ધ** ( ગોળ + અર્ધ,–ગોળાનું અર્ધ, અર્ધો ગોળો ) **જન્માષ્ટમી** ( જન્મ + અષ્ટમી,–જન્મની અષ્ટમી, શ્રાવણ વદ ૮. એ દિવસે શ્રી કૃષ્ણનો જન્મ થયો હતો ), **જોડાક્ષર** ( જોડ + અક્ષર,–બે કે વધારે જોડાયલા વ્યંજનો ), **દંડકારણ્ય** ( દંડક = નર્મદા અને ગોદાવરી નદી વચ્ચેનો પ્રદેશ + અરણ્ય = જંગલ,–દંડક નામનું અરણ્ય ), **દેશાટન** ( દેશ + અટન = ફરવું તે,–દેશમાં ફરવું તે ), **દેશાવર** ( દેશ + અવર = બીજો,–બીજો દેશ ), **ધર્માધ્યક્ષ** ( ધર્મ + અધ્યક્ષ = ઉપરિ,–ધર્મનો ઉપરિ ), **નાન્યતર** ( ન = નહિ + અન્યતર = બે-માંથી એક,–બેમાંથી–નરનારીમાંથી–એકે નહિ તે ), **ન્યાયાધીશ** (ન્યાય + અધીશ = ઉપરિ,–ન્યાયનો ઉપરિ), **પંચાગ્નિ** (પંચ + અગ્નિ,–ચાર પાસ ધુણી ને ઉપર સૂર્યનો તાપ ), **પંચામૃત** ( પંચ + અ-મૃત,–દૂધ, દહીં, ઘી, મધ, અને સાકર દેવ વાસ્તે એકઠું કરેલું તે ), **પટ્ટાભિષેક** (પટ્ટ = મુગટ + અભિષેક = મંત્રપૂર્વક સ્નાન,–ગાદીપર બે-સાડતી વખતે રાજાને જળ, પુષ્પ વગેરે છાંટીને જે ક્રિયા કરે છે તે), **પરમાણુ** (પરમ = શ્રેષ્ઠ + અણુ,–વસ્તુનો ઝીણામાં ઝીણો ભાગ તે), **પરાધીન** ( પર = બીજું + અધીન = તાબે,–બીજાને તાબે, પરતંત્ર), **સ્વાધીન** ( સ્વ = પોતાનું + અધીન = તાબે,–પોતાને તાબે, સ્વ-તંત્ર ), **બારાક્ષરી** ( બાર + અક્ષરી,–બાર અક્ષરવાળી ), **મૂળાક્ષર** ( મૂળ + અક્ષર,–સ્વર અને વ્યંજન ), **ભિન્નાભિન્નતા** ( ભિન્ન =

જુદું + અભિન્ન = જુદું નહિ તે + તા = પણું,–જુદાપણું અને મળતાપણું ), **રાજ્યાધિકાર** ( રાજ્ય + અધિકાર,–રાજ્યનો અધિકાર ), **વસ્ત્રાલંકાર** ( વસ્ત્ર + અલંકાર = ઘરેણું,–કપડાં અને ઘરેણાં ), **વિંધ્યાચલ** ( વિંધ્ય + અચલ = પર્વત,–વિંધ્ય પર્વત ), **હિમાચલ** (હિમ = બરફ + અચલ,–જે પર્વતને મથાળે બારે માસ બરફ રહે છે તે, એક પર્વતનું નામ છે ), **વિંધ્યાદ્રિ** ( વિંધ્ય + અદ્રિ = પર્વત,–વિંધ્ય પર્વત ), **સહ્યાદ્રિ** ( સહ્ય + અદ્રિ,–સહ્યપર્વત ), **સાક્ષર** ( સ = સાથે + અક્ષર,–ભણેલા, વિદ્વાન્ ), **સૂર્યાસ્ત** ( સૂર્ય + અસ્ત = આથમવું તે,–સૂર્યનું આથમવું તે ), **સ્વદેશાભિમાન** ( સ્વદેશ + અભિમાન,–પોતાના દેશનું અભિમાન ), **સ્વાભિમાન** ( સ્વ + અભિમાન,–પોતાની જાતનું અભિમાન, પોતાની આબરૂની દરકાર, ટેક ), **અક્ષાંશ** ( અક્ષ = ચક્ર + અંશ = ભાગ,–પૃથ્વીપરના હરકોઇ સ્થળનું ભૂમધ્ય વૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં અંતર, પૃથ્વીના ઉત્તર દક્ષિણ પરિઘનો ૩૬૦ મો ભાગ એક અક્ષાંશ ), **અપાંગ** ( અપ = જતું રહેલું + અંગ = અવયવ,–ખોડો છે અવયવ જેનો તે; અપંગ–લુલું, આંધળું, બહેરું, વગેરે ), **સાષ્ટાંગ** [ સ = સાથે + અષ્ટ = આઠ + અંગ,–આઠ અંગ [ છાતી, માથું, આંખ, પગ, ઘુંટણ, હાથ, મનમાં ચિન્તવીને, અને મોઢે બોલીને ) સહિત ( નમસ્કાર ) ], **દશાંશ** [ દસ + અંશ = ભાગ,–દશમા છે ભાગ જેમાં તે ( અપૂર્ણાંક ) ], **દ્વિતીયાંશ** ( દ્વિતીય = બીજો + અંશ,–બીજો ભાગ ), **દિવ્યાંગના** ( દિવ્ય = સ્વર્ગની, સુંદર + અંગના = સ્ત્રી,–સ્વર્ગની સ્ત્રી, અપ્સરા, પરી ), **દૃષ્ટાંત** ( દૃષ્ટ = દીઠેલો + અંત = નિશ્ચય,–સાબીત કરવાની બાબતનો નિશ્ચય જેમાં દેખાય છે તે, દાખલો ), **સિદ્ધાંત** ( સિદ્ધ = પૂર્ણ + અંત = નિશ્ચય,–પ્રમાણુથી ઠરેલો પૂર્ણ નિશ્ચય ), **ધર્માંધ** ( ધર્મ +

અંધ,–ધર્મના આચારવિચારમાં છેકજ આગ્રહી ), **પકવાન્ન** ( પકવ = રંધેલું + અન્ન,–રાંધેલું અનાજ, મિઠાઇ ), **મિષ્ટાન્ન** ( મિષ્ટ = મીઠું + અન્ન,–મીઠું અનાજ, મીઠું ભોજન ), **પંચાંગ** ( પંચ + અંગ,–જેમાં તિથિ, વાર, નક્ષત્ર વગેરે જણાય છે તે, ટીપણું ), **સર્વાંગ** ( સર્વ + અંગ,–સંપૂર્ણ શરીર ), **વેદાંગ** [ વેદ + અંગ,–વેદનાં છ અંગ ( શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ ) ], **પીતાંબર** ( પીત = પીળું + અંબર = વસ્ત્ર,–પીળું વસ્ત્ર, અથવા પીળું છે વસ્ત્ર જેનું તે–વિષ્ણુ ), **શ્વેતાંબર** ( શ્વેત = સફેદ + અંબર,–સફેદ છે વસ્ત્ર જેનાં તે, જૈનનો એક વર્ગ ), **પૂર્ણાંક** ( પૂર્ણ = પૂરો + અંક,–પૂરો આંકડો ), **બીજાંડ** ( બીજ + અંડ = ઇંડું,–બીજનું ઇંડું ), **બ્રહ્માંડ** ( બ્રહ્મ + અંડ,–બ્રહ્માનું અંડ, અંડાકારે–ગોળાકારે–જે મહા વિશ્વ-રચના તે, એમાં ચૌદ ભુવનનો સમાવેશ છે ), **સારાંશ** ( સાર = ઉત્તમ + અંશ = ભાગ,–ઉત્તમ ભાગ, મતલબ ), **હુતાશન** ( હુત = હોમેલું + અશન = ખાનાર,–હોમેલું ખાનાર, અગ્નિ ).

**અ + આ = આ.** ઉદાહરણ—**અહમદાબાદ** ( અહમદ + આબાદ = સ્થાન,–અહમદનું સ્થાન, અહમદશાહે વસાવેલું શહેર ), **હૈદરાબાદ** ( હૈદર + આબાદ,–હૈદરનું સ્થાન ), **ગુરુત્વાકર્ષણ** ( ગુ-રુત્વ = ભાર + આકર્ષણ = ખેંચવું તે, ખેંચાણ,–ભાર ઉત્પન્ન કરનાર ખેંચાણ ), **રસાયનાકર્ષણ** ( રસાયન + આકર્ષણ,–રસાયનને લીધે ખેંચાણ, જે વડે જુદી જુદી જાતના પદાર્થ મળવાથી એક જુદી જાતનો નવો પદાર્થ બને છે તે ), **સ્નેહાકર્ષણ** ( સ્નેહ + આકર્ષણ,–સ્નેહને લીધે ખેંચાણ, જે વડે પદાર્થના પરમાણુઓ એક બીજાને ખેંચી રાખે છે તે, સંબંધાકર્ષણ ), **ગોળાકાર** ( ગોળ + આ-કાર,–ગોળનો આકાર કે ગોળ જેવો આકાર જેનો છે તે ),

**ત્રિકોણાકાર** ( ત્રિકોણુ + આકાર,–ત્રિકોણુનો આકાર કે ત્રિકોણુ જેવો આકાર જેનો છે તે ), **શુંડાકાર** ( શુંડ = સૂંઢ + આકાર,–સૂંઢનો આકાર કે સૂંઢ જેવો આકાર જેનો છે તે ), **છિદ્રાલુ** ( છિદ્ર = કાણું + આલુ = વાળું, કાણાંવાળું ), **રસાલ** ( રસ + આલ = વાળું,–રસવાળું, ફળદ્રુપ ), **જળાશય** ( જળ + આશય = ઠેકાણું,–જળનું ઠેકાણું, તળાવ ), **પિત્તાશય** ( પિત્ત + આશય,–પિત્તનું ઠેકાણું), **બીજાશય** ( બીજ + આશય,–બી બંધાવાનું ઠેકાણું ), **ગજાનન** ( ગજ = હાથી + આનન = મુખ,–હાથી જેવું મુખ જેનું છે તે, ગણુપતિ ), **દશાનન** ( દશ + આનન,–દશ મુખ જેને છે તે, રાવણુ ), **દેવાલય** ( દેવ + આલય = સ્થાન,–દેવનું સ્થાન ) **પુસ્તકાલય** ( પુસ્તક + આલય,–પુસ્તકનું સ્થાન, જ્યાં અનેક પુસ્તકોનો સંગ્રહ હોય તે ઠેકાણું ), **શિવાલય** ( શિવ + આલય,–શિવનું સ્થાન, મહાદેવનું દહેરૂં ), **હિમાલય** ( હિમ + આલય,–હિમનું સ્થાન, એક પર્વતનું નામ છે ), **ધનાઢ્ય** ( ધન + આઢ્ય = સંપન્ન,–ધનવડે સંપન્ન, ધનવાન ), **દ્રોણાચાર્ય** ( દ્રોણુ + આચાર્ય = ગુરુ,–દ્રોણુ આચાર્ય, પાંડવ કૌરવના ગુરુ ), **ભાસ્કરાચાર્ય** ( ભાસ્કર + આચાર્ય,–ભાસ્કરાચાર્ય નામનો એક મોટો ખગોળવેત્તા થઇ ગયો છે ), **શંકરાચાર્ય** ( શંકર + આચાર્ય,–શંકરાચાર્યે બ્રાહ્મણુ ધર્મની પુનઃસ્થાપના કરી છે ), **નરાદિ** ( નર = પુરુષ + આદિ = પહેલાં, અગાડી,–પુરુષ છે પહેલાં જેની એટલે પુરુષ વગેરે ), **ઇંદ્રાદિ** ( ઇંદ્ર + આદિ,–ઇંદ્ર વગેરે ), **ઉપાખ્યાન** ( ઉપ = નાની + આખ્યાન = કથા,–નાની કથા, આડકથા ), **નળાખ્યાન** ( નળ + આખ્યાન,–નળનીકથા ), **નાટારંભ** ( નાટ = નૃત્ય, નાચ + આરંભ,–નૃત્યનો આરંભ ), **ઇંદ્રાસન** ( ઇંદ્ર + આસન = ગાદી,–ઇંદ્રની ગાદી ), **ન્યાયાસન** ( ન્યાય + આસન,–ન્યાય આપનારની

આદી ), **મયૂરાસન** ( મયૂર = મોર + આસન,–મોરના આકારનું તખ્ત), **સિંહાસન** ( સિંહ + આસન,–સિંહના આકારનું તખ્ત ), **પરમાત્મા** ( પરમ = શ્રેષ્ઠ + આત્મા,–શ્રેષ્ઠ આત્મા, બ્રહ્મ ), **પરમાનંદ** ( પરમ + આનંદ,–શ્રેષ્ઠ આનંદ, બ્રહ્મ ), **બ્રહ્માનંદ** ( બ્રહ્મ = પરમાત્મા + આનંદ,–પરમાત્માનો–પરમાત્માના સાક્ષાત્કાર થવાનો–આનંદ ), **પૂજ્યારાધ્ય** ( પૂજ્ય = પૂજવા યોગ્ય + આરાધ્ય = આરાધવાને યોગ્ય,–પૂજા અને સ્તુતિ કરવાને યોગ્ય ), **ભયાનક** ( ભય + આનક = લગાડે તેવું,–ભય લગાડે તેવું, ભયંકર ), **માંસાહારી** ( માંસ + આહારી,–માંસનું ભોજન કરનાર ), **અન્યોન્યાશ્રય** ( અન્યોન્ય = પરસ્પર, એક બીજાું + આશ્રય = મદદ,–પરસ્પર મદદ ), **સ્વાશ્રય** ( સ્વ + આશ્રય,–પોતાપર આધાર રાખવો તે ), **બ્રહ્મચર્યાશ્રમ** [ બ્રહ્મચર્ય ( બ્રહ્મ–વેદ વિદ્યા તરફ જવું તે ) + આશ્રમ = જીંદગીનો વિભાગ,–જનોઈ ધારણ કર્યા પછી ગૃહસ્થાશ્રમી થતાં સુધી બ્રાહ્મણે પાળવાના નિયમ ], **ગૃહસ્થાશ્રમ** (ગૃહસ્થ = ઘર માંડીને રહેનાર+ આશ્રમ,–ગૃહસ્થનો આશ્રમ), **વાનપ્રસ્થાશ્રમ** ( વાનપ્રસ્થ + આશ્રમ,–બ્રાહ્મણની ત્રીજી અવસ્થા, સંસાર ઉપરથી ભાવ ઉઠાડી ઈશ્વર ભજન માટે વનમાં વસવું તે ), **સંન્યાસાશ્રમ** ( સંન્યાસ + આશ્રમ,–સંસાર ત્યાગ કરી કેવળ એકલાં રહેવાનો જીંદગીના ચોથો ભાગ ), **વર્ણાશ્રમ** (વર્ણ = જાતિ + આશ્રમ,–ચાર જાતિ ને ચાર આશ્રમ ), **વાતાવરણ** ( વાત = વા + આવરણ = ઢાંકણ,–વાનું ઢાંકણ ), **તેજાવરણ** ( તેજ + આવરણ,–તેજનું ઢાંકણ ), **મુકુટાવરણ** ( મુકુટ = મુગટ + આવરણ,–મુગટનું ઢાંકણ ), **શરણાગત** ( શરણ + આગત = આવેલું,–શરણે આવેલું ), **શોકાતુર** ( શોક + આતુર = પીડાતો,–શોકવડે પીડાતો ).

આ + અ = આ. ઉદાહરણ—**કર્ત્તાર્થે** ( કર્ત્તા + અર્થે,–કર્ત્તાને

અર્થે ), **કદાપિ** ( કદા = ક્યારે + અપિ,–ક્યારેપણ ), **તથાપિ** (તથા = તેમ + અપિ,–તેમપણ, તોપણ ), **તથાસ્તુ** ( તથા + અસ્તુ = થાઓ,–તેમ થાઓ ), **ભાષાંતર** ( ભાષા + અંતર,–બીજી ભાષામાં, તર્જુમો ), **મિથ્યાભિમાન** ( મિથ્યા = ખોટું + અભિમાન,–ખોટું અભિમાન ), **રેખાંશ** ( રેખા = લીટી + અંશ = ભાગ,–લીટીના ભાગ–પૂર્વ પશ્ચિમમાં જનાર વૃત્તના ભાગ, પૃથ્વીપરના હરકોઇ સ્થળનું મુખ્ય યામ્યોત્તર વૃત્તથી પૂર્વ કે પશ્ચિમમાં અંતર ), **લીલામૃતધારા** ( લીલા = ક્રીડા, રમત, ખેલ + અમૃત + ધારા,–લીલારૂપી અમૃતનીધારા ), **વિદ્યાર્થી** ( વિદ્યા + અર્થી = મતલબવાળો,–વિદ્યાની મતલબવાળો ), **વિદ્યાભ્યાસ** ( વિદ્યા + અભ્યાસ = મહાવરો,–વિદ્યાનો મહાવરો ), **સેનાધિપતિ** ( સેના = લશ્કર + અધિપતિ = ઉપરિ,–લશ્કરનો ઉપરિ ).

**આ + આ = આ.** ઉદાહરણ—**ઇચ્છાદિક** ( ઇચ્છા + આદિ + ક પ્રત્યય,–ઇચ્છા છે જેની પહેલાં એટલે ઇચ્છા વગેરે ), **કૃપાલુ** (કૃપા + આલુ,–કૃપાવાળો ), **દયાલુ** ( દયા + આલુ,–દયાવાળો ), **માયાલુ** ( માયા + આલુ,–માયાવાળો ), **ચિન્તાતુર** ( ચિન્તા + આતુર,–ચિન્તાવડે પીડાતો ), **મહાત્મા** ( મહા = મોટું + આત્મા,–મોટા મનવાળો ), **મહાશય** ( મહા + આશય = અભિપ્રાય, મન,–મોટા મનવાળો પુરુષ ), **વિદ્યાલય** ( વિદ્યા + આલય,–વિદ્યાનું સ્થાન ).

(૨). ઇ કે ઈની પછી ઇ કે ઈ આવે, તો તે બંને મળીને ઈ થાય છે. ઉદાહરણ—**હરીચ્છા** ( હરિ + ઇચ્છા,–હરિની ઇચ્છા ), **અગ્નીશ્વર** ( અગ્નિ + ઈશ્વર,–અગ્નિરૂપ ઈશ્વર, કાશીનો એક ઘાટ ),

**આદીશ્વર** ( આદિ = પ્રથમ + ઈશ્વર,—જૈનધર્મના પ્રથમ તીર્થંકર, આદિનાથ, ઋષભદેવ ), **કવીશ્વર** ( કવિ + ઈશ્વર,—કવિઓમાં શ્રેષ્ઠ ), **પરીક્ષા** ( પરિ = ચોતરફ + ઈક્ષા = જોવું તે,—ચોતરફ તપાસવું તે ), **યોગીંદ્ર** ( યોગી + ઇંદ્ર,—યોગીઓમાં શ્રેષ્ઠ ), **યોગીશ્વર** ( યોગી + ઈશ્વર,—યોગીઓમાં શ્રેષ્ઠ—મહાદેવ, વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય મુનિ ).

(૩). ઉ કે ઊની પછી ઉ કે ઊ આવે, તો તે બંને મળીને ઊ થાય છે. જેમ, ભાનૂદય ( ભાનુ = સૂર્ય + ઉદય,—સૂર્યનો ઉદય).

(૪). અ કે આ પછી ઇ કે ઈ આવે, તો તે બેઉ મળીને એ થાય છે. ઉદાહરણ—**ઈશ્વરેચ્છા** ( ઈશ્વર + ઇચ્છા,—ઈશ્વરની મરજી), **ઉપેન્દ્ર** ( ઉપ + ઇન્દ્ર,—ઇંદ્રના નાના ભાઈ, વિષ્ણુ ), **રાજેન્દ્ર** ( રાજ = રાજા + ઇન્દ્ર,—રાજાનો ઇન્દ્ર, મોટો રાજા ), **જિતેન્દ્રિય** ( જિત = જિતેલું + ઇન્દ્રિય,—જીતી છે ઇન્દ્રિયો જેણે તે ), **સેન્દ્રિય** ( સ = સાથે + ઇન્દ્રિય,—ઇન્દ્રિયવાળાં ), **સ્પર્શેન્દ્રિય** ( સ્પર્શ = અડકવું તે + ઇન્દ્રિય,—લાગવાની ઇન્દ્રિય, ચામડી ), **હિતેચ્છુ** ( હિત + ઇચ્છુ = ઇચ્છનાર,—ભલું ઇચ્છનાર ), **એકેશ્વર** ( એક + ઈશ્વર ), **ગરુડેશ્વર** ( ગરુડ = ગરુડપક્ષી, વિષ્ણુનું વાહન + ઈશ્વર,—ગરુડરૂપ ઈશ્વર ), **ગુર્જરેશ્વર** ( ગુર્જર = ગુર્જર પ્રજા + ઈશ્વર = ધણી,—ગુર્જર પ્રજાના ધણી—રાજા ), **પરમેશ્વર** ( પરમ = શ્રેષ્ઠ + ઈશ્વર,—શ્રેષ્ઠ ઈશ્વર, જગદીશ્વર, પ્રભુ ), **મંત્રેશ્વર** ( મંત્ર = સલાહ + ઈશ્વર,—સલાહ આપવામાં શ્રેષ્ઠ ), **રાજેશ્વર** ( રાજ = રાજા + ઈશ્વર,—રાજાઓનો ધણી, મોટો રાજા ), **પરેશ** ( પર = મોટો + ઈશ = ધણી,—મોટો ધણી, પરમેશ્વર), **વિશ્વેશ** ( વિશ્વ = દુનિયા + ઈશ,—દુનિયાનો ધણી, ઈશ્વર, શિવ ), **મહેશ્વર** ( મહા = મોટો + ઈશ્વર,—મોટો ઈશ્વર, શિવ, મહાદેવ ).

(૫). અ કે આ પછી ઉ કે ઊ આવે, તો તે બેઉ મળીને ઓ થાય છે. ઉદાહરણ—**અતિશયોક્તિ** ( અતિશય = ઘણુંજ + ઉક્તિ = બોલવું તે,—વધારીને બોલવું તે, મીઠું મરચું ભભરાવીને બોલવું તે, બડબડાટ ), **લોકોક્તિ** ( લોક + ઉક્તિ,—લોકનું બોલવું તે, કહેવત), **પુરુષોત્તમ** ( પુરુષ + ઉત્તમ,—પુરુષને વિષે ઉત્તમ, વિષ્ણુ ), **આનંદોત્સવ** ( આનંદ = હરખ + ઉત્સવ = ખુશાલી,—હરખ ને ખુશાલી ), **શ્વાસોચ્છ્વાસ** ( શ્વાસ + ઉચ્છ્વાસ,—હવા અંદર લેવી ને બહાર કાઢવી તે ), **ઉત્તરોત્તર** ( ઉત્તર = જવાબ + ઉત્તર,—જવાબનો જવાબ, ક્રમવાર ), **ગુપ્તોત્તર** ( ગુપ્ત = છાનો + ઉત્તર,—છાનો જવાબ ), **પ્રશ્નોત્તર** ( પ્રશ્ન + ઉત્તર,—સવાલ ને જવાબ ), **યામ્યોત્તર** ( યામ્ય = દક્ષિણ + ઉત્તર,—ઉત્તર દક્ષિણ દિશા), **યામ્યોત્તરવૃત્ત** (ઉત્તર દક્ષિણ જનાર વૃત્ત), **અન્નોદક** (અન્ન + ઉદક = પાણી,—અન્ન ને પાણી), **ચરણોદક** (ચરણ + ઉદક,—પગ ધોએલું પાણી), **આર્યોદય** (આર્ય + ઉદય = ચઢતી,—આર્યોની ચઢતી), **જ્ઞાનોદય** (જ્ઞાન + ઉદય,=જ્ઞાનનો ઉદય), **સૂર્યોદય** (સૂર્ય + ઉદય,—સૂર્યનું ઉગવું તે ), **સહોદર** ( સહ = સમાન + ઉદર = પેટ,—સમાન જેનું પેટ છે એવો—સગોભાઇ ), **જીર્ણોદ્ધાર** ( જીર્ણ=જૂનું + ઉદ્ધાર =સમારવું તે,—જૂનાનો ઉદ્ધાર, જૂનાને સમારવું તે ), **પતિતોદ્ધાર** ( પતિત = પાપી + ઉદ્ધાર = છૂટકારો,—પાપીનો છૂટકારો, પાપીનો છૂટકારો કરનાર—પ્રભુ ), **ક્રોધોન્મત્ત** ( ક્રોધ + ઉન્મત્ત = ઘણું ગાંડુ થયેલ,—ક્રોધ વડે ઉન્મત્ત થયેલું, ગાંડો ). **મદોન્મત્ત** ( મદ + ઉન્મત્ત—મદ વડે ઉન્મત્ત થયેલું ), **પરોપકાર** ( પર = પારકું + ઉપકાર = ભલું કરવું તે,—પારકાનું ભલું કરવું તે ), **ષોડશોપચાર** [ ષોડશ = સોળ + ઉપચાર = સેવા,—પૂજનના સોળ ઉપચાર ( આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ,

દીપ, નૈવેદ્ય, દક્ષિણા, પ્રદક્ષિણા, ને મંત્રપુષ્પ )], **હિતોપદેશ** ( હિત = કલ્યાણ + ઉપદેશ = બોધ,—કલ્યાણનો બોધ ), **ધર્મોપદેશક** ( ધર્મ + ઉપદેશક = બોધ કરનાર,—ધર્મનો બોધ કરનાર ), **લોકોપયોગી** ( લોક + ઉપયોગી,—સર્વ લોકના ઉપયોગનું ), **શુભોપમા** ( શુભ + ઉપમા,—સારી ઉપમા ), **સુભટોપરિ** ( સુભટ = યોદ્ધા + ઉપરિ,—યોદ્ધાઓનો ઉપરિ ), **સર્વોપરિ** ( સર્વ + ઉપરિ,—સર્વનો ઉપરિ ), **ગંગોદક** ( ગંગા + ઉદક = જળ, પાણી;—ગંગાજળ), **શાલોપયોગી** ( શાલા + ઉપયોગી,—શાળાના ઉપયોગનું ).

(૬). **અ** કે **આ** પછી **ઋ** આવે, તો તે બંને મળીને **અર્** થાય છે. જેમ, **દેવર્ષિ** ( દેવ + ઋષિ,—દેવરૂપ ઋષિ—નારદ, અત્રિ, ભૃગુ, વગેરે ), **બ્રહ્મર્ષિ** ( બ્રહ્મ = બ્રાહ્મણ + ઋષિ,—બ્રાહ્મણ ઋષિ ) **રાજર્ષિ** ( રાજ = રાજા, ક્ષત્રિય + ઋષિ, ઋષિ જેવો રાજા, જન્મથી ક્ષત્રિય પણ આચરણ અને તપવડે ઋષિ જેવો થયેલ ), **સપ્તર્ષિ** [ સપ્ત + ઋષિ,—સાત મુખ્ય ઋષિઓ ( મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ ), સાત તારાનો ઝુમખો છે તે ], **મહર્ષિ** ( મહા + ઋષિ,—મોટા ઋષિ ).

(૭). **અ** કે **આ** પછી **એ**, **ઐ** આવે તો **ઐ**; અને **ઓ**, **ઔ** આવે તો **ઔ** થાય છે. જેમ, **એકૈક** ( એક + એક,—એક પછી એક, દરેક ), **નૈક** ( ન + એક,—એક નહિ ), **પરમૈશ્વર્ય** ( પરમ + ઐશ્વર્ય = વૈભવ,—શ્રેષ્ઠ વૈભવ ), **મહૈશ્વર્ય** ( મહા + ઐશ્વર્ય,—મોટો વૈભવ ), **ઉત્તમૌષધિ** ( ઉત્તમ + ઓષધિ), **કાષ્ઠૌષધ** (કાષ્ઠ = લાકડું, વનસ્પતિ + ઔષધ = દવા,—વનસ્પતિની દવા ).

(૮). હ્રસ્વ કે દીર્ઘ ઇ, ઉ, **ઋ** પછી કોઇ પણ વિજાતીય

સ્વર આવે, તો અનુક્રમે ઇનો ય્, ઉનો વ્, ને ઋનો ર્ થાય છે, અને પછી તેમાં પાછળનો સ્વર ભળે છે. ઉદાહરણ—**અત્યંત** (અતિ = પેલી તરફ + અંત = છેડો,—છેડાની પેલી તરફ, ઘણુંજ), **અત્યાચાર** (અતિ = પેલી તરફ + આચાર = ચાલચલગત,—આચારની પેલી તરફ જવું તે, કુમાર્ગ, અનુચિત આચરણ, અન્યાય, જુલમ), **અભ્યાગત** (અભિ = પાસે + આગત = આવેલું,—અતિથિ, પરોણો, મહેમાન), **અભ્યુદય** (અભિ = પાસે + ઉદય = ચઢતી,—ચઢતી કળા, ભાગ્યોદય, આબાદાની), **ઇત્યાદિ** (ઇતિ = એ પ્રમાણે + આદિ,—એ પ્રમાણે છે પહેલાં જેનું, એ વગેરે), **ન્યૂન** (નિ = માંહે + ઊન = ઊણું,—ઓછું, કમ), **પર્યટન** (પરિ = ચોતરફ + અટન = ફરવું તે,—ચોતરફ ફરવું તે, મુસાફરી), **પ્રત્યય** (પ્રતિ = બાજુ + અય = જનારૂ,—એક કે વધારે અક્ષરો પ્રકૃતિને છેડે આવીને તેના અર્થમાં ફેર પાડે છે તે. જેને પ્રત્યય લાગ્યા હોય તે, તે પ્રત્યયના સંબંધમાં પ્રકૃતિ કહેવાય છે), **પ્રત્યાઘાત** (પ્રતિ = ઉલટું + આઘાત = મારવું તે, પ્રહાર,—સામો પ્રહાર થાય તે), **પ્રત્યુપકાર** (પ્રતિ = ઉલટું + ઉપકાર,—ઉપકારના બદલામાં સામો ઉપકાર), **પ્રત્યેક** (પ્રતિ = દરેક + એક,—દરેકએક, દરેક), **વ્યય** (વિ = વિશેષ + અય = જવું તે,— ખર્ચ, ફેરફાર), **વ્યસ્ત** (વિ = ઉલટું + અસ્ત = ફેંકાયલું,—ઉલટું ફેંકાયલું, ઉલટું, વિપરીત), **વ્યાખ્યાન** (વિ = વિશેષ + આખ્યાન = કહેવું તે,—વિસ્તારપૂર્વક વિવેચન કરવું તે, ભાષણ, વર્ણન), **વ્યુત્પત્તિ** (વિ = વિશેષ + ઉત્પત્તિ = ઉત્પન્ન થવું તે,—વ્યાકરણ યાને શબ્દોની બાંધણી જાણવાની વિદ્યા તે), **અન્વય** [અનુ = પાછળ + અય = જવું તે,—પાછળ જવું તે, પદ્યના શબ્દોને ગદ્યને ક્રમે ગોઠવવા તે; સંબંધ

(વાક્યમાં પદો એકબીજા સાથે સંબંધ રાખે છે, પદોના આવા સંબંધને અન્વય કહે છે)], મન્વાદિ (મનુ + આદિ,–મનુ છે પહેલાં જેની એટલે મનુ વગેરે), સ્વચ્છ (સુ = ઘણું + અચ્છ = નિર્મળ,–ઘણું નિર્મળ), સ્વલ્પ (સુ = ઘણું + અલ્પ = થોડું,–ઘણું થોડું), પિત્રાદિ (પિતૃ = પિતા + આદિ,–પિતા છે પહેલાં જેની એટલે પિતા વગેરે).

(૪). એ, ઐ, ઓ, ઔ પછી કોઇ પણ સ્વર આવે, તો અનુક્રમે અય્, આય્, અવ્, આવ્ થાય છે; પછી પાછળનો સ્વર તેમાં ભળે છે. જેમ, નયન (ની–ને=દોરી જવું + અન = નાર,–દોરી જનાર–નેણ, આંખ), નાયક (ની–ને=દોરી જવું + અક = નાર,–દોરી જનાર, આગેવાન), ગાયન (ગૈ = ગાવું + અન = ક્રિ૰વા૰પ્ર૰,–ગાવું તે), નાવિક (નૌ = નાવ, વહાણ + ઇક = વાળો,–નાવવાળો, નાવ ચલાવનાર, ખલાસી, સુકાની), શ્રાવક (શ્રુ–શ્રો = સાંભળવું + અક = નાર,–સાંભળનાર, શ્રાવક).

---

## વ્યંજન સંધિ.

(૧. પહેલાને અંતે અનુનાસિક સિવાયનો કોઇપણ વ્યંજન, અને બીજાની આદિએ સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો પહેલા વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો ત્રીજો વ્યંજન થાય છે. જેમ, જગદંબા (જગત્ = દુનિયા + અંબા = મા, દેવી,–જગતની મા, ઇશ્વરીની માયારૂપ શક્તિ તે), જગદાધાર (જગત્ + આધાર,–જગતનો આધાર, ઇશ્વર), જગદીશ (જગત્ + ઇશ,–જગતનો ધણી, ઇશ્વર), જગદ્ગુરુ (જગત્ + ગુરુ,–જગતનું કલ્યાણ કરનાર ગુરુ),

**દિગમ્બરી** ( દિક્ = દિશા + અમ્બર = વસ્ત્ર + ઈ = વાળો,—દિશા જેનું વસ્ત્ર છે તે, નગ્ન), **દિગ્વિજય** ( દિક્ + વિજય,—વિદ્યા અથવા લડાઇથી દેશમાં મેળવેલો જય ), **ભગવદ્‌ગીતા** ( ભગવત્ + ગીતા ), **વાગ્દાન** ( વાક્ = વાણી + દાન,—વાણીવડે કરેલું દાન, વેશવાળ, સગાઇ ), **વાગ્બાણ** ( વાક્ + બાણ,—વાણીનો પ્રહાર, મહેણાં ), **વિદ્યુદ્વાહક** ( વિદ્યુત્ = વીજળી + વાહક = લઇ જનાર,—વીજળીને લઇ જનાર ), **ષડ્ગુણ** ( ષટ્ = છ + ગુણ,—છ ગુણ—ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ ), **ષડ્રિપુ** ( ષટ્ + રિપુ = શત્રુ,—છ શત્રુ—કામ, ક્રોધ, મોહ, લોભ, મદ અને મત્સર ), **સદ્‌ગતિ** ( સત્ = સારી + ગતિ,—મુવા પછીની સારી ગતિ, ઉદ્ધાર, મોક્ષ ), **સદ્‌ગુણ** ( સત્ + ગુણ,—સારા ગુણ ), **સદ્‌બુદ્ધિ** ( સત્+બુદ્ધિ,—સારી બુદ્ધિ ), **સદ્‌બોધ** ( સત્ + બોધ,—સારો બોધ ), **સદ્વિચાર** ( સત્ + વિચાર,—સારા વિચાર ), **સદ્વિદ્યા** ( સત્ + વિદ્યા,—સાચી વિદ્યા ), **સદાચાર** ( સત્ + આચાર,—સારો આચાર ), **ઉદય** ( ઉદ્ = ઉપર + અય = જવું તે,—ઉપર જવું તે, ઊગવું તે; ચઢતી ), **ઉદ્દીપન** ( ઉદ્ = ઘણું + દીપન = પ્રકાશવું તે,—ઘણું પ્રકાશવું તે. ઉશ્કેરવું તે, ઉશ્કેરણી ).

(૨). પહેલાને અંતે સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અનુનાસિક વ્યંજન આવે, તો સ્પર્શ વ્યંજનને ઠેકાણે તે વર્ગનો અનુનાસિક વ્યંજન વિકલ્પે ( કરવો હોય તો થાય ને ન કરવો હોય તો ન થાય) થાય છે; પણ અનુનાસિક વ્યંજન પ્રત્યય હોય તો કરવો જ જોઇએ. જેમ, દિક્ + મૂઢ = દિગ્મૂઢ કે દિઙ્‌મૂઢ (કંઇ સમજ પડે નહિ તેવું, આંધળું ભીંત; છક્ક ), ષટ્ + માસ = ષડ્‌માસ કે ષણ્માસ

( ૭ માસ ), ઉદ્ + મત્ત = **ઉદ્મત્ત** કે **ઉન્મત્ત** ( ઘણું ગાંડું થયેલ, ઉદ્ધત ), જગત્ + નાથ = **જગન્નાથ*** ( જગતનો ધણી, ઈશ્વર ), સત્ + માર્ગ = **સદ્માર્ગ** કે **સન્માર્ગ** ( સાચો માર્ગ ).

ચિત્ ( જ્ઞાન ) + મય (ભરેલું) પ્રત્યય = **ચિન્મય** ( જ્ઞાનથી ભરેલું ), વાક્ + મય = **વાઙ્મય** ( વાણીથી ભરેલું, સાહિત્ય, ભાષા શાસ્ત્રના ગ્રંથો ), તત્ (તે) + મય = **તન્મય** ( તેનું બનેલું, તેમાં લીન, તલ્લીન ), તત્ + માત્ર ( કેવળ, જ ) પ્રત્યય = **તન્માત્ર** ( તે જ ).

(૩). પહેલાને અંતે અનુનાસિક સિવાયનો કોઈ પણ સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અઘોષ વ્યંજન આવે, તો તે સ્પર્શ વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો પહેલો વ્યંજન થાય છે. જેમ, ઉદ્ ( ઉંચે ) + કંઠ (ડોક) + આ = **ઉત્કંઠા** ( ઉંચે ડોક થવી તે, આતુરતા ), ઉદ્ ( ઉલટો ) + પથ ( માર્ગ ) = **ઉત્પથ** ( ઉલટો માર્ગ, ખરાબ રસ્તો ), ઉદ્ ( ઉલટું ) + પાત (પડવું તે) = **ઉત્પાત** ( ઉલટું પડવું તે, તોફાન, અશુભ ), સત્ ( સારાં ) + કર્મ ( કામ ) = **સત્કર્મ** ( સારાં કામ, પરોપકારનાં કૃત્યો ), ષટ્ + પદ = **ષટ્પદ** ( છ છે પગ જેને તે—ભમરો ).

(૪). જો દંતસ્થાની વ્યંજન પછી તાલુસ્થાની, મુર્ધાસ્થાની, કે લ્ વ્યંજન આવે, તો દંતસ્થાની પોતે તેવાજ થઈ જાય. જેમ કે, સત્ ( નિત્ય ) + ચિત્ ( જ્ઞાન ) + આનંદ ( સુખમય ) = **સચ્ચિદાનંદ** ( નિત્ય, જ્ઞાનસ્વરૂપ, અને સુખમય બ્રહ્મ ), સત્ ( સારૂં ) + ચરિત

* જગદ્નાથ થતું નથી.

(આચરણુ) = **સચ્ચરિત** (સારાં આચરણવાળું), સત્ (સારો) + જન (માણસ) = **સજ્જન** (ભલો માણસ, સાધુ); ઉદ્ (ઉંચું) + ડયન (ઊડવું તે) = **ઉડ્ડયન** (ઉંચે ઊડવું તે), તત્ (તે) + ટીકા = **તટ્ટીકા** (તેની ટીકા), ઉદ્ (ઉપર) + લાસ (પ્રકાશવું તે, રમવું તે) = **ઉલ્લાસ** (હર્ષ, આનંદ), તત્ + લીન = **તલ્લીન** (તેમાં લીન થયેલું, વિચારમાં ગરક થયેલું).

(૫). તવર્ગના કોઈ વ્યંજન પછી શ્ આવે, તો ત વર્ગના વ્યંજનને ઠેકાણે ચ્ ને **વિકલ્પે** શ્ નો છ્ થાય છે. ગુજરાતીમાં તો છકારવાળું રૂપજ બહુધા વપરાય છે. જેમ, અધ્ + શેર = **અચ્છેર**, ઉદ્ (ઉંચો) + શ્વાસ (શ્વાસ લેવો તે) = **ઉચ્છ્વાસ** (ઉંચો શ્વાસ લેવો તે, શ્વાસ ફેંકવો તે), સત્ (સારૂં) + શાસ્ત્ર = **સચ્છાસ્ત્ર** (સારૂં શાસ્ત્ર), સત્ (સારો) + શીલ (સ્વભાવ) = **સચ્છીલ** (સારો સ્વભાવ.).

(૬). તવર્ગના કોઈ વ્યંજન પછી હ્ આવે, તો ત વર્ગના વ્યંજનને ઠેકાણે દ્ અને હ્ નો ધ્ થાય છે. જેમ, ઉદ્ (ઉંચે) + હત (મરાયલું, મરેલું) = **ઉદ્ધત** (ઉન્મત્ત થઇ ગયેલો, બેમર્યાદ, જંગલી), તદ્ (તે—જેને છેડે વિભક્તિના પ્રત્યય લાગે છે તે પદ) + હિત (લાયક) = **તદ્ધિત** (જે પદને વિભક્તિના પ્રત્યય લાગી શકે તે પદને લાગતા પ્રત્યયો તદ્ધિત કહેવાય છે—નામ, સર્વનામ, વિશેષણ, કે અવ્યયને લાગતા પ્રત્યયો), પદ્ (પગ) + હતિ (મારવું તે) = **પદ્ધતિ** (કોઈ પણ ક્રિયા કરવાને પ્રથમથી કરેલી ગોઠવણ; રીત; વિધિગ્રંથ).

(૭). પદાંત મ્ પછી કોઈ સ્પર્શ વ્યંજન આવે, તો 'મ'

ને ઠેકાણે અનુસ્વાર થાય છે, અથવા સ્પર્શ વ્યંજનના સ્થાનનો અનુનાસિક અક્ષર થાય છે. જેમ, સમ્ + કલ્પ = સંકલ્પ–સઙ્કલ્પ, સમ્ + ચય = સંચય–સઞ્ચય, સમ્ + તાપ = સંતાપ–સન્તાપ, સમ્ + ભવ = સંભવ–સમ્ભવ, સમ્ + પૂર્ણ = સંપૂર્ણ–સમ્પૂર્ણ.

( ૮ ). પદાન્ત મ્ પછી કોઇ અસ્પર્શ વ્યંજન આવે, તો 'મ્' ને ઠેકાણે અનુસ્વાર લખાય છે. જેમ, સમ્ + યોગ = સંયોગ, સમ્ + રક્ષણ = સંરક્ષણ, સમ્ + લગ્ન = સંલગ્ન, સમ્ + વાદ = સંવાદ, સમ્ + શય = સંશય, સમ્ + સ્થા = સંસ્થા, સમ્ + હાર = સંહાર.

---

## વિસર્ગ સંધિ.

(૧). સ્ કે વિસર્ગની પૂર્વે 'અ' હોય, અને પછીથી ઘોષ વ્યંજન આવે; તો સ્ કે વિસર્ગનો ઉ થઇને પૂર્વેના 'અ'ની સાથે મળી ઓ થાય છે. જેમ, અધસ્ ( નીચી ) + ગતિ = **અધોગતિ** (નીચી ગતિ), તપસ્ + ધન = **તપોધન** (તપ છે ધન જેનું એવો), તપસ્ + વન = **તપોવન** ( તપ કરવાનું વન ), પુરસ્ (પહેલાં) + હિત (ધારણ કરેલું) = **પુરોહિત** (ગોર), મનસ્ + ભાવ = **મનોભાવ** ( મનનો ભાવ–વૃત્તિ–લાગણી ), મનસ્ + યત્ન = **મનોયત્ન** ( મનની મહેનત, અભ્યાસપાઠ ), મનસ્ + રંજક = **મનોરંજક** ( મનને ખુશી કરનાર ), મનસ્ + વિકાર = **મનોવિકાર** ( મનનો વિકાર–ફેરફાર ), મનસ્ + વૃત્તિ = **મનોવૃત્તિ** ( મનની વૃત્તિ–લાગણી ), યશસ્ + ગતિ = **યશોગીત** ( યશનાં ગીત ), શિરસ્ ( માથું ) + મણિ ( રત્ન ) = **શિરોમણિ** ( માથાનું રત્ન–માથાનો

મુગટ ), સરસ્ ( તળાવ ) + વર ( શ્રેષ્ઠ ) = **સરોવર** ( તળાવમાં શ્રેષ્ઠ=મોટું તળાવ ).

(૨). વિસર્ગની પૂર્વે અ, આ સિવાયનો કોઇ સ્વર હોય, અને પછીથી કોઈ પણ ઘોષાક્ષર આવે; તો વિસર્ગનો ર્ થાય છે.

ર્ ની પછી ર્ આવે, તો એક ર્ ઊડી જાય છે, અને વિસર્ગની પૂર્વેનો સ્વર લંબાવવામાં આવે છે.

નિર્ કે નિઃ ( નહિ ) + અંતર = **નિરંતર** ( નથી અંતર જેમાં—અંતર વગરનું, ચાલુ, હંમેશ, નિત્ય ), નિર્ કે નિઃ + અર્થ ( કામ ) + ક પ્રત્યય = **નિરર્થક** (નથી કામ જેનું—કામ વગરનું, નકામું, વ્યર્થ, નિષ્ફળ, નિરુપયોગી ), નિર્ કે નિઃ + દોષ = **નિર્દોષ** ( નથી દોષ જેમાં—દોષ વગરનું ), નિર્ કે નિઃ + બલ = **નિર્બલ** ( બળ વગરનું ), નિર્ કે નિઃ + અભિમાન = **નિરભિમાન** ( નથી અભિમાન જેને—અભિમાન વગરનું ), નિર્ કે નિઃ + લજ્જ = **નિર્લજ્જ** ( નથી લાજ જેને—લાજ વગરનું, બેઅદબ ), દુર્ ( ખરાબ ) + આચાર = **દુરાચાર** ( ખરાબ આચાર—ચાલ ), દુર્ + ગતિ = **દુર્ગતિ** ( ખરાબ ગતિ, નરક ), દુર્ ( મુશ્કેલીથી ) + યોધન ( લડવું તે ) = **દુર્યોધન** ( જેની સાથે મુશ્કેલીથી લડાય તેવો—ન જીતાય તેવો, ધૃતરાષ્ટ્રનો પુત્ર ), ધનુસ્ કે ધનુઃ ( કામઠું ) + વિદ્યા = **ધનુર્વિદ્યા** ( કામઠું ખેંચી તીર મારવાની વિદ્યા ).

નિર્ કે નિઃ + રસ = **નીરસ** ( નથી રસ જેમાં—રસ વગરનું ), નિર્ કે નિઃ + રોગ = **નીરોગ** ( નથી રોગ જેમાં—રોગ વગરનું ), નિર્ કે નિઃ + રવ ( શબ્દ ) = **નીરવ** ( નથી અવાજ જેમાં—શબ્દ વિનાનું ).

(૩). સ્ કે વિસર્ગની પૂર્વે ઇવર્ણ કે ઉવર્ણ આવ્યો હોય, અને પછીથી ક્, ખ્, પ્, ફ્ આવે તો તેનો ષ્ થાય છે.

નિસ્ (નહિ) + કલંક = **નિષ્કલંક** (નથી કલંક જેમાં-કલંક વગરનું, શુદ્ધ), નિસ + પાપ = **નિષ્પાપ** (નથી પાપ જેમાં-પાપ વગરનું), નિસ્ + ફલ = **નિષ્ફલ** (નથી ફલ જેમાં-ફળ વગરનું, ફોકટ, અફળ), દુસ્ (નઠારો) + કાળ = **દુષ્કાળ** (નઠારો વખત).

(૪). વિસર્ગની પછી ચ્, છ્ આવે, તો વિસર્ગનો શ્, અને ત્, થ્ આવે તો સ્ થાય છે. જેમ, નિઃ + ચિન્ત = **નિશ્ચિન્ત** (નથી ચિન્તા જેને-ચિન્તા વગરનું, બેફિકર, નિઃશંક, નિઃસંદેહ), નિઃ + તેજ = **નિસ્તેજ** (નથી તેજ જેમાં-તેજ વગરનું), દુઃ (મુશ્કેલીથી) + તર (તરવું તે) = **દુસ્તર** (મુશ્કેલીથી તરાય તેવું, મુશ્કેલીથી પાર પડે તેવું).

(૫). વિસર્ગની પછી શ્, ષ્, સ્ આવે, તો વિસર્ગ કાયમ રહે, અથવા તેને ઠેકાણે અનુક્રમે શ્, ષ્, સ્ થાય છે.

જ્યોતિઃ + શાસ્ત્ર = **જ્યોતિઃશાસ્ત્ર** કે **જ્યોતિશ્શાસ્ત્ર**, નિઃ+ શંક = **નિઃશંક** કે **નિશ્શંક** (નથી શંકા જેમાંથી-શંકા વગર), નિઃ + સંશય = **નિઃસંશય** કે **નિસ્સંશય** (નથી સંશય જેમાંથી-સંશય વગર).

---

## સમાસ પ્રકરણ.

---

બે કે વધારે શબ્દો મળીને એક શબ્દ બને, ત્યારે તે શબ્દોનો

**સમાસ** ( સમ્ = સાથે+અસ્ = ફેંકવું + અ = ક્રિ. વા. પ્ર. ) થયો કહેવાય છે; અને તે બનેલ શબ્દ **સામાસિક** ( સમાસ + ઇક = વાળો ) કહેવાય છે. જેમ, માબાપ, ભક્તિમાર્ગ.

સમાસમાં ઘણું કરીને છેલ્લા શબ્દને જાતિ, વચન, ને વિભક્તિના પ્રત્યય લાગે છે.

સમાસમાં આવેલા શબ્દોને જુદા પાડી તેનો અર્થ કહી બતાવવો, તેને **સમાસનો વિગ્રહ** કરવો કહે છે. જેમ—

**राम,** રામ અને **लक्ष्मण,** લક્ષ્મણ, એટલે રામ અને લક્ષ્મણ તે, **रामलक्ष्मण.**

**कुम्भ,** ઘડો + **कार,** કરનાર = ઘડાને કરનાર તે, **कुम्भकार.**

**परम,** મોટો + **ईश्वर,** ઈશ્વર = મોટો ઈશ્વર તે, **परमेश्वर.**

**त्रि,** ત્રણ + **भुवन,** લોક = ત્રણ લોક તે, **त्रिभुवन.**

**हरिण,** હરણ + **अक्षि,** આંખ = હરણ જેવી આંખ છે જેની તે, **हरिणाक्षी.**

**प्रति,** દરેક + **वर्ष,** વર્ષ = દરેક વર્ષ તે, **प्रतिवर्ष.**

**चांपा,** ચાંપા + **नेर,** શહેર = ચાંપાનું વસાવેલું શહેર તે, **चांपानेर.**

સમાસ સાત જાતના છે. ૧. **દ્વંદ્વ,** ૨. **તત્પુરુષ,** ૩, **કર્મધારય,** ૪. **દ્વિગુ,** ૫. **બહુવ્રીહિ,** ૬. **અવ્યયીભાવ,** અને ૭. **મધ્યમપદલોપી.**

**૧. દ્વંદ્વ સમાસ:**—સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે અને અથવા કે ઉમેરવો પડે તે **દ્વંદ્વ** સમાસ કહેવાય છે. દ્વંદ્વ=જોડકું. એમાં આવેલાં સઘળાં પદ સરખા અધિકારનાં એટલે એક જ વિભક્તિમાં હોય છે.

દાખલા:—આબોહવા [આબ (પાણી) ને હવા, હવાપાણી], આહારવિહાર [આહાર (ખાવું તે) ને વિહાર (ગમતને માટે ફરવું તે)], ઓસડવેસડ (ઓસડ ને ઓસડના જેવું બીજું કાંઇ), ચલનવલન (ચાલવું અને વળવું, હાલચાલ), ચોવીસ (ચાર અને વીસ), છળકપટ (લુચ્ચાઇ અને દગો), તાણાવાણા, દમ્પતી (જાયા = સ્ત્રી + પતિ=ધણી,–ધણી અને ધણીઆણી), દીકરોદીકરી, દેવદાનવ (દેવ અને રાક્ષસ), ધણીધણીઆણી, પાણીઆણી (પાણી અને પાણી જેવું બીજું કાંઈ), બત્રીસ (બે અને ત્રીસ), ભવાનીશંકર (પાર્વતી અને શિવ), ભરતીઓટ, ભાઇબેન, મરણપરણ, મરીમસાલો, માબાપ, રિદ્ધિસિદ્ધિ (દોલત અને મોટાઇ), વર્ણાશ્રમ (વર્ણ અને આશ્રમ), વધૂવર (વહુ અને વર), શ્વાસોચ્છ્વાસ (શ્વાસ અને ઉચ્છ્વાસ), સંકલ્પવિકલ્પ [સંકલ્પ (તર્ક) + વિકલ્પ, (વિતર્ક)], સુખદુઃખ, હાસ્યવિનોદ [હાસ્ય (હસવું તે, મશ્કરી) ને વિનોદ (આનંદ)],

ક્રિયાવિશેષણ અવ્યય—પળેપળે (પળે અને પળે), ક્ષણેક્ષણે, ઘડીએઘડીએ, દિનદિન, રોજરોજ, અહોનિશ (અહર્ = દિવસ ને નિશા = રાત્રિ), નિશદિન (રાત્રિ અને દિવસ), વારેવારે, મહિનેમહિને, વર્ષોવર્ષ, ઘેરઘેર.

દશબાર (દશ કે બાર), બેત્રણ (બે કે ત્રણ), ચારપાંચ (ચાર કે પાંચ). બે સંખ્યાવાચક શબ્દ જોડાય, અને તેનો વિગ્રહ કરતાં વચ્ચે 'કે' ઉમેરવો પડે, તેને સંસ્કૃતમાં બહુવ્રીહિ સમાસમાં ગણે છે, ગુજરાતીમાં દ્વંદ્વ સમાસમાં ગણી શકાય.

ચેતવણી—ઉચનીચ (ઉચ્ચ અને નીચ), ઓછોવત્તો. આવા

વિશેષણોના સમાસને સંસ્કૃતમાં **કર્મધારયમાં** ગણેલા છે, માટે તેને દ્વંદ્વ સમાસમાં ન ગણવા.

**૨. તત્પુરુષ સમાસ:**—સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે વિભક્તિનો પ્રત્યય ઉમેરવો પડે તે **તત્પુરુષ** સમાસ કહેવાય છે. તત્પુરુષ શબ્દજ જાતે તત્પુરુષ સમાસ છે. તત્પુરુષ = તેનો પુરુષ–એમાં પૂર્વપદને ઉત્તરપદ સાથે વિભક્તિનો સંબંધ છે. તત્પુરુષ સમાસમાં પહેલી સિવાય બીજી હરકોઇ વિભક્તિનો અધ્યાહાર રહે છે, તે પરથી તેની ૭ જાત ઠરે છે;

**દ્વિતીયા તત્પુરુષ**—કૃષ્ણાશ્રિત ( કૃષ્ણ + આશ્રિત = **આશરે** ગયેલો,–કૃષ્ણને આશરે ગયેલો ), નૃપાશ્રિત ( નૃપ + આશ્રિત,–**રાજાને** આશરે ગયેલો ), ગુણાતીત ( ગુણ + અતીત = પેલે પાર ગયેલો,–ગુણને પેલે પાર ગયેલો; રજ, સત્વ, ને તમ એ ત્રણે ગુણોની **કલ્પના** રહિત કલ્પેલો નિરાકાર ઈશ્વર ), સ્વર્ગગત (સ્વર્ગને–સ્વર્ગને વિષે ગયેલો ), પારંગત ( પાર = છેડો + ગત = ગયેલો,–છેડાને પહોંચેલો ), સુખપ્રાપ્ત ( સુખને પામેલો ).

**તૃતીયા તત્પુરુષ**—આચારવિરુદ્ધ ( આચાર વડે વિરુદ્ધ ), આજ્ઞાંકિત ( આજ્ઞા + અંકિત = ઓળખાયલું,–આજ્ઞા વડે ઓળખાયલું, આજ્ઞા પ્રમાણે ચાલનાર, આજ્ઞાધીન, કહ્યાગરું ), નામાંકિત ( નામ વડે અંકિત–ઓળખાયલું ), ક્રોધોન્મત્ત, મદોન્મત્ત, ક્રોધયુક્ત ( ક્રોધેયુક્ત–જોડાએલો, ક્રોધાળુ ), ચિન્તાતુર, શોકાતુર, દયાર્દ્ર ( દયા+ આર્દ્ર = ભીનું,–દયાએ પીગળેલું ), દેવદત્ત ( દેવ + દત્ત = આપેલું, દેવે આપેલું ), બ્રહ્મદત્ત ( બ્રહ્મે આપેલું ), દોષરહિત ( દોષ વડે રહિત–તજાયલું, દોષ વિનાનું ), ધનાઢ્ય, મદાંધ ( મદ વડે અંધ ), મોહાંધ

( મોહ વડે અંધ ), માધેલો ( મા વડે ઘેલો ), હર્ષઘેલું ( હર્ષ વડે ઘેલું ), લોહજડિત ( લોઢા વડે જડિત-જડેલું ), વાગ્જ્ઞાન; સ્મિતભર્યું ( હાસ્યે ભરેલું ), હસ્તકૃત ( હસ્ત=હાથ+કૃત=કરેલું ), હોપકૃત (હોપ સાહેબે કરેલું ).

**ચતુર્થી તત્પુરુષ**—બ્રાહ્મણાર્થે ( બ્રાહ્મણને અર્થે ), હિતાર્થે ( હિતને અર્થે ), હોમાર્થે ( હોમને અર્થે ), કર્ત્તાર્થે, કર્માર્થે, દેવબલિ ( દેવને માટે બલિ ), ગોહિત ( ગાયને માટે હિત ), પ્રજાહિત (પ્રજા માટે હિત ), ગોરક્ષિત ( ગાયને માટે રક્ષણ કરાયલું ).

**ટીપ**—સંસ્કૃતમાં ચોથી વિભક્તિવાળાં નામ ઘણું કરીને **અર્થ, બલિ** ( બલિદાન ), **હિત, સુખ,** અને **રક્ષિત** એટલા શબ્દ જોડે સમાસ પામે છે તે સમાસ ચતુર્થી તત્પુરુષ ગણાય છે.

ગુજરાતીમાં કીર્તિસ્તંભ ( કીર્તિને માટે થાંભલો ), જયસ્તંભ, યશસ્તંભ, અશ્વઘાસ ( ઘોડાને માટે ઘાસ ), કૃષ્ણાર્પણ (કૃષ્ણને અર્પણ) રસાયનાકર્ષણ, સંબંધાકર્ષણ, સ્નેહાકર્ષણ એમાં ચતુર્થીનો અર્થ હોવાથી ચતુર્થી તત્પુરુષ સમાસમાં લઇ શકાય.

**પંચમી તત્પુરુષ**—ઋણમુક્ત ( દેવાથી મુક્ત ), ચોરભય ( ચોરથી ભય ), રાજભય, દેશનિકાલ ( દેશથી પાર, જન્મદેશથી બીજે દેશ કાઢી મૂકવો તે ), પદભ્રષ્ટ ( પદ = પદવી, ગાદી + ભ્રષ્ટ = પડેલો,—ગાદીથી ઉઠાડી મૂકેલો ), જાતિભ્રષ્ટ, નાતબહાર, ભયભીત ( ભયથી ભીત-બીધેલો ), વ્યાઘ્રભીતિ ( વાઘથી ભીતિ-ભય ), કળાહીન ( કળાથી હીન-ઓછો, કળા વિનાનો ), બળહીન ( બળથી હીન-બળ વગરનો ), વિદ્યાહીન ( વિદ્યાથી હીન, વિદ્યા વગરનો ).

**ષષ્ઠી તત્પુરુષ**—સંધિ પ્રકરણમાંના શબ્દો-રામાયણ, શબ્દાર્થ,

સ્વાર્થ, સ્વાર્પણ, ગોળાર્ધ, જન્માષ્ટમી, દંડકારણ્ય, ધર્માધ્યક્ષ, ન્યાયા. ધીશ, પટ્ટાભિષેક, પરાધીન, સ્વાધીન, રાજ્યાધિકાર, સૂર્યાસ્ત, સ્વદેશા- ભિમાન, સ્વાભિમાન, અક્ષાંશ, વેદાંગ, બીજાંડ, બ્રહ્માંડ, અહમદાબાદ, હૈદરાબાદ, ગોળાકાર, ત્રિકોણાકાર, શુંડાકાર, જળાશય, પિત્તાશય, બીજાશય, દેવાલય, પુસ્તકાલય, શિવાલય, હિમાલય, નળાખ્યાન, નાટારંભ, ઇંદ્રાસન, ન્યાયાસન, મયૂરાસન, સિંહાસન, બ્રહ્માનંદ, માંસા- હારી, અન્યોન્યાશ્રય, સ્વાશ્રય, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થા- શ્રમ, સંન્યાસાશ્રમ, વાતાવરણ, તેજાવરણ, મુકુટાવરણ, રેખાંશ, લી- લામૃતધારા, વિદ્યાર્થી, વિદ્યાભ્યાસ, સેનાધિપતિ, વિદ્યાલય, હરીચ્છા, ભાનૂદય, ઈશ્વરેચ્છા, રાજેંદ્ર, સ્પર્શેંદ્રિય, ગુર્જરેશ્વર, મંત્રેશ્વર, રાજેશ્વર, વિશ્વેશ, લોકોક્તિ, ઉત્તરોત્તર, ચરણોદક, આર્યોદય, સૂર્યોદય, જીર્ણોદ્ધાર, પતિતોદ્ધાર, પરોપકાર, હિતોપદેશ, ધર્મોપદેશક, લોકોપયોગી, સુભટો- પરિ, સર્વોપરિ, ગંગોદક, શાસ્ત્રોપયોગી, કાષ્ઠૌષધ, જગદંબા, જગદા- ધાર, જગદીશ, જગદ્ગુરૂ, વાગ્બાણ, જગન્નાથ, તટ્ટીકા, તપોવન, મ- નોયત્ન, મનોવિકાર, .મનોવૃત્તિ, યશોગીત, શિરોમણિ, ધનુર્વિદ્યા, જ્યોતિઃશાસ્ત્ર.

અંગમરોડ ( અંગ—શરીરનો ડોળ ), અંગરખું ( સં. અંગર- ક્ષક—અંગનું રક્ષક (રખું)—રક્ષણ કરનાર ), અંગવસ્ત્ર (શરીરનું વસ્ત્ર) અજશાવ ( અજ = બકરી + શાવ = બચ્ચું, બકરીનું બચ્ચું ), અશરણ- શરણ ( અશરણ—અનાથનો નાથ ), અહિદંશ ( અહિ = સાપ+દંશ= કરડવું તે,—સાપનું કરડવું), આગગાડી(આગની ગાડી—વરાળના જોરથી ચા- લતી ગાડી),આગબોટ (આગની બોટ—વહાણ,—વરાળથી ચાલતું વહાણ), આર્યપુત્ર (આર્ય=કુલીન+પુત્ર,—આર્યના પુત્ર, પતિ. પૂર્વકાળમાં આર્યસ્ત્રીઓ

પતિને આર્યપુત્ર કહી બોલાવતી ), આશીર્વાદ ( આશિસ્ = દુવા + વાદ = બોલવું તે,–શુભ ઇચ્છવું તે ), ઈવિનિંગપાર્ટી ( સાંજનો મેળાવડો ), ઇશ્વિરકૃપા ( ઇશ્વરની મહેરબાની ), ઉદ્દેશ્યપક્ષ ( વાક્યમાં જેની વાત કરતા હોઇએ તેનો પક્ષ ). વિધેયપક્ષ ( ઉદ્દેશ્ય સંબંધી જે વાત કરીએ તેનો પક્ષ ), ઋગ્વેદસંહિતા ( ઋગ્વેદની સંહિતા–મંત્રનો સંગ્રહ ), ઋષિપત્ની ( ઋષિની સ્ત્રી ), કંટકવન ( કાંટાનું વન), કમળમુદ્રા ( કમળ + મુદ્રા = ચિહ્ન, દેખાવ,–કમળનો દેખાવ ) ચક્રમુદ્રા ( ચક્રનો દેખાવ ), ટંકારમુદ્રા ( ટંકાર = ધનુષ્યનો ટંકાર–અવાજ–ટકોરો + મુદ્રા = નિશાની,–ટકોરાની નિશાની ), પત્રમુદ્રા (પાંદડાંનો દેખાવ ), કરપલ્લવી ( કરપલ્લવ = હાથનાં આંગળાં + ઈ = વાળી,–હાથનાં આંગળાંથી શીખવવાની વિદ્યા, ઇશારતવિદ્યા ), કાવ્યશક્તિ ( કવિતા કરવાની શક્તિ ), કાશીવિશ્વેશ્વર ( કાશીના વિશ્વેશ્વર–વિશ્વનાથ ), કુંજરકાળ (કુંજર–હાથીનો કાળ ), કૃપાનિધાન ( કૃપાનું નિધાન–સ્થાન–ભંડાર ), બળનિધાન ( બળનું સ્થાન–ભંડાર ), જળનિધિ ( જળનું નિધિ–સ્થાન–ભંડાર; સમુદ્ર ), કૃષ્ણચરિત્ર(કૃષ્ણનુંચરિત્ર–અહેવાલ),જીવનચરિત્ર(જીંદગીનો અહેવાલ),કોલસાવાયુ ( કોયલાનો વાયુ, તેના દીવા થાય છે ), ક્રિયાવિશેષણ ( ક્રિયાનું વિશેષણ ), ખગોળવિદ્યા ( ખ = આકાશ + ગોળ = ગોળો + વિદ્યા,–આકાશી ગોળાની વિદ્યા ), ખગોળવેત્તા ( ખગોળવિદ્યાનો વેત્તા –જાણનાર, જ્યોતિષી ), શાસ્ત્રવેત્તા, તત્ત્વવેત્તા ( તત્ત્વ = બ્રહ્મ + વેત્તા = જાણનાર,–બ્રહ્મનો જાણનાર, તત્ત્વજ્ઞાની, ફિલસુફ ), ગુણગીત ( ગુણનું ગાયન ), ચિત્તભ્રમ ( ચિત્ત–મનનું ભમવું તે, ગાંડપણ ), જગત્કર્ત્તા ( દુનિયાનો બનાવનાર ), જન્મભૂમિ, જળપ્રવાસ ( દરિઆની મુસાફરી ), તીર્થક્ષેત્ર ( તીર્થ = પવિત્ર સ્થળ + ક્ષેત્ર = જગ્યા,–

તીર્થની જગ્યા ), દર્શનનિમિત્તે ( દર્શનને કારણે ), દીનનાથ ( દીન-ગરીબનો નાથ-બેલી ), દીપમાળ ( દીવાની હારો ), દીવાદાંડી (વહાણુને ચેતવવા માટે ખરાબાપર દીવો કરવાનો થાંભલો ), દુઃખપાશ ( દુઃખનું બંધન ), દષ્ટિવિદ્યા (દષ્ટિ-આંખની વિદ્યા ), દેશકલ્યાણ, દેશજન ( એક દેશ કે એક રાજ્યના લોક, નાગરિક ), ધરતીકંપ ( ધરતીનું ધ્રૂજવું ), ધર્મક્રિયા ( ધર્મનું કામ ), નામસ્મરણ ( નામનું સ્મરણ-યાદ કરવું તે ), નીતિવચન ( નીતિનાં-સદ્દગુણનાં વચન ) નૃપતિ ( નૃ-માણસનો ધણી, રાજા ), ભૂપતિ ( પૃથ્વીનો ધણી, રાજા), નૌકાસૈન્ય ( વહાણનું લશ્કર ), નૌકાસેનાપતિ (નૌકાસેના-વહાણના લશ્કરનો ઉપરિ ), પદાર્થવિજ્ઞાન ( પદાર્થના ગુણનું શાસ્ત્ર ), પરનિંદા ( બીજાની નિંદા ), પરવશ (બીજાને તાબે ), પર્ણકુટી ( પાંદડાંની ઝુંપડી ), પિતૃગૃહ ( પિતૃ = પિતા + ગૃહ = ઘર,-પિતાનું ઘર, પિયેર ), પૃથ્વીપ્રદક્ષિણા, પ્રભુકીર્તન, પ્રભુપ્રાર્થના, પ્રાણઘાતક ( જીવનો ઘાત કરનાર ), પ્રાતઃકાળ ( સવારનો વખત ), બાહુબળ ( હાથનું જોર ), બુદ્ધિપ્રકાશ, ભૂગોળવિદ્યા ( ભૂ = પૃથ્વી + ગોળ = ગોળો + વિદ્યા,-પૃથ્વીના ગોળાની વિદ્યા ), ભૂસ્તરવિદ્યા ( ભૂ = પૃથ્વી + સ્તર = પડ + વિદ્યા, - પૃથ્વીનાં પડની વિદ્યા ), ભૂદેવો ( પૃથ્વીપરના દેવો-બ્રાહ્મણો ), ભૂરચના ( પૃથ્વીની બનાવટ ), ભોંયતળીઉં, મર્મપ્રહાર ( મર્મ = ભેદ + પ્રહાર = માર, = ભેદવાળાં વચનોનો માર ), મિનાકારી ( મિનાની કારીગરીવાળું કામ ), મુક્તિપુરી ( મુક્તિ = મોક્ષ + પુરી = નગરી,—મોક્ષની—મોક્ષ આપનારી પુરી, કાશી ), મુખકાન્તિ (મુખનું તેજ), મૂત્રપિંડ (મૂત્ર= પિશાબ + પિંડ = ગોળો,-મૂત્રનો પિંડ, મૂત્રાશય, જ્યાં પિશાબ એકઠો થાય છે તે સ્થળ ), મેઘધનુષ્ય (મેઘનું ધનુષ્ય, ઇંદ્ર ધનુષ્ય,

વર્ષાઋતુમાં આકાશમાં જે રંગિત કમાન દેખાય છે તે ), રત્નાકર (રત્ન + આકર = ખાણ,–રત્નની ખાણ, સમુદ્ર), રસાયનવિકાર ( રસાયનનો વિકાર–મૂળ પદાર્થ બદલાઈ જઇ તદ્દન નવા પદાર્થનું બનવું તે), રાજ્યતંત્રી ( રાજ્યનો કારભારી), રાજ્યદ્રોહ ( રાજ્યનો દ્રોહ, રાજ્ય પ્રત્યે વેરબુદ્ધિ રાખવી તે ), રાજ્યપ્રકરણ ( રાજ્યનો વહીવટ), રાજ્યસત્તા ( રાજ્યનો અધિકાર ), રજનીરાજ (રજની–રાતનો રાજા, ચંદ્ર ), લગ્નપ્રસંગ ( લગ્નનું ટાણું ), લોકકલ્યાણ ( લોકનું ભલું ), લોકૈષણા ( લોક + એષણા = ઇચ્છા,–લોકોના વખાણની ઇચ્છા ), વજ્રપાત ( વજ્ર = ઇંદ્રનું હથિયાર + પાત = પડવું તે,–વજ્રનું પડવું તે ), વજ્રલેપ ( વજ્ર = સખ્ત, કઠણ + લેપ=મલમ,-ઊખડે નહિ તેવો લેપ ), વનસ્પતિ ( વનનો પતિ, વૃક્ષ, ઝાડ ), વરદાન ( વર = ઇચ્છા + દાન,–કોઇ દેવ–દેવીએ પ્રસન્ન થઈ ભક્તને આપેલું વચન, પ્રસાદ ), વરમાળ ( વરની માળા, સ્વયંવરમાં કન્યા પસંદ કરેલ વરને જે માળા પહેરાવે છે તે), વર્તમાનપત્ર ( વર્તમાન–ચાલતા વખતનું પત્ર ), વાગ્દોષ (વાક્–વાણીનો દોષ), વિદ્યુતબળ ( વીજળીનું બળ ), વિપ્રકુલ ( બ્રાહ્મણનું કુળ ), વિશ્વાસઘાત ( વિશ્વાસનો ઘાત, ભરોંસો તોડવો તે, દગલબાજી ), વેદાંતજ્ઞાન ( વેદાંત = વેદનો જ્ઞાન ભાગ, ઉપનિષદ્ + જ્ઞાન.–વેદાંતનું જ્ઞાન ), વ્રજભાષા ( ગોકુળ મથુરાની ભાષા ), શબ્દજ્ઞાન, શિલ્પકળા (કારીગરીનું કામ), સત્યપ્રકાશ (સત્યનો પ્રકાશ, સાચી વાત અજવાળામાં લાવનાર પત્ર), સંસારચિત્ર ( દુનિયાનો દેખાવ ), સામુદ્રધુનિ ( સામુદ્ર = સમુદ્રની + ધુનિ = નદી,–સમુદ્રની નદી ), સુખસાજ ( સુખનો સામાન ), સૂતપુત્ર ( સૂત–સારથિનો પુત્ર ), સૂર્યમંડળ ( સૂર્યનું મંડળ, સૂર્ય ને તેની આસપાસ ફરનારા ગ્રહો, ઉપગ્રહો, વગેરે ), સૂર્યમાળા ( સૂર્યની માળા,

સૂર્યમંડળ ), સૃષ્ટિસૌંદર્ય ( કુદરતની શોભા ), સેનાપતિ ( લશ્કરનો ઉપરિ ), સ્વતંત્ર ( સ્વ = પોતે + તંત્ર = તાબે,—પોતાને તાબે ), પરતંત્ર ( પારકાને તાબે ), સ્વદેશભક્તિ, સ્વભાવ ( પોતાનો ભાવ–ગુણ ) સ્વર્ગસમી ( સ્વર્ગની બરાબર ), સ્વાર્થત્યાગ, હિતચિંતન ( શુભના વિચાર ), હિંદુશાસ્ત્ર, દેવકીનંદન ( દેવકીનો નંદન–પુત્ર; કૃષ્ણ ), દેવકીસુત ( દેવકીનો પુત્ર; કૃષ્ણ ), લક્ષ્મીપતિ ( લક્ષ્મીના પતિ; કૃષ્ણ ), ઉમાપતિ ( ઉમાના પતિ; શિવ ).

અર્ધકાયા ( કાયાનો અર્ધભાગ, સ્ત્રી–પૂર્વપદ ઉત્તરપદનો ભાગ–અવયવ હોય તે ૬ ત. પુ. સમાસમાં ગણાય છે ), મધ્યરાત્ર ( રાતનો મધ્ય ભાગ ) અચ્છેર ( શેરનું અર્ધ ).

નીચે લખેલા શબ્દો ગુજરાતીમાં ઘણીવાર બીજા શબ્દની પછી આવીને ૬ ત. પુ. સમાસ કરે છે.

**આલય સં.** ઠેકાણું—કાર્યાલય ( કાર્ય કરવાનું ઠેકાણું ).

**આશય સં.** સ્થાન—મૂત્રાશય ( મૂત્રનું સ્થાન ),

**નગર ( નેર ) સં.** શહેર—ભાવનગર ( ભાવસિંગજીનું વસાવેલું શહેર,) જામનગર ( જામનું વસાવેલું શહેર ), ચાંપાનેર ( ચાંપાનું વસાવેલું શહેર ).

**પુર સં.** શહેર—ઉદેપુર ( ઉદયસિંગનું વસાવેલું શહેર ), સુરપુર ( સુર = દેવતા + પુર,—દેવતાનું નગર, અમરાવતી ),

**વાડો–વાડ પ્રા.** રહેઠાણ—ઈંટવાડો ( ઈંટોનું રહેઠાણ ), નાગરવાડો ( નાગરોનું રહેઠાણ ), સરકારવાડો (રાજકુટુંબનું રહેઠાણ), ઝાલાવાડ ( ઝાલાઓનું રહેઠાણ ).

**શાલા સં.** ઠેકાણું—ગજશાલા (હાથીખાનું), ટંકશાળ (ટંક—સિક્કા પાડવાનું ઠેકાણું), દવાશાળા ( દવા (અરબી)નું ઠેકાણું ), ધર્મશાળા ( મુસાફરોને ઊતરવાનું ઠેકાણું ), વિદ્યાશાળા (વિદ્યાનું ઠેકાણું), વેધશાળા ( વેધ = સૂર્યચંદ્રના ગ્રહણનો કાળ + શાળા,—આકાશી પદાર્થોની ગતિ વગેરે જોવાની જગ્યા ).

**સ્થાન સં.** ઠેકાણું—દેવસ્થાન ( દેવનું ઠેકાણું ), પ્રેતસ્થાન ( પ્રેત—ભૂત, પિશાચનું સ્થાન, સ્મશાન ), સંગ્રહસ્થાન ( જે ઠેકાણે દેશપરદેશના જોવાલાયક પદાર્થો સંઘરી રાખવામાં આવ્યા હોય તેનું સ્થળ ).

**આબાદ फा.** સ્થાન—શાહજહાનાબાદ ( શાહજહાંનું સ્થાન—શાહજહાં પાદશાહે વસાવેલું શહેર ).

**ખાનું फा.** ઠેકાણું—કારખાનું ( કાર = કામ + ખાનું,—હુન્નરી કામ ચાલતું હોય તેનું ઠેકાણું ), કેદખાનું, તોપખાનું, દવાખાનું, દિવાનખાનું ( બેસવા ઊઠવાનો મુખ્ય ઓરડો ), બંદીખાનું (કેદખાનું), બબરચીખાનું ( રસોઈ કરવાનું ઠેકાણું, રસોડું ), હાથીખાનું.

**જાદા फा.** દીકરો—શાહજાદા ( શાહનો દીકરો, મુસલમાન રાજપુત્ર ).

**દાન—દાની फा.** ઠેકાણું—કલમદાન, પાનદાન; અત્તરદાની, ગુલાબદાની ( ગુલાબજળ રાખવાનું ઠામ ), ચાહદાની, મચ્છરદાની ( મચ્છર ન આવે માટે પલંગની આસપાસ ફરતો ઝીણો જાળીવાળો પડદો. ).

**દુરુસ્તી फा.** સારી સ્થિતિ—તંદુરસ્તી (તનની સારી સ્થિતિ).

**નામું** **ફા૰** લખાણ—સરનામું (સર = શિર, માથું + નામું,—બીડેલા કાગળ પર જે નામઠામ લખ્યું હોય તે, શિરનામું), હુકમનામું (હુકમનું લખાણ—કજિયા સંબંધી સરકાર તરફથી થયેલ ફેંસલો), કરારનામું (કરાર—ઠરાવનું લખાણ), તહનામું (તહ—સલાહના કોલકરારનું લખાણ).

**સ્તાન** **ફા૰** ઠેકાણું—અરબસ્તાન (આરબોનું ઠેકાણું), અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, બલુચિસ્તાન, હિંદુસ્તાન.

**સપ્તમી તત્પુરુષ**—સંધિ પ્રકરણમાં આવેલા શબ્દો—ઉત્તરાયણ, દક્ષિણાયન, દેશાટન, ધર્માંધ, શરણાગત, કવીશ્વર, યોગીંદ્ર, યોગીશ્વર, પુરુષોત્તમ, દિગ્વિજય, તલ્લીન, સરોવર.

પદબંધ (પદ = ચરણ + બંધ = બાંધવું તે,—કવિતાના ચરણમાં બાંધવું તે), તરુવર (તરુ = ઝાડ + વર = શ્રેષ્ઠ,—ઝાડોમાં શ્રેષ્ઠ, મોટું ઝાડ), મુનિવર (મુનિ—યોગીમાં શ્રેષ્ઠ), શૂરવીર (શૂર—યોદ્ધામાં શ્રેષ્ઠ—બહાદુર), દીનદયાળ (ગરીબને વિષે દયાળ), નરકવાસ (નરકમાં રહેઠાણ, પાપ ભોગવવાના સ્થળમાં વાસ), સ્વર્ગવાસ (દેવલોકમાં વાસ, ગુજરી જવું તે), વનવાસ (વનમાં રહેઠાણ), નરદેવ (નરમાં દેવ—રાજા), નીતિનિપુણ (નીતિમાં નિપુણ—પૂર્ણ), શાસ્ત્રનિપુણ (શાસ્ત્રમાં નિપુણ—હોશિયાર), યુદ્ધકૌશલ્ય (યુદ્ધમાં કૌશલ્ય—ચતુરાઈ), વ્યવહારકુશળ (વ્યવહારમાં સાવધ), વિશ્વવિખ્યાત (દુનિયામાં પ્રખ્યાત), સર્વવ્યાપક (સઘળે સ્થળે પ્રસરેલ—ઈશ્વર), સર્વોત્તમ (સર્વમાં ઉત્તમ), સભાપંડિત (સભામાં વિદ્વાન્), વિદ્યારસિક (વિદ્યામાં રસિક—પ્રીતિવાળો), વાક્પટુ (વાક્ = વાણી

+ પટુ = ચતુર,–વાણીમાં ચતુર ), વચનસિદ્ધ ( વચનમાં સિદ્ધ, વાણી ફળે તેવો ).

અલુક્ તત્પુરુષ–જે સમાસમાં વિભક્તિના પ્રત્યયનો લોપ થયો નથી હોતો, તેને અલુક્ ( અ = નહિ = લુક્ = લોપ ) તત્પુરુષ સમાસ કહે છે. ઉદાહરણ–કર્ત્તરિપ્રયોગ ( કર્ત્તામાં પ્રયોગ ), કર્મણિપ્રયોગ ( કર્મમાં પ્રયોગ ), ભાવેપ્રયોગ ( ભાવમાં પ્રયોગ ), યુધિષ્ઠિર ( યુધિ = યુદ્ધમાં + સ્થિર,–યુદ્ધમાં સ્થિર ), ગળેપડુ, ઘોડેસ્વાર, પગેલાગણ, વટેમાર્ગુ.

નઞ્ તત્પુરુષ—જે સમાસમાં પૂર્વપદ નકારવાચક अ, अन् કે आण હોય છે, તે નઞ્ તત્પુરુષ સમાસ કહેવાય છે. જેમ, અકલિત ( અ = નહિ + કલિત = ગણેલું, જાણેલું,–ન ગણાય તેવું, ન સમજાય તેવું ), અગણિત ( અ + ગણિત = ગણેલું,–ન ગણાય તેટલું, અસંખ્ય ), અઘટિત ( અ + ઘટિત = યોગ્ય,–યોગ્ય નહિ તે ), અચલ ( અ + ચલ = ચાલવું તે,–નહિ ચાલે તેવું, સ્થિર, દૃઢ; પર્વત–કેમકે તે હાલતો ચાલતો નથી ), અજ્ઞાની ( અ + જ્ઞાની = જ્ઞાનવાળા,–જ્ઞાનવાળા નહિ તે, મૂર્ખ, મૂઢ, અજાણ્યો ), અધન્ય ( અ + ધન્ય = નશીબવાન,–અભાગીઓ ), અનાથ ( અ + નાથ = ધણી,–ધણી વગરનો, આશ્રય વગરનો, નિરાધાર, દીન, લાચાર ), અન્યાય ( ન્યાય નહિ તે, જુલમ ), અનિત્ય ( અ + નિત્ય = હંમેશનું,–હંમેશ ન રહેનાર, ક્ષણિક, મિથ્યા, જુઠું ), અપૂર્વ ( અ + પૂર્વ = પહેલાં,–પહેલાં ન દીઠેલું એવું, ઉત્તમ ), અભાવ ( અ + ભાવ = હોવું તે,–ન હોવું તે, મરણ; અપ્રીતિ ), અમળ ( અ + મળ = મેલ,–મેલ વગરનું, સ્વચ્છ ), અમૂલ્ય ( અ + મૂલ્ય

= કિમ્મત,-જેની કિમ્મત ન થઇ શકે તેવું, શ્રેષ્ઠ; ઉપયોગી ), અમૃત ( અ + મૃત = મુવેલું,-ન મરેલ, જે પીવાથી ઘડપણ અને મોત ન આવે તે, સુધા ), અશક્ત ( અ + શક્ત = શક્તિમાન થયેલું,-શક્તિમાન ન થયેલું, નબળું, કમજોર ), અસંખ્ય ( અ + સંખ્ય = ગણુતરી થઇ શકે તેવું,-ગણુતરી ન થઇ શકે તેવું, અનંત, ઘણુંજ ), અસત્ય ( સત્ય-સાચું નહિ તે, જુઠું ), અસહ્ય ( અ + સહ્ય = સહેવા લાયક,-સહેવા લાયક નહિ તે ), અસ્પષ્ટ ( બરાબર ન સમજાય તેવું ), અહિત ( અ + હિત = ભલું,-ભલું નહિ તે, ભુંડું), અહિંસા( અ + હિંસા = હત્યા,-હત્યા નહિ તે ).

અનંત (અન્ = નહિ + અંત = છેડો,-છેડો નહિ તે, અપાર ), અનાચાર ( અન્ + આચાર,-આચાર નહિ તે, શાસ્ત્ર વિરૂદ્ધ કર્મ ), અનાદિ ( અન્ + આદિ = શરૂઆત,-જેની શરૂઆત નથી તે, જૂનું ), અનાયાસ ( અન્ + આયાસ = શ્રમ,-શ્રમ વગર, સહજ ), અનાર્ય ( અન્ + આર્ય,-આર્ય નહિ તે-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય નહિ તે, ઉતરતી જાતના ), અનાવૃષ્ટિ ( અન્ + આવૃષ્ટિ = વરસાદ,-વરસાદ નહિ તે ), અનુપ ( અન્ + ઉપ = સરખાપણું,-સરખામણી વગરનું, અનુપમ, અતુલ્ય ), અનુપયોગી ( અન્ + ઉપયોગી,-ઉપયોગી નહિ તે ).

અણબનાવ ( અણ = નહિ + બનાવ,-બનાવ નહિ તે, સંપ નહિ તે, ખટપટ, વિરોધ ), અણહદ ( હદ વગરનું, અપાર ).

**ઉપપદ સમાસ**—જે તત્પુરુષ સમાસમાં પૂર્વપદ ઘણું કરીને બીજી વિભક્તિમાં, અને ઉત્તરપદ ધાતુપરથી બનેલા ભાગ હોય છે; તે તત્પુરુષ સમાસને **ઉપપદ સમાસ** કહે છે. ઉદાહરણ—

**કર** ( કરનાર )—દિવાકર ( દિવા અ૦=દિવસ+કર,–દિવસને કરનાર–સૂર્ય ), ભાસ્કર ( ભાસ્=પ્રકાશ+કર,–પ્રકાશને કરનાર–સૂર્ય ), નિશાકર ( નિશા–રાત્રિને કરનાર, ચંદ્ર ), શંકર ( શમ્=કલ્યાણને+કર,–કલ્યાણને કરનાર–શિવ), હિતકર (હિત–કલ્યાણને કરનાર, ફાયદાકારક).

**કાર** ( કરનાર )—કુંભકાર ( કુંભ–ઘડાને કરનાર, કુંભાર ), લોહકાર ( લુહાર ), સુવર્ણકાર ( સોનાર ), ખેતીકાર, ગ્રંથકાર, ટીકાકાર, સ્મૃતિકાર ( સ્મૃતિ–હિંદુધર્મશાસ્ત્રના ગ્રંથને કરનાર ).

**કારક** ( કરનાર )—આશ્ચર્યકારક ( નવાઇ કરનાર ), દુઃખકારક, હિતકારક.

**ગ** ( જનાર )—ખગ ( ખ–આકાશમાં જનાર–પક્ષી ), અનુગ ( અનુ–પાછળ જનાર, સેવક, ચાકર ).

**ઘ્ન** ( હણનાર )—કૃતઘ્ન ( કરેલા ઉપકારને હણનાર ), શત્રુઘ્ન ( શત્રુને હણનાર, રામનો નાનો ભાઇ ).

**ચર** ( ચાલનાર )—જળચર ( પાણીમાં ચાલનાર–રહેનાર પ્રાણી ), ભૂચર ( પૃથ્વી પર ફરનારાં પ્રાણી ), વનચર ( વનમાં ફરતાં પશુ ).

**ચારી** (ચાલવાવાળો)—બ્રહ્મચારી ( બ્રહ્મ–વેદવિદ્યા તરફ ચાલવાવાળો–વેદ ભણનાર, બ્રહ્મ–કુમારાવસ્થા પાળનાર ), દુરાચારી ( દુર્–નઠારા આચારવાળો, દુર્ગુણી ).

**જ** ( જન્મનાર )—અંડજ ( અંડ–ઇંડામાંથી જન્મનાર પ્રાણી ), પંકજ ( પંક–કાદવમાંથી જન્મનાર–કમળ ), ખનિજ ( ખનિ–ખાણમાંથી પેદા થનાર ), વંશજ ( વંશમાં જન્મેલા, ઓલાદ ).

**જ્ઞ** ( જાણનાર )—કૃતજ્ઞ ( કરેલા ઉપકારને જાણનાર ), અજ્ઞ

( અ-નહિ જાણનાર, મૂર્ખ, બેવકુફ ), સુજ્ઞ ( સુ-સારી રીતે જાણનાર-સુજાણ ), તત્ત્વજ્ઞ ( તત્વ-પરમાત્માને જાણનાર, બ્રહ્મજ્ઞાની, ફિલસુફ ).

દ (આપનાર)—સુખદ (સુખને આપનાર), દુઃખદ, ધનદ (ધનને આપનાર-કુબેર ).

**દમન** (દમનાર)—સર્વદમન (સર્વને દમનાર-તાબે કરનાર, ભરત, શકુન્તલાનો પુત્ર ), દેહદમન ( દેહને દમવું તે ).

દા ( આપનાર )—નર્મદા ( નર્મ-આનંદને આપનાર ), પ્રેમદા પ્રેમને આપનાર, પ્રેમી સ્ત્રી ).

**દાયી-દાઈ** ( આપનાર )—આનંદદાઈ ( આનંદને આપનાર ), સુખદાઈ, દુઃખદાઈ.

**દાયક** ( આપનાર )—સુખદાયક ( સુખને આપનાર ), દુઃખદાયક, ત્રાસદાયક ( ભય આપનાર ).

**ધર** ( ધારણ કરનાર )—ધરણીધર (ધરણી-પૃથ્વીને ધારણ કરનાર, વિષ્ણુ ), ગંગાધર ( ગંગાને ધારણ કરનાર, મહાદેવ ), હળધર ( હળને ધરનાર, કૃષ્ણના મોટા ભાઇ બલદેવજી ).

**ધા** ( ધારણ કરનાર )—વસુધા ( વસુ-દ્રવ્યને ધારણ કરનાર, પૃથ્વી ).

**ધાર-ધારી** ( ધારણ કરનાર )—સૂત્રધાર (સૂત્ર-દોરીને ધારણ કરનાર, દોરી પકડનાર, સુથાર; નાટક મંડળીનો ઉપરિ ), આજ્ઞાધારી ( આજ્ઞાપાળક ).

**પ** ( પાળનાર )—ગોપ ( ગો-ગાયને પાળનાર, ગોવાળીઓ), મહીપ ( મહી-પૃથ્વીને પાળનાર, રાજા ),

**પાલ** ( પાળનાર )—ગોપાલ ( ગાયોને પાળનાર, ગોવાળીઓ, શ્રીકૃષ્ણ ).

**પૂજક** ( પૂજનાર )—મૂર્તિપુજક ( મૂર્તિને પૂજનાર ).

**ભંજન** (ભાંગનાર)—પરદુઃખભંજન ( પરદુઃખ; ૬ ત. પુ. સ. +ભંજન,-પારકાના દુઃખને ભાંગનાર. છેલ્લા પદ સાથે જેવો સમાસ હોય, તેવો આખો સમાસ ગણાય છે ).

**રંજન** ( ખુશી કરનાર )—મનરંજન ( મનને ખુશી કરનાર ).

**વદા** ( બોલનારી )—પ્રિયંવદા ( મીઠું બોલનારી ).

**વાદી** ( બોલનાર )—સત્યવાદી ( સાચું બોલનાર ).

**વર્ધક** ( વધારનાર )—બુદ્ધિવર્ધક ( બુદ્ધિને વધારનાર ).

**વેધક-વેધુ** ( વિંધનાર )—ચિત્તવેધક ( મનને વિંધનાર ), હૃદયવેધક ( હૃદયને વિંધનાર ), મચ્છવેધુ ( માછલાને વિંધનાર ).

**શાલી** ( શોભનાર. **શાલ્** ધાતુ-શોભવું )-બુદ્ધિશાળી ( બુદ્ધિ-વડે શોભનાર ), ભાગ્યશાલી ( ભાગ્યવડે શોભનાર ).

**સ્થ** ( રહેનાર )-સ્વસ્થ ( સ્વ-પોતાની સ્થિતિમાં રહેનાર, શાન્ત ), સ્વર્ગસ્થ ( સ્વર્ગમાં રહેનાર ).

**હર** ( હરનાર )-વિઘ્નહર ( વિઘ્નને હરનાર, ગણપતિ ).

ઇચ્છુ ( ઇચ્છનાર )-હિતેચ્છુ. **અશન** ( ખાનાર )-હુતાશન. લાંચખાઉ ( લાંચ ખાનાર ), વાટપાડુ ( વાટે લુંટનાર ), ડોળઘાલુ ( ડોળ કરનાર ).

**ફારસી ઉપપદ સમાસ—**

**અંદાજ** ( ફેંકનાર )—ગોલંદાજ ( ગોળો ફેંકનાર ), તિરંદાજ ( તીર ફેંકનાર. )

કશ ( ખેંચનાર )—તારકશ ( તાર ખેંચનાર ), બારકશ ( ભાર ખેંચનાર-વહાણુ ).

કુન ( કરનાર )—કારકુન ( ફા. કાર્કુન. દફતર લખનાર ).

ખોર ( ખાનાર કે કરનાર )—દારૂખોર ( દારૂ પીનાર ), હરામખોર ( હરામ-ગેરવાજબી કરનાર, જેનું અન્ન ખાધું હોય તેનું ભુરૂં કરનાર, કૃતઘ્ન ), હલાલખોર ( હલાલ-વાજબી કરનાર, જેનું અન્ન ખાધું હોય તેનો બદલો વાળનાર, કૃતજ્ઞ ), દગાખોર ( દગો કરનાર ), ઈર્ષાખોર ( ઈર્ષા કરનાર. અદેખા ), પતરાજીખોર, મસ્તીખોર, શેખીખોર.

ગર-ગરો-ગરી-ગરૂં ( કરનાર )—કારીગર ( હુન્નરી ), ચુડગર, જાદુગર, સોદાગર ( સોદા કરનાર, વેપારી ); કળાગરો-રી-રૂં ( કળા પ્રમાણે કરનાર ), કાજગૂરો-રી-રૂં ( કામ કરનાર, શક્તિવાન, લાડકું ), વાતગરો-રી-રૂં.

ગાર-ગારો ( કરનાર )—ગુનેહગાર, જુલમગાર, પરહેજગાર ( પરહેજ-કરી પાળનાર, ખાવાપીવામાં કરી પાળનાર ), મદદગાર; કામણગારો ( કામણ કરનાર, મોહ પમાડનાર, ભોળવી નાંખે તેવો ).

ગીર ( જીતનાર )—આલમગીર ( આલમ-દુનિયાને જીતનાર, એક પાદશાહનું નામ છે ), જહાંગીર ( જહાં-દુનિયાને જીતનાર, એક પાદશાહનું નામ છે ), તમાશગીર ( અરબી તમાશા-ખેલ કરનાર).

દાન ( જાણનાર )—કદરદાન ( કદરને જાણનાર, ગુણજ્ઞ ).

દાર ( રાખનાર )—છડીદાર ( છડીને રાખનાર-પોકારનાર, ચોબદાર ), થાણુદાર ( થાણાનો અમલદાર ), ફોજદાર, મજમૂદાર ( પરગણાનો હિસાબ રાખનાર અમલદાર, દફતરદાર ), મામલતદાર ( પરગણાનો વસુલાતી અધિકારી ), મોજણીદાર ( માપણી કરનાર ), વહીવટદાર ( વહીવટ કરનાર, કારભારી, મામલતદાર ).

**બર** ( લઇ જનાર )—પેગંબર ( ફા. પયૂગામ-સંદેશો લઇ જનાર, ઇશ્વરને ત્યાંથી સંદેશો લઇ જનાર ).

**બંદ** ( બાંધનાર )—નાલબંદ. હથિયારબંદ.

**બાજ** ( ખેલનાર )—કસરતબાજ, કુસ્તીબાજ, દગલબાજ, નજરબાજ.

**માલ** ( ઘસનાર )—રૂમાલ (રૂ=મોં+માલ,-મોં લૂછવાનો કડકો).

---

**૩. કર્મધારય સમાસ:**—(૧). જે સમાસમાં પૂર્વપદ વિશેષણ અને ઉત્તરપદ વિશેષ્ય હોય તે **કર્મધારય સમાસ** કહેવાય છે. કર્મ=ક્રિયા, ધારય=ધારણ કરનાર-સંબંધ રાખનાર. કર્મધારય સમાસમાં બંને પદો એકજ ક્રિયા સાથે સંબંધ રાખનાર હોય છે એટલે એકજ વિભક્તિમાં હોય છે.

સંધિ પ્રકરણમાંના શબ્દો—દ્વિતીયાંશ, દિવ્યાંગના, પકવાન્ન, મિષ્ટાન્ન, સર્વાંગ, પીતાંબર, પૂર્ણાંક, સારાંશ,*ભાષાંતર ( પૂર્વપદ વિશેષ્ય છે ), મિથ્યાભિમાન, આદીશ્વર, ગુપ્તોત્તર, શુભોપમા, ઉત્તમૌષધિ, અધોગતિ, પરેશ, પરમાર્થ, પરમાણુ, પરમાત્મા, પરમાનંદ, પરમેશ્વર, પરમૈશ્વર્ય, મહાત્મા, મહાશય, મહેશ્વર, મહર્ષિ, મહૈશ્વર્ય, સદ્ગતિ, સદ્ગુણ, સદ્બુદ્ધિ, સદ્બોધ, સદ્વિચાર, સદ્વિદ્યા, સદાચાર, સદ્માર્ગ, સત્કર્મ, સચ્ચરિત, સજ્જન, સચ્છાસ્ત્ર, સચ્છીલ.

એકનિષ્ઠા ( એક=અડગ+નિષ્ઠા=ધર્મ ઉપર શ્રદ્ધા,-ધર્મ ઉપર અડગ શ્રદ્ધા), કરૂણુરવ (દયા ઉપજાવે એવો સાદ ), કાળાંતર ( બીજો કાળ, કેટલેક કાળ વીત્યા પછી), જન્માંતર (બીજો જન્મ, પરલોક), દેશાંતર (બીજો દેશ), રૂપાંતર (બીજું રૂપ), સ્થળાંતર (બીજું ઠેકાણું), કૃષ્ણપક્ષ

(અંધારીઉં, વદ), ચિરંજીવી (લાંબી મુદત જીવનાર), જવાંમર્દ (જુવાન મરદ), જૂનાગઢ, તત્કાળ (તે વખત), દીનભાવ (દીન–ગરીબ ભાવ, ગરીબાઇ), દીર્ઘદૃષ્ટિ (લાંબી નજર), પુણ્યકર્મ (પવિત્ર કામ), મનહરપુરી [ મનહર ( મનને હરનાર ) ઉપપદ સમાસ+પુરી,–મનને હરનાર પુરી], યુવરાજ (યુવાન રાજા, પાટવી કુંવર ), યુવઋતુ (જુવાની ), લંબચોરસ, વજ્રછાતી ( કઠણ હૈયું ), વર્નાક્યુલરસોસાયટી ( સ્વદેશી મંડળી ), વર્તમાનકાળ ( ચાલતો વખત ), સાંપ્રતકાળ ( હાલનો વખત ), શીઘ્રકવિ ( ઉતાવળથી કવિતા કરનાર–જોડનાર ), શ્વેતસમુદ્ર, સંયોગીભૂમિ ( જોડનાર ભૂમિ ), સર્વસ્વ ( સર્વ=સઘળી+સ્વ=દોલત,–સઘળી દોલત ), હાઈકોર્ટ ( ઇનસાફની મોટી અદાલત ), હેડમાસ્તર ( મુખ્ય શિક્ષક ), મહાકષ્ટ ( મોટું દુઃખ ), મહાભારત ( મોટું ભારત–પાંડવ અને કૌરવના વર્ણનનું વીરરસ કાવ્ય; મોટી લડાઇ, મોટું કામ ), મહારાજ ( મોટા રાજા, શાહેનશાહ ), મહારાજ્ય ( મોટું રાજ્ય ), મહાસાગર ( મોટા દરિયો ), સત્પુરૂષ ( સારો માણસ ), સદભિમાન ( સત્+અભિમાન,–સાચું અભિમાન ).

(૨). પ્ર, અપ, અવ, દુર્, અતિ, સુ, પ્રતિ, ઉપ, કુ વગેરે સંસ્કૃત અવ્યયો બીજા શબ્દની પૂર્વે જોડાઇ **કર્મધારય સમાસ** બને છે.

સંધિ પ્રકરણમાંના શબ્દો–દુરાચાર, દુર્ગતિ, દુષ્કાળ, સ્વલ્પ, સ્વચ્છ, પ્રત્યાઘાત, પ્રત્યુપકાર, ઉપાખ્યાન, ઉપેંદ્ર.

પ્રખ્યાત ( પ્ર=વિશેષ+ખ્યાત=વખણાએલો,–વિશેષ વખણાએલો, નામાંકિત, જાહેર ), પ્રબળ ( પ્ર=શ્રેષ્ઠ+બળ=જોર,–શ્રેષ્ઠ જોરવાળો, જોરાવર ), પ્રભાત (પ્ર=શ્રેષ્ઠ+ભાત=પ્રકાશાયલું, શ્રેષ્ઠ પ્રકાશાયલું, સવાર, પ્રાતઃ-

કાળ), અપકીર્તિ ( અપ=ખરાબ+કીર્તિ=યશ,–ખરાબ યશ, અપજશ, એ-આબરૂ),અવગુણ (અવ=નઠારો+ગુણ=ફાયદો,–ગેરફાયદો, એબ, દોષ ), દુર્ગંધ (દુર્=નઠારી+ગંધ=વાસ,–નઠારી વાસ, બદબો ), દુર્ગુણ ( નઠારો ગુણ, કુટેવ ), દુર્દશા ( ખરાબ હાલત, પડતી હાલત ), દુર્ભાગ્ય ( નઠારૂં નસીબ ), દુર્વ્યસન ( ખરાબ ટેવ ), અતિવૃષ્ટિ ( અતિ=ઘણો+વૃષ્ટિ=વર-સાદ,–ઘણો વરસાદ ), અતિશ્રમ ( ઘણી મહેનત ), અત્યુત્તમ (અ-તિ+ઉત્તમ,–ઘણું ઉત્તમ ), સુકીર્તિ ( સુ=સારો+કીર્તિ=યશ,–સારો યશ, સારી નામના ), સુબોધ ( સારો બોધ, સારૂં જ્ઞાન ), સુમાર્ગે ( સારે રસ્તે ), સવા ( સ=સારો+વા,–સારો વા ), સુવાક્ય ( સારૂં વાક્ય, સારૂં ભાષણ ), પ્રતિપક્ષ ( પ્રતિ–સામો પક્ષ, પ્રતિવાદી, શત્રુ ), ઉપગ્રહ (ઉપ=ઉતરતો+ગ્રહ,–મોટા ગ્રહની આસપાસ ફરનારા, ચંદ્ર ), ઉપવન ( ઉપ=નાનું+વન=જંગલ,–બાગ, વાડી ), ઉપરાજ્ય (ઉપ=નાનું+રાજ્ય,–નાનું રાજ્ય, તાબાનું રાજ્ય ), કુકર્મ ( કુ=નઠારૂં+કર્મ=કામ,–નઠારૂં કામ ), કુવાક્ય ( નઠારાં વચન ), કુસંપ ( સંપથી ઉલટું, અણબ-નાવ ), કજાત ( નઠારી જાત, હલકા કુળનું, નીચ ), કમોત ( નઠારૂં મરણ; ખુનથી, ડુબ્યાથી, વગેરેથી એકાએક મોત થાય તે ), કવેળા ( નઠારો વખત ).

**ફારસી:**—ખુશમિજાજ ( ખુશ–સારો સ્વભાવ ), ગેરબંદોબસ્ત ( ગેર–નઠારો બંદોબસ્ત, અવ્યવસ્થા ), બદદુઆ ( બદ=નઠારી+દુઆ=આશિષ્,–નઠારી આશિષ્, શાપ ), બદબો ( બદ=ખરાબ+બો=વાસ,–ખરાબ વાસ, દુર્ગંધ ).

(૩). પૂર્વપદ નામ હોય પણ તે ઉત્તરપદના વિશેષણ તરીકે વપ-રાએલું હોય, તો તે સમાસ **કર્મધારય** છે.

સંધિપ્રકરણમાંના શબ્દો-અગ્નીશ્વર, ગરુડેશ્વર, બ્રહ્મર્ષિ.

અમૃતપાક ( અમૃત=જે પીવાથી માણસ અમર થાય છે તે+પાક, —અમૃત જેવો પાક), અરુણપ્રકાશ (અરુણ=સૂર્ય, સૂર્યનો સારથિ, પીળો-રાતો રંગ+પ્રકાશ,—અરુણ જેવો પ્રકાશ ), કન્યારત્ન ( કન્યારૂપ રત્ન ), કમળનયન ( કમળરૂપ આંખ ), કવિજન ( કવિરૂપ જન ), કુટુંબ-પ્રીતિ ( કુટુંબરૂપ પ્રીતિ ), જ્ઞાનનીર ( જ્ઞાનરૂપ જળ ), પુંકેસર ( પું=નર +કેસર=તંતુ,—નરરૂપ તંતુ ), સ્ત્રીકેસર ( સ્ત્રીરૂપ તંતુ ), ભવજળ ( ભવ—સંસારરૂપ જળ ), ભવસાગર ( સંસારરૂપી સમુદ્ર ), સંસાર-સાગર, સ્ત્રીરત્ન (સ્ત્રીરૂપી રત્ન), હૃદયકમળ ( હૃદયરૂપી કમળ ).

(૪). પૂર્વપદને ઉત્તરપદની ઉપમા આપી હોય તો તે સમાસ **કર્મધારય** છે. ઉદાહરણ—નરસિંહ (સિંહ જેવો નર), નેત્રકમળ ( કમળ જેવું નેત્ર ), મુખચંદ્ર ( ચંદ્ર જેવું મુખ અથવા મુખ એજ ચંદ્ર ), રાજર્ષિ (ઋષિ જેવો રાજા ), સ્વામિનારાયણ (નારાયણ જેવા સ્વામી ).

(૫). બે વિશેષણો સાથે આવી સમાસ બને તે **કર્મધારય** સમાસ છે.

સંધિ પ્રકરણમાંના શબ્દ—ભિન્નાભિન્ન, પૂજ્યારાધ્ય.

અસ્તવ્યસ્ત ( અસ્ત=આથમેલું+વ્યસ્ત=વિપરીત,—વેરણછેરણ), ઉંચનીચ, ઓછુંવત્તું, છિન્નભિન્ન ( ફાટુંતુટું, વિખરાયલું ), થોડું-ઘણું, ભલુંભુંડું, ગાંડોઘેલો.

**૪. દ્વિગુ સમાસ:**—જે સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશે-ષણ હોય, અને સમાસમાં સમૂહનો અર્થ હોય તે **દ્વિગુ સમાસ** કહેવાય છે. આ સમાસ કર્મધારય સમાસનો પેટાભાગ છે. દ્વિગુમાં દ્વિ ( બે ) સંખ્યાવાચક વિશેષણ હોવાથી આ સમાસ યાદ રાખવો સહેલો પડે છે.

સંધિપ્રકરણમાંના શબ્દો—બારાક્ષરી, પંચાગ્નિ, પંચામૃત, પંચાંગ, ષોડશોપચાર, સપ્તર્ષિ, ષડ્ગુણ, ષડ્રિપુ, ષણ્માસ.

દુપટ્ટો ( બે પડવાળો, ખેસ ), દ્વાદશ ( બંને દિશાનો સમૂહ ), દ્વિકર ( બે હાથ ), દ્વિજાતિ ( બેવાર જન્મનાર જાતિ-બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય; કેમકે તેમને જનોઇ દેવાય છે તે બીજીવાર જન્મ થયો કહેવાય છે ), ત્રિગુણ ( સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ ), ત્રિદોષ ( વાત, પિત્ત અને કફ એ ત્રણ પ્રકારના સંયોગે થતો રોગ; મુઝારો ), ત્રિભુવન (ત્રણ ભુવન-સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ-નો સમૂહ), ત્રિલોક-ત્રૈલોક્ય-( ત્રણ લોક-દુનિયા ( સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ ) નો સમૂહ ], ચતુર્વેદ ( ચાર વેદ-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ ), ચોખુટ ( ચારે બાજુમાં ), ચોઘડીઉં, ચાતુર્માસ ( ચોમાસું ), ચોપાસ, પંચગવ્ય ( ગાયથી ઉત્પન્ન થયેલાં પાંચવાનાં —દૂધ, દહીં, ઘી, મૂતર અને છાણ ), પંચમહાલ, પંચરાત્ર, પંચવટી ( પાંચ વડનો સમૂહ ), પંચશીલ ( પાંચ સદ્ગુણ-અહિંસા, અસ્તેય ( ચોરી ન કરવી ), એક પત્નીવ્રત, સત્ય, અને માદક પદાર્થનો ત્યાગ ), પાંચશેરી, ખટઋતુ ( છ ઋતુ-વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર ), ખટરસ ( છ રસ-ખાટો, ખારો, કડવો, મીઠો, તીખો અને તુરો ) ષટ્કર્મ ( બ્રાહ્મણનાં છ કર્મ-વેદ ભણવા અને ભણાવવા, પૂજન કરવું અને કરાવવું, દાન આપવું ને લેવું ), અષ્ટાવધાન ( અષ્ટ=આઠ+અવધાન=લક્ષ,-એકજ વખતે આઠ ઠેકાણે લક્ષ રાખવું તે ), અઠવાડીઉં, નવટાંક, નવરાત્ર, દશશેરી, દશાશ્વમેધ ( દશ+અશ્વમેધ,-દશ અશ્વમેધ યજ્ઞ જ્યાં થયા છે તે જગ્યા, કાશીનો એક ઘાટ ), બારમાસી ( બાર માસનો સમૂહ-વાર્ષિક, બારે માસ ફૂલ આવ્યાં કરે તેવો છોડ ), ચોસઠકળા ( માણસને પ્રવીણ થવાની ૬૪ યુક્તિઓ, સર્વગુણસંપન્ન ).

૫. બહુવ્રીહિ સમાસ:—(૧). એમાં પહેલું પદ વિશેષણ

અને બીજું પદ વિશેષ્ય હોય છે; અને આખો સમાસ બીજા શબ્દનો ગુણ બતાવે છે. આ સમાસ સમજાવવાને 'જે' ની પહેલી સિવાયની હરકોઇ વિભક્તિ વાપરવી પડે છે. બહુવ્રીહિ શબ્દ જ પોતે બહુવ્રીહિ સમાસ છે. બહુવ્રીહિ=બહુ છે વ્રીહિ (ડાંગર) જેની પાસે એવો.

સંધિ પ્રકરણમાંના શબ્દો—દશાંશ, પીતાંબર, શ્વેતાંબર, ગોળાકાર, ત્રિકોણાકાર, શુંડાકાર, ગજાનન, દશાનન, નરાદિ, ઈંદ્રાદિ, ઇચ્છાદિક, જિતેંદ્રિય, ઇત્યાદિ, મન્વાદિ, પિત્રાદિ, દિગમ્બરી, ષટ્પદ, તપોધન.

મૃગલોચનનો અર્થ મૃગ જેવાં લોચન થતો હોય તો કર્મધારય સમાસ, પણ મૃગલોચની (સ્ત્રી) નો અર્થ મૃગ જેવાં લોચન છે જેનાં થતો હોય તો તે બહુવ્રીહિ સમાસ છે: અશ્વમેધ (અશ્વ=ઘોડો+મેધ=હોમવું તે,—ઘોડો હોમાય છે જેમાં તે, ચક્રવર્તી રાજાથી જ થતો યજ્ઞ), અષ્ટખુણ (આઠ ખુણા જેવો આકાર જેનો છે તે), ચોખુણ, આસ્તિક (અસ્તિ=છે+ક પ્રત્યય (કેટલાક બહુવ્રીહિ સમાસને છેડે આવે છે),—છે ઇશ્વર એવી શ્રદ્ધા જેની તે), એકદળ [એક છે દળ જેમાં એવી (વનસ્પતિ)], દ્વિદળ [બે છે દળ જેમાં એવી (વનસ્પતિ)], કૃતકૃત્ય (કૃત=કરાયલું, પ્રાપ્ત થયલું+કૃત્ય,—પ્રાપ્ત થયેલાં છે કૃત્ય જેનાં), ઘંટાકાર (ઘંટ+આકાર,—ઘંટ જેવો આકાર છે જેનો તે), ચતુરંગી (ચતુર્=ચાર+અંગ=ભાગ+ઈ=વાળી,—ચાર છે અંગ જેનાં એવી (સેના); હાથી, ઘોડા, રથ, ને પાયદળ એ સેનાનાં ચાર અંગ ગણાય છે), ચતુર્ભુજ [ચાર છે હાથ જેને (વિષ્ણુ)], ચતુર્મુખ [ચાર છે મુખ જેને (બ્રહ્મા)], પંચમુખી [પાંચ છે મુખ જેને (હનુમાન)], ચિન્તાશીલ (ચિન્તા છે શીલ—સ્વ-

-ભાવ જેનો એવો, ફિકરમંદ), દાનશીલ (દાન છે સ્વભાવ જેનો, દાનદેનાર), વિચારશીલ (વિચાર છે સ્વભાવ જેનો, વિચારવાળો), ત્રિરાશિ (ત્રિ=ત્રણ+રાશિ=પદ,-ત્રણ છે પદ જેમાં, ત્રણ પદ પરથી ચોથું પદ શોધી કાઢવાની રીત), ત્રિલોચન (ત્રણ છે લોચન-આંખ જેને, મહાદેવ), ત્ર્યંબક (ત્રિ+અમ્બક=આંખ,-ત્રણ છે આંખ જેને, મહાદેવ), દ્વ્યર્થ (દ્વિ=બે+અર્થ,-બે છે અર્થ જેના તે), નમ્રતા-પૂર્વક (નમ્રતા છે પૂર્વ જેમાં), નિયમપૂર્વક (નિયમ છે પૂર્વ જેમાં, નિયમ પ્રમાણે), વિધિપૂર્વક (વિધિ-રીતિ છે પૂર્વ જેમાં, રીતિ પ્રમાણે), પતિવ્રતા [પતિ=સ્વામી+વ્રત=નિયમ+આ=ના. જા. પ્ર,-પતિ છે વ્રત જેનું એવી (સ્ત્રી); શિયળ પાળનારી સ્ત્રી], પુણ્યશ્લોક [પુણ્ય=પવિત્ર+શ્લોક=નામ,-પવિત્ર છે નામ જેનું; તે ચાર ગણાય છે-નળ, યુધિષ્ઠિર, જનક, જનાર્દન (વિષ્ણુ)], ભાવકર્તૃક (ભાવ છે કર્તા જેનો), મત્સ્યગંધા [મત્સ્ય=માછલું+ગંધ+આ=ના. જા. પ્ર., -માછલાંના જેવી ગંધ છે જેની એવી (સ્ત્રી)], મુસળધાર [મુસળ-સાંબેલા જેવી ધાર છે જેની એવો (વરસાદ)], વિદ્યુતવાહક (વિ-દ્યુત-વીજળી છે ઝટ વહેનાર જેમાં એવો), વીસભૂજ [વીસ છે ભૂજ-હાથ જેને એવો (રાવણ)], શતપદી [શત=સો+પદ=પગ+ઈ=વાળો,-સો છે પગ જેને (કાનખજુરો)], સ્વયંવર (સ્વયં-જાતે વરે છે કન્યા, વર જેમાં તે), સ્વરસંવાહક (સ્વર-અવાજને, છે લઈ જનાર જેમાં એવો), હસમુખો (હસતું છે મુખ જેનું તે).

(૨) અપ, નિસ્-નિર્, વિ, સુ, અ, અન, કુ, ન, સ, સહ સંસ્કૃત અવ્યયો બીજા શબ્દની પૂર્વે જોડાય **બહુવ્રીહિ સમાસ** બને છે.

સંધિ પ્રકરણમાંના શબ્દો—અપાંગ, નિરંતર, નિરર્થક, નિર્દોષ,

નિર્બલ, નિરભિમાન, નિર્લજ્જ, નીરસ, નીરોગ, નીરવ, નિષ્કલંક, નિષ્પાપ, નિષ્ફલ, નિશ્ચિન્ત, નિસ્તેજ, નિઃશંક, નિઃસંશય, સાક્ષર, સાષ્ટાંગ, સેંદ્રિય, સહોદર.

નિર્મળ (નિર્=નહિ+મળ=મેલ,-નથી મેલ જેમાં-મળ વગરનું, સ્વચ્છ), નિરાશ (નિર્+આશા,–નથી આશા જેને, આશાભંગ, નાઉમેદ), નિરુદ્યમી (નર્+ઉદ્યમી,–નથી ઉદ્યમ જેને, ઉદ્યમ વગરના), નિર્ભય (નથી ભય જેને, બીક વગરનું), નિર્દય (નથી દયા જેમાં, દયા વગરનો, ઘાતકી), નિરાકાર (નિર્+આકાર,–નથી આકાર જેનો, વિષ્ણુ, શિવ, પરમાત્મા), નિષ્કપટી (નિસ્=નહિ+કપટી,–નથી કપટ જેમાં, કપટ વગરનો, નિખાલસ), વિધવા [ વિ=મૃત+ધવ=ધણી+આ=ના. જા. પ્ર.,–મૃત છે ધણી જેનો એવી (સ્ત્રી), રાંડીરાંડ ], વિમળ ( વિ=વિના+મળ=મેલ,–નથી મળ જેમાં, મેલ વગરનું, સ્વચ્છ, નિર્મળ), વિમુખ (વિ=ઊલટું+મુખ,–ઊલટું છે મુખ જેનું, પ્રતિકૂલ, વિરુદ્ધ, વિપરીત ), સુવાસિક ( સુ=સારો+વાસ=ગંધ+ઇક=વાળું,–સારી છે ગંધ જેની, સારી ગંધવાળું), સુવાસિત (સારી છે વાસ જેની, સારી વાસવાળું), સુશોભિત (ઘણી છે શોભા જેની, ઘણું શોભિતું, સુંદર ), અકર્મક [ અ=નહિ+કર્મ+ક, –નથી કર્મ જેમાં એવું ( ક્રિયાપદ ) ], અનાથ ( નથી ધણી જેનો, આશ્રય આપનાર નથી એવો, લાચાર ), અપુષ્પ [ નથી પુષ્પ–ફૂલ જેમાં એવી ( વનસ્પતિ ) ], અપૂર્વ ( નથી પૂર્વ–પહેલાં જેનું, પહેલાં ન બન્યું હોય તેવું, અસાધારણ ), અલૌકિક ( નથી જોડ લૌકિક–દુનિયામાં જેની એવું ), અવિનાશી ( અ+વિનાશ=નાશ+ઇ=વાળો, નથી નાશ જેનો એવો, અમર, પરમાત્મા, બ્રહ્મ ), અવ્યય [ અ+વ્યય=ફેરફાર,–નથી ફેરફાર જેમાં એવા ( શબ્દ ) ], અશરણ (નથી આશ્રય જેને એવો ), અનુત્તમ ( અન્=નહિ+ઉત્તમ=શ્રેષ્ઠ,–નથી શ્રેષ્ઠ

જેનું, જેનાથી બીજું શ્રેષ્ઠ ન હોય તેવું, અપૂર્વ ), કુબુદ્ધિ ( કુ=નઠારી+બુદ્ધિ,–નઠારી છે બુદ્ધિ જેની ), નાસ્તિક ( ન=નહિ+અસ્તિ=છે+ક પ્રત્યય,–છે નહિ–નથી ઈશ્વર એવી શ્રદ્ધા જેની તે), સકર્મક [સ=સાથે+કર્મ+ક,– કર્મ સાથે ( ક્રિયાપદ ) ], સધીર ( ધીરજ સાથે, ધૈર્યવાળું), સફળ ( ફળ સહિત, લાભદાયક ), સમુદ્ર ( સ=સાથે+મુદ્રા=મર્યાદા, મર્યાદા સાથે ), સાર્થક (સ+અર્થ=પ્રયોજન+ક પ્રત્યય,–પ્રયોજન સાથે, કૃતાર્થ, સફળ ), સહકુટુંબ ( કુટુંબ સાથે ).

**ફારસી**—કમબખ્ત ( કમ=ઓછું+બખ્ત=નસીબ,–ઓછું છે નસીબ જેનું તે, ઓછા નસીબવાળો, ભાગ્યહીન ), કમજોર, કમ-નજર, ખૂબસૂરત ( ખૂબ=સારી+સૂરત=શિકલ,–સારી છે શિકલ જેની એવો ), બેકદર (બે=નહિ+કદર=બુજ,–નથી બુજ જેને એવો ), બે-કાળજી, બેનમુન ( બે+નમુન=નમુનો,–નથી નમુનો જેનો, જેની બરા-બર બીજો નમુનો નથી તે, ઘણુંજ સુંદર ), બેસૂર ( ગાયનના સૂર-સ્વર વગરનું ), બેહદ ( હદવગરનું, અતિશય ).

(૩). બહુવ્રીહિ સમાસમાં બંને પદો એકજ વિભક્તિમાં હોય છે, પણ કોઇક પ્રસંગે જુદીજુદી વિભક્તિમાં હોય છે. ઉદાહરણ–ચક્ર-પાણિ ( ચક્ર=વિષ્ણુનું હથિયાર+પાણિ=હાથ,–ચક્ર છે હાથમાં જેના; વિષ્ણુ ), પદ્મનાભ=( પદ્મ=કમલફૂલ+નાભ=દુંટી,–પદ્મ છે દુંટીમાં જેના; વિષ્ણુ ), શારંગપાણિ ( શારંગ=વિષ્ણુનું ધનુષ્ય+પાણિ,–શારંગ છે હાથમાં જેના; વિષ્ણુ ), દામોદર ( દામન્=દોરી+ઉદર=પેટ,–દોરી છે પેટ ઉપર જેના; વિષ્ણુ ), પિનાકપાણિ ( પિનાક =શિવનું ધનુષ્ય+પાણિ,–પિનાક છે હાથમાં જેના; શિવ ); શૂલ-પાણિ ( શૂલ–ભાલો છે હાથમાં જેના; શિવ ), ભાલચંદ્ર ( ચંદ્ર છે

ભાલ-કપાળમાં જેના; શિવ ), વીણાપાણિ ( વીણા-તંબુરો છે હાથમાં જેના; નારદમુનિ. )

(૪). ઝપાઝપી, ધબાધબી, લડાલડ, વડાવડ આવા સમાસો બહુવ્રીહિમાં ગણાય છે.

૬. **અવ્યયીભાવ સમાસ:**—જે સમાસમાં પૂર્વપદ અવ્યય હોય, અને આખો સમાસ અવ્યય તરીકે વપરાયો હોય; તેને **અવ્યયીભાવ** ( અવ્યય ન છતાં અવ્યય થવું) સમાસ કહે છે, ઉદાહરણ—યથાશક્તિ ( યથા=જેમ, પ્રમાણે+શક્તિ,-શક્તિ પ્રમાણે. યથા અવ્યય છે, શક્તિ નામ છે, યથાશક્તિ અવ્યય છે એટલે શક્તિ નામ છતાં અવ્યય થયો છે ), પ્રતિક્ષણે ( દરેક ક્ષણે ), પ્રતિદિન ( દરરોજ ), પ્રતિવર્ષ ( દર-વર્ષે ), બેશક ( શંકાવગર ), યથાક્રમ ( અનુક્રમ પ્રમાણે ), યથાજ્ઞાન ( પોતપોતાની સમજ પ્રમાણે ), યથાન્યાય ( ન્યાય પ્રમાણે ), યથારુચિ (રુચિ પ્રમાણે), યથાર્થ ( અર્થ પ્રમાણે, બરોબર ), યથાવિધિ ( વિધિ પ્રમાણે ), યથાસ્થિતં ( પૂર્વે જે સ્થિતિ હોય તેમ ), યથેચ્છ, ( ઇચ્છા પ્રમાણે ), યાવચ્ચંદ્રદિવાકરૌ ( યાવત્=જ્યાંસુધી+ચંદ્ર+દિવાકર=સૂર્ય, -સૂર્યચંદ્ર તપે ત્યાંસુધી), હરઘડી ( ઘડીએપલકે, વારેવારે ) હરરોજ ( દરરોજ ), હરવર્ષ ( દરવર્ષ ).

૭. **મધ્યમપદ લોપી સમાસ:**—સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે બીજા શબ્દો ઉમેરવા પડે, તે **મધ્યમપદલોપી** સમાસ કહેવાય છે. આ સમાસમાં મધ્યમ પદનો લોપ હોય છે માટે તેનું નામ મધ્યમ-પદલોપી પડેલ છે. ઉદાહરણ-કલ્પવૃક્ષ (કલ્પ-ઇચ્છા+વૃક્ષ,-ઇચ્છા પૂરનારું વૃક્ષ ), કામધેનુ ( કામ=ઇચ્છા+ધેનુ=ગાય,-ઇચ્છા પૂરનારી સ્વર્ગની ગાય), ક્રિયાપદ ( ક્રિયા બતાવનાર પદ ), ખાંડકેરી ( ખાંડ પાયેલી કેરી ), ગજમુક્તા ( ગજ=હાથી+મુક્તા=મોતી,-હાથીના માથાનું મોતી ),

ગુરુત્વાકર્ષણ ( ગુરુત્વ=ભાર+આકર્ષણ,–ભાર ઉત્પન્ન કરનાર આકર્ષણ ), ગોરજ ( ગો–ગાયોથી ઉડતી ધૂળ ), ગોળપાપડી ( ગોળથી બનેલી પાપડી ), જળકૂકડી ( જળમાં રહેનાર કૂકડી ), જ્ઞાનતંતુ ( જ્ઞાન આપનાર તંતુ ), ધર્મદારા ( ધર્મ=ધર્મશાસ્ત્ર+દારા=સ્ત્રી,–ધર્મશાસ્ત્ર પ્રમાણે પરણેલી સ્ત્રી ), ધર્મયુદ્ધ ( ધર્મના–યુદ્ધના નિયમ પ્રમાણે યુદ્ધ–લડવું તે ), પાયદળ ( પાય=પગ+દળ=લશ્કર,–પગે ચાલનાર લશ્કર ), મધમાખી ( મધ બનાવનારી માખી ), લક્કડકામ ( લાકડાનું બનાવેલું કામ ), લોકવખાણ ( લોકે કરેલાં વખાણ ), વિરામચિહ્ન ( વિસામો લેવાનો બતાવનાર નિશાની ), વિષુવવૃત્ત ( વિષુવ=જ્યાં સૂર્ય હોવાથી રાત્રિદિવસ સરખાં થાય છે તે બિંદુ+વૃત્ત=ગોળ,–વિષુવમાં જનાર વૃત્ત–પૃથ્વીના મધ્યભાગે વિષુવ બિંદુમાં થઇને જનાર વૃત્ત ), શિલાલેખ (શિલાપર કોતરેલ લેખ ), સિંહાસન ( સિંહ+આસન,–સિંહના આકારનું આસન ), હોકાયંત્ર ( હોકા=દિશા+યંત્ર,–દિશા બતાવનાર યંત્ર ).

---

નીચે લખેલા શબ્દો બીજાની પૂર્વે આવી સમાસ કરે છે, એ સમાસ કઇ જાતનો બન્યો છે તે વિદ્યાર્થીઓને બતાવવું.

**અંતર્:—૧. માંહે.**

અંતઃકરણ(અંતઃ=માંહે+કરણ=કરનાર,–માંહેથી કરનાર,મન,હૃદય), અંતઃપુર (અંતઃ=માંહે+પુર=શહેર,–સ્ત્રીઓને બેસવાનો ઘરની અંદરનો ઓરડો, જનાનખાનું, રણવાસ), અંતરાત્મા (અંતર્+આત્મા,–અંદરનો આત્મા, જીવ, પ્રાણ; મન, અંતઃકરણ ), અંતરિક્ષ ( અંતર્+ઇક્ષ=જોવું તે,–માંહેથી જોવું તે; આકાશ, આસમાન ), અંતર્ગત ( અંતર્+ગત=

ગયેલો,–માંહે ગયેલો, વિસ્મૃત; ગુપ્ત ), અંતર્ગોળ ( અંતર્+ગોળ, –માંહેથી પોલો એવો જે ગોળ આકાર તે, ગગનાકાર ), અંતર્ચક્ષુ ( અંતર્+ચક્ષુ=આંખ,–ભિતર જોઇ શકે તેવાં ચક્ષુ ), અંતર્જ્ઞાન (અં-તર્+જ્ઞાન=જાણવું તે,–મહિનું જાણવું તે, ભિતરની વાતનું જે જ્ઞાન તે ), અંતર્ત્વચા ( અંતર્=અંદર+ત્વચા=છાલ,–અંદરની છાલ, અંતર-છાલ ), અંતર્દશા ( અંતર્+દશા=હાલત,–ભિતરની ખરી હાલત, મનની સ્થિતિ ), અંતર્દાહ (અંતર્+દાહ=બળવું તે,–અંદરનું બળવું તે, મનનો બળાપો ), અંતર્દૃષ્ટિ ( અંતર્+દષ્ટિ=જોવું તે, નજર,–અંદરનું જોવું તે, આત્માનું ચિન્તન કરનાર ), અંતર્દ્વાર ( અંતર્+દ્વાર=બારણું,–માં-હેનું બારણું, ચોર દરવાજો ), અંતર્ધાન ( અંતર્+ધાન=ધારણ કરવું તે,–સંતાઇ જવું તે, લોપ ), અંતર્ધ્યાન ( અંતર્+ધ્યાન=ધ્યાન ધરવું તે,–મનમાં ધ્યાન ધરવું તે, સમાધિ ), અંતર્ભાવ ( અંતર્+ભાવ=વૃ-ત્તિ,–અંતરની વૃત્તિ, મનનો ભાવ, અભિપ્રાય ), અંતર્યામી ( અંતર્+યામી=રોકનાર,–માંહેથી રોકનાર, આત્મા, પરમાત્મા; અંતરજામી ), અંતર્લાપિકા ( અંતર્+લાપિકા=ઉખાણું, કોહડો,–એકાદા વાક્યમાં કે કવિતામાં અક્ષરો એવી રીતે ગોઠવેલા હોય કે તેમાંથી થોડા અક્ષર લઇએ તો બીજો અર્થ નીકળે ), અંતર્વૃત્તિ ( અંતર્+વૃત્તિ=હાલત,–મનની હાલત, અંતર્ભાવ ).

૨. વચમાં.

અંતઃપટ ( અંતઃ=વચમાં+પટ=લૂગડું,–વચ્ચેનું લૂગડું, પડદો, લગ્ન વખતે વરકન્યાની વચ્ચે જે આડો પડદો ધરવામાં આવે છે તે), અંતરાય (અંતર્=વચમાં+આય=જવું તે,–વચમાં જવું તે, વિઘ્ન, હરકત.)

ન—નહિ.

નગ ( ન=નહિ+ગ=જનાર,—નહિ જનાર, પર્વત, ઝાડ ), નપું-સક [ ન=નહિ+પુંસ્=મરદ+ક પ્રત્યય,—મરદ નહિ તે, હીજડો; પાણી વગરનું; નાન્યતર ( વ્યાકરણમાં ) ], નાસ્તિ ( ન=નહિ+અસ્તિ=છે,—છે નહિ તે, નથી ).

ગુજરાતી શબ્દો—નકામું ( ઇચ્છા વગરનું, અમથું; બીન રોજ-ગારી, ફળ વગરનું ), નગણું ( ગુણ વગરનું, કૃતઘ્ની, નીમકહરામ ), નછોરવું ( છોકરા વગરનું, વાંઝિયું ), નજીવું ( માલ વગરનું ), ન-ધણિયાતું ( ધણીવગરનું ), નનામું ( લખનારનું નામ ન હોય તેવું, નામ વગરનું ), નપગું ( પગ વગરનું, લંગડું; મૂળ વગરનું, ખોટું ), નફકર ( ફિકર વગરનું, કાળજી વગરનું ), નમાયું ( મા વગરનું ), ન-માલું ( માલ વગરનું, શક્તિ વગરનું ), નમેરૂં (મહેર—દયા વગરનું, નિર્દય).

પર—૧. પારકું—બીજું.

પરકાયા ( પર=બીજું+કાયા=શરીર,—જીવે બીજાની કાયામાં પ્રવેશ કરવો તે ), પરકીયા ( પારકાની સ્ત્રી ), પરગજુ ( પર=પારકી+ગજુ=ગરજ મટાડનાર,—પારકાની ગરજ મટાડનાર ), પરગામ (બીજું ગામ), પરઘર ( પારકું ઘર ), પરતંત્ર ( પર=પારકું+તંત્ર=તાબે,—પારકાને તાબે, પરાધીન, સ્વતંત્ર નહિ તે ), પરદારા ( પર=પારકી +દારા=સ્ત્રી,—પારકી સ્ત્રી ), પરદુઃખભંજન ( પર+દુઃખ+ભંજન=ભાગનાર,—પારકાનું દુઃખ ભાગનાર—મટાડનાર ), પરદેશ ( પારકો દેશ, જન્મ ભૂમિથી દૂર મુલક તે ), પરધન ( પારકું ધન ), પરધર્મ ( પારકો ધર્મ, પોતાના કુળધર્મથી બીજો ધર્મ તે ), પરનિંદા ( પારકી નિંદા કરવી તે ), પરપેંઠ (પર=બીજી+પેંઠ,—ત્રીજી વારની હૂંડી—" હૂંડી, પેંઠ, પરપેંઠ " ), પરરાજ્ય ( પર=બીજું+રાજ્ય,—

જે રાજ્યમાં પોતે રહેતો હોય તેથી બીજું રાજ્ય; સ્વદેશમાં પરદેશીનું રાજ્ય ), પરલોક ( પર=બીજી+લોક=દુનિયા,–બીજી દુનિયા, મુવા પછી જ્યાં જઇ વસવું થાય છે તે–સ્વર્ગ ), પરવશ ( પર+વશ =તાબે,–પારકાને તાબે, પરાધીન, પરતંત્ર ), પરસ્ત્રી ( પારકી સ્ત્રી, પરદારા ), પરસ્વાધીન ( પારકાને સ્વાધીન–તાબે, પરાધીન, પરતંત્ર ), પરહસ્તગત ( પર+હસ્ત=હાથ+ગત=ગયેલું,–પારકાને હાથ ગયેલું).

૨. મોટું.

પરબ્રહ્મ ( પર=મોટો+બ્રહ્મ,–મોટો બ્રહ્મ, જગદીશ્વર, પ્રભુ ). પરાર્થ ( પર=મોટો+અર્થ,–મોટો અર્થ ).

૩. દૂર—પરોક્ષ ( પર=દૂર+અક્ષિ=આંખ,–નજર ન પડે તેમ, ગેરહાજરીમાં, પ્રત્યક્ષથી ઉલટું )..

**પરમ—સૌથી શ્રેષ્ઠ.**

પરમપદ ( પરમ=શ્રેષ્ઠ+પદ=સ્થાન,–મોક્ષપદ ), પરમપ્રિય ( ઘણુંજ વહાલું ).

**પુનર્—ફરીથી:**

પુનરપિ ( પુનર્=ફરીથી+અપિ=પણ,–ફરીથી પણ ), પુનર્ભવ ( પુનર્=ફરીથી+ભવ=થવું તે, જન્મ,–ફરીથી જન્મ, બીજો જન્મ ), પુનર્જન્મ ( પુનર્+જન્મ=જન્મવું તે,–મુવા પછી ફરીથી જન્મ લેવો તે ), પુનર્લગ્ન ( પુનર્+લગ્ન=જોડાયલાં,–ફરીથી જોડાયલાં, ફરીથી પરણવું તે, પુનર્વિવાહ, વિધવાવિવાહ ), પુનરાવર્ત ( પુનર્+આવર્ત= પાછા ફરવું તે, ફરીથી પાછા ફરવું તે ), પુનરુક્તિ ( પુનર્+ઉક્તિ= બોલવું તે,–ફરીથી બોલવું તે ), પુનરુદ્ધાર ( પુનર્+ઉદ્ધાર=બહાર લઇ લેવું તે,–સંસાર સમુદ્રમાંથી ફરીથી બહાર કાઢવું તે, ફરીથી કલ્યાણ

કરવું તે ), પુનઃસંસ્કાર ( પુનર્+સંસ્કાર=યોગ્યતા આણનાર ક્રિયા,-દારૂ માંસાદિ ખાવાથી બ્રાહ્મણ ઇત્યાદિને ફરીથી પવિત્ર કરવાને જે ક્રિયા કરે છે તે ).

**સ કે સહ પૂર્વપદવાળા સમાસ બહુવ્રીહિ હોય છે.**

**સ—૧. સાથે.**

સકળ ( સ=સાથે+કળા=ભાગ,-ભાગ સાથે, સઘળું, આખું; સર્વ ), સકામ ( સ+કામ=ઇચ્છા,-સહિત-ફળની ઇચ્છા સહિત ભક્તિ તે, અને ફળની ઇચ્છા વગરની ભક્તિ તે નિષ્કામ ભક્તિ ), સકારણ ( સ+કારણ=હેતુ,-હેતુ સહિત ), સકેશ ( વાળવાળું ), સકોપ ( સ+કોપ=ગુસ્સો,-ગુસ્સા સહિત ), સક્રિય ( સ+ક્રિયા=કાર્ય, કામ,-કાર્ય સાથે-ચંચળ), સક્રોધ (સ+ક્રોધ=ગુસ્સો,-ગુસ્સા સહિત, ક્રોધમાં આવેલું ), સગણ (સ+ગણ=સમૂહ, શિવની સેનાનાં ટોળાં,-ગણ સહિત-શિવ ), સગર્ભ ( ગર્ભવાળું ), સગુણ ( આકાર ભાવાદિક ગુણ સહિત જે હોય તે ), સગુણભક્તિ ( આકાર વગેરે ગુણવાળા ઈશ્વરની ભક્તિ ), સચરાચર [સચર ( સ+ચર=ચાલવું તે,-ચાલવાપણા સહિત-જીવવાળા ) + અચર ( અ=નહિ+ચર=ચાલવું તે,-ચાલવાપણું નથી એવા-જીવ વગરના ),-સચર અને અચર પદાર્થમાં વ્યાપી રહેલ-પરમેશ્વર ], સચિત્ર ( ચિત્ર સહિત ), સચેતન ( સ+ચેતન=આત્મા,-આત્મા સહિત, જીવવાળું; જાગ્રત, સાવધ ), સજળ ( જળ-પાણી સહિત, ભીનું ), સજીવ ( જીવવાળું, જીવતું ), સજોડું ( સ્ત્રીપુરૂષનું જોડું, વરવહુ ), સટીક ( સ+ટીકા,-ટીકા સહિત, સમજુતી સહિત પુસ્તક ), સદય ( સ+દયા,-દયાળુ ), સદોષ ( દોષવાળું, અપરાધી, ખોટું ), સધન ( ધન સહિત, ધનવાન, પૈસાદાર ), સધવા ( સ=સાથે

+ધવ=ધણી+આ=ના.જા.પ્ર.,–જેનો ધણી હયાત છે તેવી સ્ત્રી ), સનાથ ( સ+નાથ=ધણી,–ધણી સહિત, રક્ષિત ), સનાદ ( નાદ–અવાજ સહિત ), સપરિવાર ( પરિવાર–છોકરાં છૈયાં સહિત ), સપિંડ (પિંડ સંબંધવાળાં સગાં), સપુષ્પ ( પુષ્પ–ફૂલ સહિત ), સપ્રમાણ ( પ્રમાણ–આધાર સહિત ), સપ્રેમ ( પ્રેમસહિત ), સબળ ( બળ સહિત ), સમર્યાદ (મર્યાદા–હદવાળું, પાસે, માનવંત ), સરસ (રસ સહિત, સુંદર, નવું ), સરોષ ( રોષ–ગુસ્સા સહિત, ક્રોધી ), સલજ્જ ( લજ્જા સહિત ), સવા ( સં. સપાદ, પાદ–પા સહિત, સવાદશ=દશ+પા ), સવિસ્તર ( વિસ્તાર સહિત ), સવિસ્મય ( વિસ્મય–આશ્ચર્ય સહિત ), સશક્ત ( શક્તિ સહિત, જોરાવર, મજબુત ), સશોક ( શોકયુક્ત, દુઃખપીડિત ), સસૈનિક ( સિપાઇ સાથે ), સસ્નેહ ( સ્નેહ–પ્યાર સાથે ), સહર્ષ ( હર્ષ સહિત, આનંદી ), સહૃદય ( હૃદય–પ્યાર સહિત, માયાળુ, દયાળુ, વિદ્વાન્ માણસ ), સાકાર ( આકાર સહિત, મૂર્તિમાન્ ), સાક્ષી ( સ+અક્ષિન્,–આંખ. સાથે, નજરે જોનાર માણસ, શાહેદ), સાંગોપાંગ ( સ+અંગ+ઉપાંગ,–અંગ અને ઉપાંગ સહિત, આખું, સહીસલામત),સાડા (સં. સાર્ધ. સ=સાથે+અર્ધ,–અર્ધ સહિત. સાડાત્રણ–ત્રણ+અર્ધો ), સાદર ( આદર–માન સહિત), સાદ્યંત (સ+આદિ+અંત,–આદિ અંત સહિત, બધું, સઘળું ), સાનંદ ( આનંદ–ખુશી સહિત ), સાનંદાશ્ચર્ય ( સ+આનંદ+આશ્ચર્ય,–આનંદ સાથે આશ્ચર્ય ), સાનુકૂળ ( અનુકૂળ પડતું, મદદગાર ), સાપરાધ ( અપરાધવાળો ), સાર્દ્ર ( સ+આર્દ્ર=ભીનું ), સાવધાન ( અવધાન–ધ્યાન સહિત, જાગ્રત ), સાશ્ચર્ય ( આશ્ચર્ય–અચંબા સહિત ).

૨. સમાન–સરખું.

સગોત્ર ( સ=સરખું+ગોત્ર,–એકજ ગોત્રનું ), સજાતિ ( સરખા

જાતિનું, તેજ જાતિનું), સદૃશ (સ=સરખું+દૃશ=જોવું તે,—સરખું), સાદૃશ્ય (સદૃશ=સરખું+ય=પણું,—સરખાપણું—મળતાપણું), સધર્મી (સ=સરખા+ધર્મ+ઈ=વાળા,—એક ધર્મવાળા), સમાન (સરખા માન-માપવાળાં, બરાબર), સમાનાર્થ [સમાન=સરખા+અર્થ,—એકજ અર્થના (શબ્દો)], સરૂપ (સરખું રૂપ, એકજ જાતનું), સારૂપ્ય (સરૂપ=સરખું રૂપ+ય=પણું,—સરખારૂપપણું—સમાનતારૂપ મુક્તિ), સવર્ણ (સ+વર્ણ=રંગ, અક્ષર, જાત,—એકજ સ્થાનથી બોલાતા અક્ષર; એકજ જાતનું), સોદર (સ=સમાન+ઉદર=પેટ,—એકજ માતાને પેટ જન્મેલ—સગો ભાઈ), સોદરા (સગી બેન).

**સહ**—૧. સાથે.

સહકારી (સહ=સાથે+કારી=કરવાવાળાં,—સાથે કામ કરનાર—મદદગાર), સહગમન (સહ=સાથે+ગમન=જવું તે,—સાથે જવું તે—પતિ મરી ગયાથી તેની સ્ત્રીએ તેના શબ સાથે બળી મરવું તે, સતી થવું તે), સહચરી (સહ=સાથે+ચરી=જવાવાળી,—સાથે જવાવાળી, સખી, બેનપણી, સહીયર; ધર્મપત્ની), સહજ (સહં=સાથે+જ=જન્મનાર,—સાથે જન્મનાર, જન્મથી સાથે હોય તેવું, સ્વાભાવિક, કુદરતી; સ્વાભાવિક થોડી મહેનતે થાય તેવું, સુલભ), સહવર્તમાન (સહ=સાથે+વર્તમાન=હોતું,—સાથે હોતું; સાથે, જોડે), સહવાસ (સહ+વાસ=વસવું તે,—સાથે વસવું તે, પરિચય, સંબંધ), સહાય (સહ+અય=જવું તે,—સાથે જવું તે, મદદ).

૨. સમાન—સરખું. સહોદરા (સગી બહેન),

**સત્**—સારૂં.

સત્કાર (સત્=સારૂં+કાર=કરવું તે, આદરમાન, પૂજા, ભોજન, સંભાળ), સત્કૃતિ (સત્+કૃતિ=કરવું તે, સારૂં કૃત્ય, પુણ્યકૃતિ, સદ્‌ગુણી

કામ ), સત્ક્રિયા ( સત+ક્રિયા=કામ,-સારાં કામ, રૂડાં આચરણ ), સત્ત્વ [ સત=હોવું, થવું, સાચું, સારૂં + ત્વ=પણું,-હોવાપણું, થવાપણું, દ્રવ્ય, સાર, રસ, બળ, પ્રકૃતિના ત્રણ ગુણ ( સત્ત્વ, રજ, અને તમ ) માંનો એક ગુણ ], સત્પાત્ર ( સદ્ગુણી માણસ ), સત્પુત્ર ( ઉત્તમ પુત્ર ), સત્સંગ ( સત+સંગ=સોબત,-સદ્ગુણીની સોબત ), સદ્ગૃહસ્થ (સત+ગૃહસ્થ=આબરૂદાર,-સારો આબરૂદાર, માનવંતો પુરુષ ), સદ્ગ્રંથ ( સત+ગ્રંથ=પુસ્તક,-સારૂં પુસ્તક ), સદ્ધર્મ ( સત + ધર્મ,-સાચો ધર્મ, સદાચાર ), સદ્ભાવ ( સત + ભાવ=ઇચ્છા,-સારી ઇચ્છા ), સદ્વર્તન ( સત + વર્તન=વર્તવું તે,-સારૂં વર્તવું તે, સારી ચાલચલગત), સદ્વસ્તુ ( સત=સારી, ખરી + વસ્તુ=ચીજ, દ્રવ્ય, પદાર્થ, નાટક વગેરેનો વિષય,-સારી વસ્તુ, ખરી વસ્તુ ), સદ્વાસના ( સત + વાસના=ઇચ્છા,-સારી ઇચ્છા ), સન્મિત્ર ( સત=સાચો + મિત્ર,-સાચોમિત્ર ), સદાચરણ ( સત=સારી + આચરણ=ચાલ,-સારી ચાલ ).

સ્વ—પોતાનું.

સ્વકર્તવ્ય ( સ્વ=પોતાનું+કર્તવ્ય=કામ, ફરજ,-પોતાની ફરજ ), સ્વકલ્પિત ( સ્વ+કલ્પિત=અનુમાન કરેલું,-પોતાનું અનુમાન કરેલું, પોતાની કલ્પનાનું ), સ્વકીય ( પોતાનું, ખુદનું ), સ્વકીયા ( પોતાની પરણિયત સ્ત્રી ), સ્વકુટુંબ ( પોતાનું કુટુંબ ), સ્વકૃત્ય ( સ્વ+કૃત્ય=કામ, ફરજ,-પોતાની ફરજ ), સ્વગૃહ ( સ્વ+ગૃહ=ઘર,-પોતાનું ઘર), સ્વચ્છંદી ( સ્વ+છંદ=ઇચ્છા,-પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર, સ્વાધીન, જંગલી ), સ્વજ ( સ્વ+જ=જન્મેલું,-પોતાની મેળેજ જન્મેલું; છોકરો; પરસેવો ), સ્વજા ( છોકરી ), સ્વજન ( પોતાનું માણસ, સગું ), સ્વજાતિ ( પોતાની જાત ), સ્વજાતીય ( પોતાની જાતનું ), સ્વતઃ ( પોતાની મેળે, પોતાથી, જાતે ), સ્વદેશ ( પોતાનો મુલક ),

સ્વધર્મ (પોતાનો ધર્મ), સ્વનગર (પોતાનું નગર), સ્વનાશ (પોતાનો નાશ), સ્વપ્રકાશક (પોતાના તેજથી પ્રકાશનાર), સ્વભાવ (સ્વ+ભાવ=ગુણ,-પોતાનો ગુણ; પ્રકૃતિ, કુદરત), સ્વભાષા (પોતાની ભાષા, માતૃભાષા), સ્વભૂમિ (પોતાનો દેશ), સ્વરક્ષણ (પોતાનું રક્ષણ), સ્વરાજ્ય [પ્રજાસત્તાક રાજ્ય, દેશીનું (પરદેશીનું નહિ) રાજ્ય], સ્વરાષ્ટ્ર (સ્વ+રાષ્ટ્ર=દેશ,-પોતાનો દેશ), સ્વરૂપ (પોતાનું રૂપ, ચહેરો, સ્વભાવ), સ્વવશ (પોતાને તાબે), અસ્વસ્થ (અશાન્ત, રોગી, દુઃખી), સ્વહિત (પોતાનું કલ્યાણ), સ્વાધ્યાય (સ્વ+અધ્યાય=પાઠ,-પોતાનો પાઠ), સ્વીય (પોતાનું), સ્વેચ્છા (સ્વ+ઇચ્છા,-પોતાની ઇચ્છા, પોતાની મરજી), સ્વોપાર્જિત [સ્વ+ઉપાર્જિત=મેળવેલું,-પોતે મેળવેલું (ધન વગેરે)].

**સ્વયં**—પોતાની મેળે.

સ્વયંભૂ (સ્વયં+ભૂ=હોનાર,-પોતાની મેળે હોનાર, વિષ્ણુ, શિવ).

## ફારસી.

**કમ**—ઓછું.

કમઅક્કલ (ઓછી બુદ્ધિવાળો), કમકદર (કમ=થોડી+અરબી કદ્ર=બુજ,-થોડી બુજ કરનાર), કમકૌવત (કમ+કૌવત=બળ,-બળ વિનાનું, અશક્ત), કમખર્ચ (ઓછો ખર્ચ, કરકસર), કમજબાન (કમ+જબાન=જીભ, બોલી, ભાષા,-થોડું બોલનાર, ભુંડું બોલનાર), કમજાત (કમ=હલકી+જાત,-હલકા કુટુંબનું, વર્ણસંકર, હરામી), કમજાદે (ઓછું વધતું), કમજુરત (ઓછી શક્તિનું, કાયર), કમજોર (ઓછા બળવાળું, અશક્ત), કમતર (ઘણું ઓછું), કમતરીન (સૌથી ઓછું). સંસ્કૃત **તર** અને **તમ** પ્રત્યયના અર્થમાં ફારસીમાં **તર** અને **તરીન** પ્રત્યય છે. કમતાકાત (કમ+તાકાત=બળ,-થોડા

ખળવાળું, નબળું ), કમતોલ ( ઓછું તોલ ), કમનજર ( ટુંકી નજરનું, થોડી મહેરબાની ), કમનસીબ (ઓછા નસીબનું, ભાગ્યહીન), કમસુખન ( કમ+સુખન=ભાષણ,–ખરાબ ભાષણ, અપશબ્દ ).

**ખુશ—સારૂં.**

ખુશખબર ( સારી ખબર, શુભ વર્તમાન ), ખુશનુમા ( ફા. ખુશ્નુમા=ખુશ લગાડે તેવું, સુંદર ), ખુશબખ્તી ( ખુશી થવાનો વખત, હર્ષ ), ખુશબો ( ખુશ+બો=વાસ,–સારી વાસ, સુગંધ ), ખુશામત ( ફા. ખુશામદ–હાજીહા, કાલાવાલા ), ખુશાલ (ખુશ હાલ–સુખી, તંદુરસ્તી, આનંદમાં હોય તે ).

**ગેર—૧. નહિ.**

ગેરમરજી ( મરજી નહિ તે, નાખુશી ), ગેરમાહિત ( માહિત નહિ તે, અજાણ ), ગેરવાજબી ( વાજબી નહિ તે ), ગેરહાજર ( હાજર નહિ તે ).

૨. ઉલટું.

ગેરઆબરૂ ( આબરૂથી ઉલટું, અપમાન ), ગેરઇનસાફ ( ઇનસાફથી ઉલટું, અન્યાય ), ગેરકાયદે (કાયદાથી ઉલટું, અન્યાયથી ), ગેરફાયદો ( ફાયદાથી ઉલટું, નુકસાન ), ગેરરસ્તે ( રસ્તાથી ઉલટું, બેકાયદે ), ગેરરીતે (રીતથી ઉલટું, નિયમ વિરૂદ્ધ ), ગેરશિરસ્તે (ગેર+શિરસ્તો=ધારો, કાયદો,–કાયદાથી ઉલટું, બેકાયદે ), ગેરસમજ ( ઉલટી સમજ ).

૩. નઠારૂં.

ગેરવલ્લે ( ગેર=નઠારી+વલ્લે=હાલત,–નઠારી છે હાલત જેની=ખોવાએલું ), ગેરવહીવટ ( નઠારો વહીવટ, અંધેર કારભાર ).

**નેક—પવિત્ર, અદલ.**

નેકનજર ( પવિત્ર છે નજર જેની તે, ચોક્ખી દાનતવાળો ), નેકનામ ( પવિત્ર છે નામ જેનું તે, નામાંકિત ), નેકનામદાર ( પવિત્ર નામવાળા જે છે તે ), નેકન્યાય ( અદલ ઇનસાફ ).

**બદ—ખરાબ.**

બદકામ ( ખરાબ કામ ), બદચાલ ( નઠારી ચાલ ), બદદાનત (બદ+અરબી દિયાનત=દિલ, ન્યાય બુદ્ધિ,–ખરાબ દિલ, હરામ દાનત), બદનજર (ખરાબ નજર, કુદષ્ટિ ), બદનસીબ ( નઠારૂં નસીબ, ભાગ્યહીન ), બદનામ ( નઠારૂં નામ, અપયશ ), બદફેલ ( બદ + અરબી ફયૂલ=કામ, ઢોંગ,–ખરાબ કામ, દુરાચરણ ), બદશિકલ ( બદ + શિકલ=ચહેરો,–ખરાબ ચ્હેરાનું, બેડોળ ), બદસુરત ( બદ + સુરત= શિકલ,–ખરાબ શિકલ, કદરૂપું ), બદહજમ ( બદ + હજમ = પચેલું,– નહિ પચેલું, અજીર્ણ ), .

**સર—૧. માથું.**

સરકાર ( ફા. સર્કાર. સર=માથું + કાર=કામકાજ,–રાજ્યસત્તા ધરાવનાર મુખ્ય અધિકારી, રાજા ), સરજોરી ( ફા. સર્જોરી. સર= માથું + જોર=બળ,–બળાત્કાર, સામું થવું તે ), સરપાવ [ફા. સરાપા. સર=માથું + પાવ=પગ,–માથાથી પગ સુધી બક્ષીસ, ઇનામ ( સેલાં પાઘડીનું ) ], સરહદ ( સર = માથું + હદ = સીમા,–માથાની,–છેવટની સીમા ).

૨. મુખ્ય.

સરપંચ ( સર=મુખ્ય+પંચ,–પંચમાંનો વડો ), સરપેચ (સર= મુખ્ય+પેચ=આંટો,–પાઘડીનો તોરો ), સરસંદેશો ( સર=મુખ્ય+સંદેશો =ખબર,–ખબરઅંતર ), સરસૂબો ( સર=મુખ્ય+અરબી સૂબો=પરગણાનો હાકેમ,–સૂબાઓનો ઉપરિ ).

# સ્વરનાં ગુણ તથા વૃદ્ધિરૂપ.

સંસ્કૃત ભાષામાં કેટલાક પ્રત્યયો લાગતાં શબ્દના આદિ તથા અન્ત્ય સ્વરમાં જે વિકાર થાય છે, તેને સ્વરનાં ગુણ તથા વૃદ્ધિ રૂપ કહે છે.

| મૂળસ્વર. | ગુણરૂપ. | વૃદ્ધિરૂપ. |
|---|---|---|
| અ | ... | આ |
| ઇ, ઈ | એ | ઐ |
| ઉ, ઊ | ઓ | ઔ |
| ઋ, ॠ | અર્ | આર્ |

ઉદાહરણ—લિખ્+અ=લેખ, લુભ્+અ=લોભ, મૃ+અન=મરણ; દવ+અ=દાવ, અદિતિ+ય=આદિત્ય, ધર્મ+ઇક=ધાર્મિક, વિષ્ણુ+અ=વૈષ્ણવ, દિતિ+ય=દૈત્ય, પુરાણ+ઇક=પૌરાણિક, કૃ+ય=કાર્ય.

લિખ્માં આદિ અક્ષર લિ (લ્+ઇ) માં 'ઇ' આદિ સ્વર કહેવાય, 'અ' પ્રત્યય લાગતાં 'ઇ' નો ગુણ 'એ' થયો છે. લુભ્માં આદિ સ્વર 'ઉ' નો ગુણ 'ઓ' થયો છે. મૃમાં અન્ત્ય સ્વર 'ઋ' નો ગુણ 'અર્' થયો છે.

દવ, અદિતિ અને ધર્મમાં આદિસ્વર 'અ' ની વૃદ્ધિ 'આ' થઇ છે, વિષ્ણુ અને દિતિમાં આદિ સ્વર 'ઇ' ની વૃદ્ધિ 'ઐ' થઈ છે, પુરાણમાં આદિ સ્વર 'ઉ' ની વૃદ્ધિ 'ઔ' થઇ છે, અને કૃમાં અન્ત્ય સ્વર 'ઋ' ની વૃદ્ધિ 'આર્' થઇ છે.

# તદ્ધિત પ્રત્યય પ્રકરણ.

**પ્રત્યયઃ**—જે અક્ષર અથવા અક્ષરો ધાતુ અથવા શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેરફાર કરે તેને **પ્રત્યય** કહે છે. છૂટા પ્રત્યયમાં કાંઇ અર્થ હોતો નથી.

પ્રત્યયની બે જાત છે. ૧. કૃત્ પ્રત્યય, ૨. તદ્ધિત પ્રત્યય.

**કૃત્ પ્રત્યયઃ**—જે પ્રત્યય ધાતુને છેડે આવીને નામ વિશેષણાદિક ઉત્પન્ન કરે છે, તેને **કૃત્ પ્રત્યય** કહે છે. જેમ, **मृ** મરવું+ **अन** ક્રિયાવાચક પ્રત્યય=**मरण**—મરવાની ક્રિયા, મરવું તે.

**તદ્ધિત પ્રત્યયઃ**—નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને જે પ્રત્યય લાગે છે તે પ્રત્યયને **તદ્ધિત પ્રત્યય** કહે છે. જેમ, **वर्ष**+ **इक** તેને લાગતું=**वार्षिक** વર્ષને લગતું.

---

## સંસ્કૃત તદ્ધિત પ્રત્યય.

### ૧. ભાવવાચક—'પણું'ના અર્થમાં.

૧. **ता**—અનન્યતા (અન્=નહિ+અન્ય=બીજું+તા=પણું,—નહિ બીજાપણું—એકપણું, ફક્ત એકજ પ્રભુનું પૂજન), અપૂર્ણતા, કઠોરતા, કૃતજ્ઞતા (કૃતજ્ઞપણું, કરેલા ગુણનો બદલો વાળવાનું ધ્યાનમાં રાખવું તે), ક્રૂરતા, દુષ્ટતા, દૃઢતા (મજબુતપણું), ધીટતા (ધીટ=બહાદુર), નિર્ધનતા, પ્રભુતા (મોટાઈ), ફળદ્રુપતા (રસાળપણું), ભિન્નતા (જુદાપણું), મમતા (મમ=મારૂં+તા,—મારાપણું, માયા, મોહ), મિત્રતા, વિષમતા (વિષમપણું, નિયમ પ્રમાણે નહિ હોવું તે, ખામી), સુજનતા, સ્વચ્છતા (ચોકખાપણું), સ્વતંત્રતા (સ્વતંત્રપણું, સ્વતંત્રતાનો ખરો અર્થ એ છે કે બીજાને દુઃખ

નહિ દેતાં પોતાની મરજી પ્રમાણે ચાલવું તે), સ્વસ્થતા (સ્વસ્થ=શાન્ત+તા,–શાન્તપણું, શાન્તિ).

૨. त्व—અસ્તિત્વ (અસ્તિ=છે+ત્વ=પણું,–છેપણું, હોવાપણું, હયાતી), ગુરુત્વ (ગુરુ=ભારે+ત્વ,–ભારેપણું, વજન), જડત્વ (જડપણું), તત્ત્વ (તદ્=તે+ત્વ,–તેપણું, મુખ્ય વસ્તુ), દયાળુત્વ (દયાળુપણું), દાસત્વ (દાસપણું), નૃપત્વ (રાજાપણું), મમત્વ (મારાપણું, મોહ), મહત્ત્વ (મહત્=મોટું+ત્વ,–મોટાપણું), લઘુત્વ (નાનાપણું), વક્તૃત્વ (વક્તૃ=બોલનાર, ભાષણ કરનાર+ત્વ,–બોલવાપણું, બોલવાની શક્તિ–છટા, વાક્ચાતુર્ય), સતીત્વ (સતીપણું).

૩. य—આરોગ્ય (અ=નહિ+રોગ+ય=પણું,–નહિ રોગપણું, તંદુરસ્તી), ઐશ્વર્ય (ઈશ્વર+ય,–ઈશ્વરપણું; ધન, સંપત્તિ, વૈભવ), કાવ્ય (કવિ+ય,–કવિપણું, કવિતા), કૌશલ્ય (કુશલ+ય,–કુશલપણું), ચાતુર્ય (ચતુર+ય,–ચતુરપણું, હોશિયારી), ચૌર્ય (ચૌર=ચોર+ય,–ચોરી), જાડ્ય (જડ+ય,–જડપણું, સુસ્તી), દારિદ્રય (દરિદ્ર+ય,–ગરીબાઈ), દાસ્ય (દાસ+ય,–ગુલામગીરી), દૈન્ય (દીન=ગરીબ, હલકો+ય,–ગરીબપણું, હલકાપણું), દૌર્બલ્ય (દુર્બલ+ય, નબળાઇ), ધૈર્ય (ધીર=ધીરજવાળો+ય,–ધીરતા, ધીરજ), નૈપુણ્ય (નિપુણ=ચતુર+ય,–ચતુરાઇ), પ્રાબલ્ય (પ્રબલ+ય,–પ્રબળપણું, જોર), પ્રાવીણ્ય (પ્રવીણ=હોશિયાર+ય,–હોશિયારી), માધુર્ય (મધુર=મીઠું+ય,–મિઠાશ), માલિન્ય (મલિન+ય,–મલિનપણું), શૌર્ય (શૂર+ય,–બહાદુરી), સાચિવ્ય (સચિવ=પ્રધાન+ય,–પ્રધાનપણું), સામર્થ્ય (સમર્થ+ય,–બળ), સામ્ય (સમ=સરખું+ય,–સરખાપણું), સાહાય્ય (સહાય=મદદ+ય,–મદદપણું, મદદ, મૈત્રી), સૌંદર્ય (સુંદર+ય,–ખૂબસૂરતી), સૌરાજ્ય (સુરાજ+ય,–સારું રાજ્ય), સ્વાસ્થ્ય (સ્વસ્થ+ય,–શાન્તપણું, શાન્તિ).

આ શબ્દોમાં 'ય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ અને આદિસ્વરની વૃદ્ધિ થાય છે.

૪. **અ**—કૌમાર [ કુમાર=બાળ+અ=પણું,–બચપણુ ( પાંચ વર્ષ સુધી ) ], કૌશલ ( કુશલ=હોશિયાર, પ્રવીણ+અ,–હોશિયારી, પ્રવીણતા, કુશળતા ), ગૌરવ ( ગુરુ=મોટું+અ,–મોટાપણું ), પૌરુષ ( પુરુષ+અ,–પુરુષત્વ, પરાક્રમ ), મૌન (મુનિ+અ, મુંગાપણું), યૌવાન (યુવન્=જુવાન+અ,–જુવાનપણું, જુવાની), લાઘવ (લઘુ=નાનું, કોમળ+અ,–નાનાપણું, કોમળપણું ), શૌચ ( શુચિ=પવિત્ર+અ,–પવિત્રપણું ).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે. ગૌરવ અને લાઘવમાં અન્ત્ય સ્વર લોપાતો નથી, પણ તેનો ગુણ 'ઓ' થઈ 'ઓ'નો 'અવ્' થાય છે.

## ૨. સ્વામિત્વ વાચક–'વાળો'ના અર્થમાં.

૧. **મત્**—ધીમત્ ( ધી=બુદ્ધિ+મત્=વાળો,–બુદ્ધિવાળો ), નિવૃત્તિમત્ ( નિરાંતવાળું ), મૂર્તિમત્ ( મૂર્તિમાન્, સાક્ષાત્, પ્રત્યક્ષ ), શ્રીમત્ ( શ્રી=લક્ષ્મી, શોભા+મત્,–લક્ષ્મીવાળું, શોભાવાળું ), શ્રુતિમત્ ( વેદ જાણનાર, વેદ પારંગત ).

**મત્**નું પ્રથમાના એકવચનમાં **માન્** થાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. કાન્તિમાન્, બુદ્ધિમાન્, ભક્તિમાન્, મતિમાન્ ( બુદ્ધિવાળો, ચતુર ), શક્તિમાન્.

શબ્દને અંતે કે ઉપાંતે ( અંતની પાસે ) અ કે આ હોય તો 'મત્'નું 'વત્' થાય છે.

૨. **વત્**—ગુણવત્ ( ગુણવાળો ), જ્ઞાનવત્ ( જ્ઞાનવાળો ), ધૈર્યવત્ ( ધીર ), નાશવત્ ( નાશવાળું ), પુણ્યવત્ ( પુણ્યશાળી ),

ભગવત્ ( ભગ=શક્તિ+વત ,–શક્તિવાળો, દિવ્ય, પૂજ્ય, પરમેશ્વર ), વિત્તવત્ ( પૈસાવાળું ).

વત્નું પ્રથમાના એકવચનમાં વાન્ થાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. કુલવાન્, ગુણવાન્, તનવાન્, ધનવાન્, ભગવાન્, ભાગ્યવાન્, લક્ષ્મીવાન્.

૩. इन्—इन्નું પ્રથમાના એકવચનમાં ई થઇ જાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. કરી ( કર=હાથ, સુંઢ+ઇન્,–સુંઢવાળો, હાથી ), કર્મી ( કર્મ=નસીબ+ઇન્,–નસીબવાળો ), કુટુંબી (કુટુંબ+ઇન્,–કુટુંબવાળો માણુસ ), ગુણી ( ગુણ+ઇન્,–ગુણવાન્ ), દીર્ઘસૂત્રી ( દીર્ઘ=લાંબા+સૂત્ર=નિયમ+ઇન્,–લાંબા વિચારવાળો, કામમાં ઢીલ કરનાર માણુસ ), દુઃખી ( દુઃખ+ઇન્,–દુઃખવાળું ), દેહી (દેહ+ઇન્,–શરીરવાળું), ધની (ધન=દોલત+ઇન્,–દોલતવાળો, ધણી), પક્ષી ( પક્ષ=પાંખ+ઇન્,–પાંખવાળું ), પ્રાણી (પ્રાણ+ઇન્,–પ્રાણવાળાં ), ફણી ( ફણા=ફેણ+ઇન્,–ફેણવાળો, નાગ ), રાજ્યકારી (રાજ્યકાર+ઇન્,–રાજકાજ કરનાર ), રોગી (રોગ+ઇન્,–રોગવાળો ), વિદ્યાર્થી (વિદ્યા+અર્થ=ગરજ+ઇન્,–વિદ્યાની ગરજવાળો ), શાસ્ત્રી ( શાસ્ત્ર+ઇન્,–શાસ્ત્ર જાણનાર ), શૈલી ( શીલ=સ્વભાવ+ઇન્,–સ્વભાવવાળું, બોલવા લખવાની ઢબ), સુખી (સુખ+ઇન્,–સુખવાળો), સ્વચ્છંદી (સ્વચ્છંદ+ઇન્,–જીદ્દી, સ્વતંત્ર, માથાફરેલ), હસ્તી (હસ્ત=હાથ, સુંઢ+ઇન્,–સુંઢવાળો, હાથી).

આ પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે.

૪. विन्—विन्નું પ્રથમાના એકવચનમાં વી થઇ જાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. તપસ્વી ( તપસ્=તપ+વિન્=વાળો,–તપ કર-

વાળો), તેજસ્વી (તેજસ્=તેજ+વિન્,-તેજદાર, પ્રકાશમાન, દમ અથવા હોશવાળું), મનસ્વી (મનસ્=મન+વિન્,-મનવાળો, બુદ્ધિમાન્. ગુજરાતીમાં આ શબ્દ સ્વચ્છંદીના અર્થમાં વપરાય છે), યશસ્વી (યશસ્=યશ+વિન્,-યશવાળો).

૫. **आट-आल**—રસાલ, વાચાલ (વાચ્=વાચા+આલ=વાળો,-વાણીવાળો, બહુ બોલનાર), વાચાટ (વાચ્+આટ,-વાચાળ, વાતુડો).

૬. **आलु**—કૃપાલુ, છિદ્રાલુ, દયાલુ, મમતાલુ, (મમતા=માયા +આલુ=વાળો,-માયાવાળો), માયાલુ.

**ટીપ:**—ગુજરાતીમાં આલ, આલુને બદલે આળ, આળુ વપરાય છે.

૩. **'તે (પ્રકૃતિ*) સંબંધી-તેને લગતું' એ અર્થમાં.**

૧. **इक**—આધુનિક (અધુના=હમણા+ઇક,-હમણાનું, અર્વાચીન), આધ્યાત્મિક (અધ્યાત્મન્=આત્મા+ઇક,-આત્મા સંબંધી), ઐહિક (ઇહ=અહિં, આ લોક+ઇક,-આ લોક સંબંધી), દૈનિક (દિન=દિવસ+ઇક,-દિવસને લગતું), ધાર્મિક (ધર્મ+ઇક,-ધર્મને લગતું), નાગરિક (નગર=શહેર+ઇક,—શહેરમાં વસનારા લોકો, શહેરી, સભ્ય, દેશજન), પૌષ્ટિક (પુષ્ટ=પોષણ +ઇક,-પોષણ કરનાર, પુષ્ટિકારક), પ્રાકૃતિક (પ્રકૃતિ+ઇક,-પ્રકૃતિને લગતું, સ્વાભાવિક), પ્રાથમિક (પ્રથમ=પહેલું+ઇક,-પ્રથમનું, શરૂઆતનું), પ્રામાણિક (પ્રમાણ=સત્ય+ઇક,-સત્યને અનુસરતું, વહેવારમાં સાચું), ભાવિક (ભાવ=શ્રદ્ધા+ઇક,-શ્રદ્ધાવાળું), માર્મિક

* જેને પ્રત્યય લગાડવામાં આવે છે તે, તે પ્રત્યયના સંબંધમાં પ્રકૃતિ કહેવાય છે.

( મર્મન્=મર્મ, છુપો ભાવ+ઇક,–છુપા ભાવવાળું ), માનસિક ( મનસ્=મન+ઇક,–મનને લગતું ), માસિક ( માસ+ઇક,–માસને લગતું ), વાર્ષિક ( વર્ષ+ઇક,–વર્ષને લગતું ), વાસ્તવિક ( વસ્તુ+ઇક,–વસ્તુને અનુસરતું, ખરૂં ), વ્યાવહારિક ( વ્યવહાર+ઇક,–વ્યવહારને અનુસરતું ), શારીરિક ( શરીર+ઇક,–શરીર સંબંધી ), સાહસિક ( સાહસ=જોખમ ભરેલું કામ+ઇક,–જોખમ ખેડનાર, સાહસ કરનાર ), સાંકેતિક ( સંકેત=નિયમ+ઇક,–નિયમને અનુસરતું ), સાંસારિક ( સંસાર+ઇક,–સંસાર વ્યવહાર સંબંધી ), સૈનિક ( સેના=લશ્કર+ઇક,–લશ્કરી, યોદ્ધાઓ ), સ્થાનિક ( સ્થાન+ઇક,–જ્યાં વાસ હોય તે સંબંધનું ), સ્વાભાવિક ( સ્વભાવ=પ્રકૃતિ, કુદરત+ઇક,–કુદરતને લગતું, કુદરતી ).

આ શબ્દોમાં 'ઇક' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે. 'વાસ્તવિક' માં અન્ત્ય સ્વરનો ગુણ 'ઓ' થઇ 'ઓ' નો 'અવ્' થયો છે.

ધનિક ( ધન+ઇક,–ધનવાળો, ધનાઢ્ય ), પથિક ( પથિન્ =રસ્તો, વાટ+ઇક,–રસ્તે જનાર, વટેમાર્ગુ ), રસિક ( રસ+ઇક,–રસને જાણનાર, રસથી ભરેલું ).

આ શબ્દોમાં 'ઇક' પ્રત્યય લાગતાં માત્ર અન્ત્ય સ્વરનો લોપ થાય છે.

૨. ईय—ઉત્તરીય ( ઉત્તર=ઉપર+ઇય, ઉપરનું વસ્ત્ર, દુપટો, ઉપરણો ), તદીય (તદ્=તે+ઇય,–તેને લગતું), દક્ષિણીય ( દક્ષિણા= દક્ષણા, બક્ષીસ+ઇય,–દક્ષણાને યોગ્ય ), દેશીય ( દેશ+ઇય,–દેશને લગતું, દેશી ). ભારતવર્ષીય [ ભારતવર્ષ=ભરતનો દેશ ( વર્ષ=દેશ ) +ઇય,–ભારતવર્ષનો એટલે હિંદુસ્તાનનો રહેવાશી ], યૂરોપીય ( યૂરોપ

+ઈય,–પૂરોખંડને લગતુ ). વર્ગીય ( વર્ગ + ઈય,–વર્ગને લગતુ ), શ્રદ્ધેય ( શ્રદ્ધા = વિશ્વાસ + ઈય,–વિશ્વાસ રાખવા યોગ્ય, વિશ્વાસનીય ), સજાતીય (સજાતિ + ઈય,–એકજ જાતમાં ઉત્પન્ન થયેલ), સ્વર્ગીય (સ્વર્ગ + ઈય,–સ્વર્ગનું, ઈશ્વરી ), સ્વીય (સ્વ = પોતે + ઈય,–પોતાનું).

આ શબ્દોમાં ' ઈય ' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે. ' શ્રદ્ધેય ' માં અંત્ય સ્વર ' આ ' સાથે ' ઈ ' ની સંધિ થઇ છે.

૩. अ—કૌરવ ( કુરુ = કુરુ દેશનો રાજા + અ,–કુરુ રાજાના પુત્રો ), પાંચાલી ( પંચાલ = પંચાલ દેશ + અ + ઈ = ના. જા. પ્ર.,– પંચાલ દેશના રાજા પંચાલ કે પાંચાલની પુત્રી, દ્રૌપદી, પાંડવોની સ્ત્રી ), વૈદર્ભી ( વિદર્ભ+અ + ઈ,–વિદર્ભ દેશનો રાજા વિદર્ભ કે વૈદર્ભની પુત્રી, દમયંતી, નળની પત્ની), માગધી (મગધ = બહાર પ્રાન્ત + અ + ઈ,–મગધ દેશના લોકની ભાષા.)

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વર લોપાય છે. કૌરવમાં અન્ત્ય સ્વર ' ઉ ' નો ગુણ ' ઓ ' થઇ ' ઓ ' નો ' અવ્ ' થાય છે.

આપણે ત્યાં અમાવાસ્યાને દિને માસ પૂરો થાય છે, ઉત્તરહિંદમાં પુનેમે માસ પૂરો થાય છે. સંસ્કૃતમાં માસનાં નામ પૌર્ણમાસી ( પુનેમ ) ના નામ પરથી, અને પુનેમનાં નામ તે દિવસે ચંદ્ર જે નક્ષત્રમાં હોય તે પરથી પડેલાં છે.

| નક્ષત્ર. | પૌર્ણમાસી. | માસ. | ગુજરાતી મહીના. |
|---|---|---|---|
| કૃત્તિકા | કાર્તિકી | કાર્તિક | કારતક |
| મૃગશિર | માર્ગશિરી | માર્ગશિર | માગશર |
| પુષ્ય | પૌષી | પૌષ | પોષ |

| | | | |
|---|---|---|---|
| મઘા | માઘી | માઘ | મહા |
| ફલ્ગુની | ફાલ્ગુની | ફાલ્ગુન | ફાગણ |
| ચિત્રા | ચૈત્રી | ચૈત્ર | ચૈત્ર |
| વિશાખા | વૈશાખી | વૈશાખ | વૈશાખ |
| જ્યેષ્ઠા | જ્યેષ્ઠી | જ્યેષ્ઠ | જેઠ |
| આષાઢા | આષાઢી | આષાઢ | અષાડ |
| શ્રવણ | શ્રાવણી | શ્રાવણ | શ્રાવણ |
| ભાદ્રપદ | ભાદ્રપદી | ભાદ્રપદ | ભાદરવો |
| અશ્વની | આશ્વની | આશ્વિન | આસો |

નક્ષત્રનાં નામમાં 'ઈ' પ્રત્યય લાગી પુનેમનાં નામ બને છે, એ પ્રત્યય લાગતાં આદિસ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વર લોપાય છે. પુનેમનાં નામમાં 'અ' પ્રત્યય લાગી માસનાં નામ બને છે, એ પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે.

આંતર (અંતર=અંદર+અ,-અંદરનું), ઐંદ્ર (ઇંદ્ર+અ,-ઇંદ્રને લગતું), દાવ (દવ=જંગલ+અ,-જંગલમાં સળગતો અગ્નિ), દૈવ (દેવ+અ,-ઈશ્વરી, નસીબ), પાંથ (પંથ=રસ્તો+અ,-રસ્તે જનાર, મુસાફર), પાર્થિવ (પૃથિવી=પૃથ્વી+અ,=પૃથ્વી સંબંધી, રાજા, પૃથ્વીની માટીનું બનેલું), પૌર (પુર+અ,-પુરવાસી), પ્રાકૃત (પ્રકૃતિ+અ,-મૂળ ઉપરથી ઉત્પન્ન થયેલ, પ્રાકૃત ભાષા. સંસ્કૃત ભાષાપરથી બનેલી ભાષાઓ-ગુજરાતી, મરાઠી, હિંદી, કચ્છી, બંગાળી, વગેરે), શ્રાદ્ધ (શ્રદ્ધા+અ,-શ્રદ્ધાથી પિતૃ નિમિત્ત કરવાનું કર્મ), સૌવર્ણ (સુવર્ણ=સોનું+અ,-સોનાનું બનેલ), સાર્વભૌમ (સર્વ ભૂમિ+અ,-સર્વ ભૂમિવાળો, શહેનશાહ).

'અ' પ્રત્યય લાગતાં આદિસ્વરની વૃદ્ધિ ને અન્ય સ્વરનો લોપ થયો છે.

'તેનું એ' એ અર્થમાં.

अ–જૈન (જિન+અ,–જિનને માનનારા, શ્રાવક), વૈષ્ણવ (વિષ્ણુ+અ,–વિષ્ણુને માનનારા), શાક્ત (શક્તિ+અ,–શક્તિ (દેવી)ને માનનારા), શૈવ (શિવ+અ,–શિવને માનનારા).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે. વૈષ્ણવમાં અન્ત્ય સ્વરનો ગુણ થયો છે.

૪. 'અભ્યાસ કરનાર કે જાણનાર'ના અર્થમાં.

૧. अ—વૈયાકરણ [વ્યાકરણ (વિ+આ+કરણ)+અ,–વ્યાકરણનો અભ્યાસ કરનાર કે જાણનાર]. 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ થઇ છે, 'આ' પહેલાં 'ય્' આગમ આવ્યો છે, અને અન્ત્ય સ્વરનો લોપ થયો છે.

૨. इक—ઐતિહાસિક (ઇતિહાસ+ઇક,–ઇતિહાસનો અભ્યાસ કરનાર કે જાણનાર), નૈયાયિક [ન્યાય (નિ+આય)+ઇક,–ન્યાયનો અભ્યાસ કરનાર કે જાણનાર. 'ઇક' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ થઇ છે, 'આ' ની પહેલાં 'ય્' આગમ આવ્યો છે, અને અન્ત્ય સ્વરનો લોપ થયો છે], પૌરાણિક (પુરાણ+ઇક,–પુરાણનો અભ્યાસ કરનાર કે જાણનાર, પુરાણી), વૈદિક (વેદ+ઇક,–વેદનો અભ્યાસ કરનાર કે જાણનાર, વેદિયો).

૫. અપત્ય (બાલબચ્ચાં) વાચક.

૧. अ—દાનવ (દનુ=કશ્યપની સ્ત્રી+અ,–દનુના દીકરા, દૈત્ય, રાક્ષસ), પાંડવ (પાંડુ+અ,–પાંડુ રાજાના દીકરા), પૌત્ર (પુત્ર+અ,–

પુત્રનો પુત્ર), માનવ (મનુ+અ,–મનુથી ઉત્પન્ન થયેલ, માનવી, મનુષ્ય જાત), યાદવ (યદુ+અ,–યદુ રાજાના વંશજો), રાઘવ (રઘુ+અ,–રઘુનો વંશજ, રામચંદ્ર), વાસુદેવ (વસુદેવ+અ,–વસુદેવના પુત્ર, શ્રીકૃષ્ણ), જાનકી (જનક+અ+ઈ ના. જા. પ્ર.,–જનકની પુત્રી, સીતા, રામની પત્ની), પાર્વતી (પર્વત (હિમાલય)+અ+ઈ ના. જા. પ્ર.,–હિમાલયની પુત્રી, શિવની સ્ત્રી).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અંત્ય સ્વરનો લોપ થયો છે. દનુ, પાંડુ વગેરે ઉકારાંત શબ્દમાં અન્ત્ય 'ઉ' નો ગુણ 'ઓ' થઇ 'ઓ' માં 'અ' ભળી 'અવ' થયો છે.

૨. इ—સૌમિત્રિ (સુમિત્રા+ઇ,–સુમિત્રાનો પુત્ર, લક્ષ્મણ, રામનો ભાઇ. 'ઇ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે).

૩. य—આદિત્ય (અદિતિ=કશ્યપ ઋષિની એક સ્ત્રી+ય,–અદિતિના દીકરા, દેવતા), ગાર્ગ્ય (ગર્ગ+ય,–ગર્ગ ઋષિનો પુત્ર), દૈત્ય (દિતિ=કશ્યપ ઋષિની એક સ્ત્રી+ય,–દિતિના પુત્રો, રાક્ષસો).

'ય' પ્રત્યય લાગતાં અંત્ય સ્વરનો લોપ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

૪. ईय—ભ્રાત્રીય (ભ્રાતૃ=ભાઇ+ઇય,–ભાઇનો દીકરો, ભત્રીજો).

## ૬. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર.

૧. ई—કામિન્–કામિની (પ્રેમી સ્ત્રી), કિન્નર–કિન્નરી (કિન્નરની સ્ત્રી, સ્વર્ગની ગાનારી), ગુણવત—ગુણવતી (ગુણવાન્ સ્ત્રી), તરુણ–તરુણી (જુવાન સ્ત્રી, તારુણી), તાપસ–તાપસી (તપ આચરતી સ્ત્રી), દેવ–દેવી (દેવની સ્ત્રી, પટરાણી, ઉંચા કુળની સ્ત્રી), દ્રૌપદ—

દ્રૌપદી (દ્રુપદ=પંચાળ દેશનો રાજા+અ+ઈ,–દ્રુપદ રાજાની પુત્રી, પાંડવોની સ્ત્રી), ભગવત્–ભગવતી (પવિત્ર માનવંતી સ્ત્રી), યોગિન્–યોગિની (યોગ જાણનાર સ્ત્રી, જોગણી, વેરાગણ).

'ઈ' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે.

૨. आ—કાન્ત–કાન્તા (પ્રિયા, પત્ની), ચતુર–ચતુરા (ચતુર સ્ત્રી), ચપલ–ચપલા (ચપળ સ્ત્રી), શિવ–શિવા (શિવની સ્ત્રી, પાર્વતી, ઉમા, દુર્ગા, ગિરિજા).

૩. आनी—ભવ (શિવ)–ભવાની (શિવની સ્ત્રી), ઇંદ્ર–ઇંદ્રાણી, બ્રહ્મા–બ્રહ્માણી.

## ૭. 'ત્યાં થયેલું' ના અર્થમાં.

૧. य—કંઠ્ય (કંઠ+ય,–કંઠમાંથી બોલાતા), તાલવ્ય (તાલુ+અ,–તાળવાથી બોલાતા), મૂર્ધન્ય [મૂર્ધન્+ય,–મૂર્ધા (તાળવું અને દાંતની વચ્ચેનો ભાગ) થી બોલતા], દંત્ય (દંત+ય,–દાંતથી બોલાતા), ઓષ્ઠ્ય (ઓષ્ઠ+ય,–હોઠથી બોલાતા), અન્ત્ય (અન્ત+ય,–છેડાવાળો, છેડા ઉપરનો), આદ્ય (આદિ+ય,–પહેલાં આવેલું, પહેલું), બાહ્ય (બહિસ્=બહાર+ય,–બહારનું, પરદેશી).

આ શબ્દોમાં 'ય' પ્રત્યય લાગતાં અંત્ય સ્વરનો લોપ થાય છે. તાલુમાં 'ઉ' નો ગુણ 'ઓ' થઇ 'ઓ' નો 'અવ્' થયો છે. બાહ્યમાં આદિસ્વરની વૃદ્ધિ પણ થયેલ છે.

૨. म—આદિમ (પહેલાં આવેલું, પહેલું), મધ્યમ (મધ્યમાં રહેલું), અંતિમ (અંતે રહેલું, છેડાનું). અંતિમમાં અન્ત્ય 'અ' નો 'ઇ' થયો છે.

## ૮. વિકારવાચક.

**મય બનેલું, ભરેલું**—ગોમય ( ગો=ગાય+મય=બનેલું,-ગાયથી બનેલું, છાણુ ), જલમય ( પાણીથી વિંટાયલું ), જ્ઞાનમય (જ્ઞાનવાળું, જ્ઞાની), દુઃખમય ( દુઃખથી ભરેલું, દુઃખી ), સુખમય (સુખથી ભરેલું, સુખી ).

## ૯. ઉત્કર્ષવાચક.

**तर-तम**—બે વસ્તુનો મુકાબલો કરતાં એકને બીજીથી ઉત્કૃષ્ટ બતાવવાને **तर**, અને બેથી વધારે વસ્તુમાંથી ઉત્કૃષ્ટ બતાવવાને **तम** પ્રત્યય વપરાય છે. જેમ, ઉચ્ચતર ( બેમાં ઉંચું ), ઉચ્ચતમ (સૌથી ઉંચું ); પ્રિયતર ( બેમાં વહાલું ), પ્રિયતમ ( સૌથી વહાલું ); લઘુતર ( બેમાં નાનું ), લઘુતમ ( સૌથી નાનું ); ગુરુતર (બેમાં મોટું), ગુરુતમ ( સૌથી મોટું ); શ્રેષ્ઠતર ( બેમાં શ્રેષ્ઠ ); શ્રેષ્ઠતમ (સૌથી શ્રેષ્ઠ).

## ૧૦. લઘુતાવાચક.

**क**—અંશક ( કુટુંબી ભાગ, ભાગીદાર ), દીપક ( દીવડો ), બાલક ( છોકરડું ), વૃક્ષક ( નાનું ઝાડ-વરખડું ).

## ૧૧. સમુદાયવાચક.

**क**—પંચક ( પાંચનો સમુદાય, પાંચ દિવસનો કાળ ), ષટ્ક ( છક ), સપ્તક, અષ્ટક, દશક, શતક ( સેંકડો ).

## ૧૨. ક્રિયાવિશેષણ અવ્યય બનાવનાર.

**वत् પેઠે**—આત્મવત્ ( આત્મન્=પોતે+વત્,-પોતાની પેઠે), તદ્વત્ ( તદ્=તે+વત્,-તેની પેઠે, એવીજ રીતે), દંડવત્ (દંડ=લાકડી+વત્,-લાકડીની પેઠે લાંબા થઇને ), પતંગવત્ ( પતંગિયાની પેઠે ),

પૂર્વવત્ ( પહેલાંની પેઠે ), માતૃવત્ ( માની પેઠે ), શાસ્ત્રવત્ ( શાસ્ત્રની પેઠે ).

**૧૩. સર્વનામ કે વિશેષણ પરથી ક્રિ. વિ. અ. બનાવનાર.**

**ત્ર ઠેકાણે**—અત્ર ( અદસ્=એ+ત્ર,–અહિં ), તત્ર ( તદ્=તે+ત્ર,–ત્યાં, તહિં, તે ઠેકાણે ), યત્ર ( યદ્=જે+ત્ર,—જ્યાં, જહિં, જે ઠેકાણે ), સર્વત્ર ( સર્વ ઠેકાણે ), અન્યત્ર ( બીજે ઠેકાણે ).

**દા વખતે**—કદા ( કિમ્=કયું+દા,–ક્યારે, કયે વખતે ), તદા ( તદ્=તે+દા,–ત્યારે, તે વખતે ), યદા ( યદ્=જે+દા,–જ્યારે, જે વખતે ), સર્વદા ( સર્વ વખતે ).

**થા રીતે**—તથા ( તદ્+થા,–તેમ, તે રીતે ), યથા ( યદ્+થા,–જેમ, જે રીતે ), સર્વથા ( સર્વ પ્રકારે ), અન્યથા ( બીજી રીતે ).

**ધા રીતે**—બહુધા ( ઘણી રીતે, અનેક રીતે ), નવધા ( નવ પ્રકારે ), સહસ્રધા ( સહસ્ર=હજાર+ધા,–હજાર રીતે ) લક્ષધા ( લાખ પ્રકારે ).

**૧૪. અવ્યય પરથી વિશેષણ બતાવનાર.**

**તન**—પુરાતન ( પુરા=પહેલાં+તન,–પહેલાંનું, જુનું ), સનાતન ( સના=નિત્ય, હંમેશ+તન,–હંમેશનું ).

**ઈન**—પ્રાચીન ( પ્રાચ્=પૂર્વનું+ઈન,–જુનું, પુરાણું ), અર્વાચીન ( અર્વાચ્=હાલનું+ઈન,–હાલનું, નવું ).

# ગુજરાતી તદ્ધિત પ્રત્યય.

## ૧. ભાવવાચક.

**आई**—ઉંચાઈ (ઉંચું+આઈ), ચતુરાઈ, મિઠાઈ, લંબાઈ, વડાઈ.

**आण**—ઉંડાણ (ઉંડું+આણ), નીચાણ, પોલાણ.

**आश**—કડવાશ (કડવું+આશ), ખટાશ, તિખાશ, પિળાશ, ભિનાશ, મિઠાશ, રતાશ.

**प-पो**—ભોળપ (ભોળું+પ), છોટપ, મોટપ; અંધાપો, રંડાપો.

**पण-पणुं**—ગાંડપણ (ગાંડું+પણ), શાણપણ; અદેખાપણું, મોટાપણું.

## ૨. સ્વામિત્વવાચક.

**मन्त** વાળો—ધીમંત, બુદ્ધિમંત, શ્રીમંત, વગેરે.

**वन्त** વાળો—ગુણવંત, તનવંત, દયાવંત, ધનવંત, ભગવંત, ભગવંત, વગેરે.

**वान**—ગાડીવાન, બળવાન, બાગવાન.

**वाळो-वाळी-वाळुं**-ગાડીવાળો, દૂધવાળી, ગુણવાળું, ગળવાળું, ભાગ્યવાળું, વગેરે.

## ૩. નામ પરથી નામ કરનાર પ્રત્યય.

**आटो**—ગપાટો (ગપ+આટો), ખુમાટો.

**आरुं** સ્થળદર્શક છે—પાણીઆરૂં (પાણી+આરૂં).

**क**—ઠંડક (ઠંડ+ક), ટાઢક, સ્થાનક.

**गाळो** મોસમ બતાવે છે—આંબાગાળો, કેરીગાળો, લગ્નગાળો.

**વટ, વટો, વટું** ધંધો, આચરણ કે સ્થિતિ બતાવે છે–વહીવટ ( વહી=ચોપડો+વટ,–કારભાર ), નાણાવટ, બહારવટું; ઘરવટ, શાહવટ, સાચવટ, દેશવટો, ભોગવટો.

**વટી** રાખનાર—કંકાવટી ( કંકુ+વટી ), નાણાવટી, માથાવટી, વહાણવટી.

**વાડ, વાડો, વાડી** રહેઠાણ બતાવે છે—ઝાલાવાડ ( ઝાલાઓને રહેવાનું ઠેકાણું ), મારવાડ; કુંભારવાડો, ચમારવાડો, નાગરવાડો, સરકારવાડો ( રાજકુટુંબને રહેવાની જગ્યા ); આંબાવાડી.

### ૪. નામ પરથી વિશેષણ કરનાર પ્રત્યય.

**आई**—ચીનાઈ ( ચીન+આઈ ), રૂશિઆઈ.

**आउ**—ખરચાઉ ( ખરચ+આઉ ), વગડાઉ ( વગડો+આઉ ).

**आरो, आरी, आरुं**—ગળીઆરો (ગળી+આરો)–ગળીઆરી–ગળીઆરૂં, ચુનારો, રંગારો.

**आळ, आळु, ईआळ**—જીવાળ, રેતાળ, લોહીઆળ, વાચાળ, શરમાળ; કૃપાળુ, દયાળુ; ગમતીઆળ, રમતીઆળ.

**इयेल**—ગુણિયેલ.

**इयो**—કાપડિયો, તેલિયો, નિશાળિયો, વાગડિયો.

**ई**—કચ્છી, ખંભાતી, પરદેશી, પોરબંદરી, સુરતી, સ્વદેશી.

**ईको**—મણીકો, શેરીકો.

**ईलो, ईली, ईलुं**—ખોડીલો, જાતીલી, નાતીલું, રસીલો, હઠીલી.

**उ**—ખેડુ ( ખેડ કરનાર ), લાલચુ, વિશ્વાસુ, સ્વાદુ ( સ્વાદ આપે તેવું ).

### ૫. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર પ્રત્યય.

ई—કાકો-કાકી, છોકરો-છોકરી, ભલો-ભલી.

आ—બાળ-બાળા.

अण-प्‍ण ( सं. इन्+ई ના. જા, પ્ર. પરથી )—કુંભાર-કુંભારેણ, જોગી-જોગણ કે જોગેણ.

आणी—પટેલ-પટલાણી.

णी—ચંડાળ-ચંડાળણી, પિશાચ-પિશાચણી.

डी—ભીલ-ભીલડી, હજામ-હજામડી.

### ૬. નામ પરથી ક્રિયાપદ કરનાર પ્રત્યય.

त्तुं—કાટ-કટાવું, ખોડ-ખોડાવું, છીંક-છીંકવું, ઝાળ-ઝાળવું, ટણકારો-ટણકવું, ઠગ-ઠગવું, ડર-ડરવું, નોતરૂં-નોંતરવું, ફીણ-ફીણવું, બગાડ-બગડવું, બગાડવું, બીછાનું-બીછાવું, વીંટો-વીંટવું, બીડવું, વગોણું-વગોવવું.

### ૭. લઘુતાવાચક.

डो, डी, डुं—વાછરડો-ડી-ડું; આંખડી, પલંગડી; ગામડું, મુખડું.
लो, ली, लुं—ખાટલો, પાટલો; ઘડુલી; ટપકલું,
वो—ધાડવો, છોડવો.

### ૮. સમુદાયવાચક પ્રત્યય.

क, की, को—ચોક ( ચો=ચાર+ક,-ચારનો જથ્થો ), છક; બેકી; દશકો.

## ૯. સર્વનામ પરથી થતાં વિશેષણ, ને ક્રિ. વિ. અવ્યય.

| વિશેષણ. | ક્રિ. વિ. અવ્યય. |
|---|---|
| આ પરથી આવું, આટલું, આવડું. | આમ, અહિં, અત્યારે. |
| એ પરથી એવું, એટલું, એવડું. | એમ, અહિં, અત્યારે. |
| તે પરથી તેવું, તેટલું, તેવડું. | તેમ, તહિં, ત્યારે. |
| જે પરથી જેવું, જેટલું, જેવડું. | જેમ, જહિં, જ્યારે. |
| કે પરથી કેવું, કેટલું, કેવડું. | કેમ, કહિં, ક્યારે. |

---

## સંસ્કૃત ધાતુ પરથી ઉત્પન્ન થયેલાં ગુજરાતી ક્રિયાપદો.

| સંસ્કૃત ધાતુ ને તેના અર્થ. | ગુજરાતી ક્રિયાપદ. |
|---|---|
| ૧. अङ्क् ચિહ્ન કરવું, ગણવું. | આંકવું. |
| ૨. अञ्ज् તેલ ચોપડવું. | આંજવું, ઉંજવું. |
| ૩. अट् આંટો મારવો, ભટકવું, ભમવું. | અથડવું, આથડવું. |
| ૪. अस् હોવું, ફેંકવું. अस्तम्+इ આથમવું. | આથમવું. |
| ૫. इ ( अय् ) જવું. | |
| ૬. इष् ( इच्छ् ) ઇચ્છવું. | ઇચ્છવું. |
| ૭. ईक्ष् જોવું. | |
| परि+ईक्ष्=परीक्ष् પરખવું. | પરખવું. |
| प्र+ईक्ष्=प्रेक्ष् પેખવું. | પેખવું. |
| ૮. कथ् કથન કરવું, કહેવું. | કહેવું. |
| ૯. कम् પ્રીતિ કરવી. | |
| ૧૦. कम्प् કંપવું, દયા કરવી. | કંપવું. |

| | | |
|---|---|---|
| ૧૧. | कल् જવું, કળવું, ફેંકવું, શબ્દ કરવો. | કળવું. |
| | अ+कल् ન કળવું. | અકળાવું. |
| | उत्+कल् વંચાવું, ગુંચ નીકળવી. | ઉકલવું, ઉકેલવું. |
| ૧૨. | कष् કસવું, ઘસવું. | કસવું. |
| ૧૩. | काश् ચળકવું. | |
| | प्र+काश् પ્રકાશવું. | પ્રકાશવું. |
| ૧૪. | कुर्द् કૂદવું. | કૂદવું. |
| ૧૫. | कुप् કોપ કરવો, ગુસ્સે થવું. | કોપવું. |
| ૧૬. | कूट् કૂટવું. | કૂટવું. |
| ૧૭. | कृ કરવું. | કરવું. |
| | स्वी+कृ સ્વીકારવું. | સિકારવું. |
| | उच्चं+कृ ઉંચકવું. | ઉંચકવું. |
| ૧૮. | क्रम् ચાલવું, પગલું ભરવું, લાગુ થવું, અસર કરવી. | |
| ૧૯. | क्षम् ક્ષમા કરવી, માફ કરવું, ખમવું. | ખમવું. |
| ૨૦. | क्षर् ખરવું, ઝરવું. | ખરવું. |
| ૨૧. | क्षि ક્ષય થવો, ઘસાઈ જવું. | |
| ૨૨. | क्षिप् ફેંકવું. | |
| ૨૩. | खण्ड् ભાગવું. | ખાંડવું. |
| ૨૪. | खन् ખોદવું. | ખણવું. |
| | उत्+खन् ઉખેડવું. | ઉખેડવું. |
| ૨૫. | खल् ચાલવું, એકઠું કરવું. | ખાળવું. |
| ૨૬. | खाद् ખાવું. | ખાવું. |

| | |
|---|---|
| २७. खिद् ખેદ પામવો. | ખીજવું. |
| २८. खेल् ખેલવું. | ખેલવું. |
| २९. ख्या કહેવું. | |
| वि+आ+ख्या=व्याख्या વખાણવું. | વખાણવું. |
| ३०. गण् ગણવું, ધારવું. | ગણવું. |
| ३१. गन्ध् દુઃખદેવું, પૂછવું, જવું. | ગંધાવું. |
| ३२. गम् જવું. | ગમવું. |
| निर्+गम् નીકળવું. | નિર્ગમવું. |
| उत्+गम् ઊગવું. | ઊગવું. |
| ३३. गर्ज् ગર્જના કરવી. | ગાજવું. |
| ३४. गल् ગળવું. | ગળવું. |
| उत्+गल् ઓગળવું. | ઓગળવું. |
| ३५. गुण् ગુણવું. | ગુણવું. |
| ३६. ग्रह् ( गृह् ) ગ્રહણ કરવું, લેવું. | ગ્રહેવું. |
| उत्+ग्रह ઊઘરાવવું. | ઊઘરાવવું. |
| वि+ग्रह् વિગ્રહ કરવો, લડાઇ કરવી. | વીઘરવું. |
| सम्+ग्रह् સંગ્રહ કરવો, એકઠું કરવું. | સંઘરવું. |
| ३७. गै ગાવું. | ગાવું. |
| ३८. ग्रन्थ् ગાંઠવું, ગુંથવું. | ગાંઠવું, ગુંથવું. |
| ३९. ग्रस् ખાવું, લેવું. | |
| ४०. घट् લાયક થવું, ઘડવું, એકઠા થવું. | ઘટવું, ઘડવું. |
| उत्+घट् ઊઘડવું. | ઊઘડવું. |
| ४१. घुट् ઘુંટવું. | ઘુંટવું. |

| | |
|---|---|
| ૪૨. घुर् બીવાડવું, ભયંકર શબ્દ કરવો. | ઘોરવું. |
| ૪૩. घुष् ગોખવું. | ગોખવું. |
| ૪૪. घृष् ઘસવું. | ઘસવું. |
| ૪૫. चट् ચોટવું, ચાટવું. | ચડવું, ચઢવું, ચાટવું. |
| ૪૬. चर् જવું, બહાર ફરવું. | ચરવું. |
| उत्+चर्=उच्चर् ઉચરવું. | ઉચરવું, ઓચરવું. |
| वि+चर् જવું, દાખલ થવું. | વિચરવું, વિચારવું. |
| सम्+चर् જવું, એકઠું કરવું. | સંચરવું, સાંચરવું. |
| ૪૭. चर्व् ચાવવું. | ચાવવું. |
| ૪૮. चल् ચાલવું. | ચાલવું,ચળવું,ચાળવું. |
| उत्+चल्=उच्चल् ઊછળવું. | ઊછળવું. |
| ૪૯. चष् ખાવું. | ચાખવું. |
| ૫૦. चि ઢગલો કરવો. | |
| सम्+चि એકઠું કરવું. | સંચવું, સાંચવું. |
| ૫૧. चित् જાણવું, વિચારવું. | ચેતવું. |
| ૫૨. चित्र् ચીતરવું. | ચીતરવું. |
| ૫૩. चिन्त् વિચારવું, ફીકર કરવી. | ચિંતવું. |
| ૫૪. चुर् ચોરવું. | ચોરવું. |
| ૫૫. चूष् ચૂસવું. | ચૂસવું. |
| ૫૬. छद् ઢાંકવું, સંતાડવું. | છાવું, છાંદવું. |
| ૫૭. छिद् કાપી નાખવું, ભાગ કરવા. | છેદવું. |
| ૫૮. छुट् જુદું કરવું, કાપવું. | છૂટવું, છોડવું. |
| ૫૯. जट् ચોટીજવું, બંધાઇ જવું. | જડવું. |

| | |
|---|---|
| ૬૦. जन् પેદા કરવું, પેદા થવું. | જણવું, જનમવું. |
| उप+जन् ઉપજવું. | ઉપજવું. |
| ૬૧. जप् જપવું, ધીમે સાદે બોલવું, પઠવું. | જપવું. |
| ૬૨. जम् જમવું. | જમવું. |
| ૬૩. जागृ જાગવું. | જાગવું. |
| ૬૪. जि જય પામવો. | જિતવું. |
| ૬૫. जीव् જીવવું. | જીવવું. |
| ૬૬. जुड् જોડવું. | જોડવું. |
| ૬૭. ज्ञा જ્ઞાન થવું, જાણવું. | જાણવું. |
| ૬૮. ज्वल् બળવું, તપવું, ધગધગવું. | જળવું. |
| प्र+ज्वल् સળગવું. | પ્રજળવું. |
| ૬૯. टङ्क् ટાંકવું. | ટાંકવું. |
| ૭૦. टिप् ફેંકવું. | ટીપવું. |
| ૭૧. तन् તાણવું. | તાણવું. |
| ૭૨. तप् તપવું. | તપવું. |
| ૭૩. तर्क् વિચાર કરવો. | તાકવું. |
| ૭૪. तुल् તોળવું. | તોળવું. |
| ૭૫. तुष् સંતોષ પામવો, ધરાવવું. | |
| सम्+तुष् સંતોષ પામવો. | સંતોખવું. |
| ૭૬. तृ તરવું, ઓળંગવું. | તરવું, તારવું. |
| अव+तृ અવતરવું. | અવતરવું, ઉતરવું. |
| ૭૭. त्यज् તજવું. | તજવું. |
| ૭૮. त्रस् બીવું, ધ્રૂજવું. | ત્રાસવું. |

| | |
|---|---|
| ૭૯. त्रुट् તુટવું, તોડવું. | તુટવું, તોડવું. |
| ૮૦. दण्ड् દંડવું. | દંડવું. |
| ૮૧. दम् દમવું. | દમવું. |
| ૮૨. दल् ભાગ કરવા, દળવું. | દળવું. |
| ૮૩. दंश् ડંખવું, કરડવું. | ડંખવું. |
| ૮૪. दह् દાહથવો, દાઝવું, બાળવું. | દાઝવું. |
| ૮૫. दा દાનકરવું, આપવું. | દેવું. |
| ૮૬. दिव् પ્રકાશવું. | |
| ૮૭. दिश् દેખાડવું, બતાવવું. | દીસવું. |
| ૮૮. दीप् પ્રકાશવું. | દીપવું. |
| ૮૯. दुःख् દુઃખ દેવું, દુખવું. | દુખવું. |
| ૯૦. दुह् દોહવું. | દોહવું. |
| ૯૧. दृ માન આપવું, બીવું. | |
| आ+दृ શરૂ કરવું, માન આપવું. | આદરવું. |
| ૯૨. दृश् દર્શન કરવું, જોવું. | દેખવું. |
| ૯૩. दृ ફાડવું. | |
| वि+दृ વાઢવું, કાપવું, ફાડવું. | વિદારવું. |
| ૯૪. द्रु દોડવું. | દોડવું. |
| ૯૫. धा મૂકવું, ધરવું. | |
| परि+हित (ધાધાતુનો ભૂ. કૃ.) પહેરેલું. | પહેરવું. |
| सम्+धा ચોંટાડવું. | સાંધવું. |
| ૯૬. धाव् દોડવું, ધાવું. | ધાવું. |
| ૯૭. धिक्ष् તપાવવું. | ધીકવું. |

---

| | |
|---|---|
| ૯૮. धू धूजवुं, धूणवुं. | धूजवुं, धूणवुं. |
| ૯૯. धृ पकडवुं, धारण करवुं. | धरवुं, धारवुं. |
| उद्+धृ उद्धार करवो. | उधरवुं, उधारवुं. |
| निः+धृ निर्धारवुं. | निर्धारवुं. |
| सु+धृ सुधारवुं. | सुधारवुं. |
| ૧૦૦. धे धाववुं. | धाववुं. |
| ૧૦૧. ध्मा धमवुं, फुंकवुं. | धमवुं. |
| ૧૦૨. नम् नमवुं. | नमवुं, नामवुं. |
| प्र+नम् प्रणाम करवा. | प्रणमवुं. |
| ૧૦૩. नल् बांधवुं. | नडवुं. |
| ૧૦૪. नश् नाश पामवो. | नासवुं. |
| वि+नश् नाश पामवुं. | वणसवुं. |
| ૧૦૫. नाथ् दुःख देवुं, धणी थवुं. | नाथवुं. |
| ૧૦૬. निन्द् निंदवुं. | निंदवुं. |
| ૧૦૭. नी लई जवुं, दोरी जवुं. | |
| आ+नी–नय्=आनय् आणवुं,लाववुं. | आणवुं. |
| परि+नी–नय्=परिणय् परणवुं. | परणवुं. |
| ૧૦૮. नृत् नाचवुं. | नाचवुं. |
| ૧૦૯. पच् पाक करवो, रांधवुं. | पाकवुं,पकववुं,पचवुं. |
| ૧૧૦. पठ् पाठ शीखवो, भणवुं, शीखवुं. | पढवुं. |
| ૧૧૧. पत् पडवुं. | पडवुं. |
| उद्+पत् उपडवुं. | उपडवुं. |
| ૧૧૨. पद् जवुं, स्थानथी खसवुं. | |

| | | |
|---|---|---|
| | उद्+पद् ઉત્પન્ન થવું, ઉપજવું. | ઉપજવું. |
| | निस्+पद् નીપજવું. | નીપજવું. |
| | सम्+पद् મેળવવું. | સાંપડવું. |
| ૧૧૩. | पल् જવું, નાસવું. | પળવું. |
| ૧૧૪. | पश् બાંધવું. | ફસવું. |
| ૧૧૫. | पा (पिब्) પાન કરવું, પીવું. | પાવું, પીવું. |
| ૧૧૬. | पा રક્ષણ કરવું, પાળવું. | |
| ૧૧૭. | पाल् પાળવું. | પાળવું. |
| ૧૧૮. | पिष् દળવું. | પીસવું. |
| ૧૧૯. | पीड् પીડવું. | પીડવું. |
| ૧૨૦. | पुष् પોષણ કરવું, પોષવું. | પોષવું. |
| ૧૨૧. | पू પાવન કરવું, | |
| | उद्+पू ચોકખું કરવું. | ઉપણવું. |
| ૧૨૨. | पूज् પૂજવું. | પૂજવું. |
| ૧૨૩. | पूर्, पृ અથવા पृं, पर्ण् પૂર્ણ કરવું, ભરવું. | પૂરવું. |
| ૧૨૪. | पृ કામે લગાડવું. | |
| | व्या+पृ કામે લગાડવું. | વાપરવું, વાવરવું. |
| ૧૨૫. | प्री પ્રેમ કરવો, ખુશી કરવું. | |
| ૧૨૬. | प्रच्छ् પૂછવું. | પૂછવું. |
| ૧૨૭. | फल् ફળવું. | ફળવું. |
| ૧૨૮. | फुल्ल् ખીલવું, ફૂલવું. | ફૂલવું. |
| ૧૨૯. | बन्ध् બાંધવું, ચોટાડવું, જડવું. | બાંધવું. |
| ૧૩૦. | बुध् બોધથવો, જાણવું, સમજવું, જાગવું. | બોધવું, બૂઝવું. |

| | |
|---|---|
| प्र+बुध् વિસ્તારથી બોધ આપવો. | પ્રબોધવું. |
| सम्+बुध् બોલાવવું, કહેવું. | સંબોધવું. |
| ૧૩૧. ब्रू બોલવું. | બોલવું. |
| ૧૩૨. भक्ष् ભક્ષણ કરવું, ખાવું. | ભક્ષવું. |
| ૧૩૩. भज् ભજવું, સેવવું, આશરો લેવો, પકડવું. | ભજવું. |
| ૧૩૪. भज्, भञ्ज् નાશ કરવો, ભાગવું. | ભાગવું, ભાંગવું. |
| ૧૩૫. भण् ભણવું. | ભણવું. |
| ૧૩૬. भल् જોવું. | ભાળવું. |
| ૧૩૭. भष् ભસવું, ગાળો દેવી. | ભસવું. |
| ૧૩૮. भाष् ભાષણ કરવું, કહેવું. | ભાખવું. |
| ૧૩૯. भिक्ष् ભિક્ષા માગવી, ભીખવું. | ભીખવું. |
| ૧૪૦. भिद् ભેદવું, ફાડવું. | ભેદવું. |
| ૧૪૧. भी બીવું. | |
| ૧૪૨. भुज् ભોગવવું, ખાવું, ભોજન કરવું. | ભોગવવું. |
| ૧૪૩. भू હોવું, થવું. | હોવું, ભાવવું. |
| अनु+भू અનુભવ લેવો. | અનુભવવું. |
| सम्+भू સંભવવું. | સંભવવું. |
| ૧૪૪. भृ ભરવું. | ભરવું, ભરાવું. |
| ૧૪૫. भ्रम् ભમવું, ફરવું. | ભમવું. |
| ૧૪૬. भ्रंश् પડવું. | |
| ૧૪૭. भ्रस्ज् શેકવું. | ભુંજવું. |
| ૧૪૮. भ्राज् પ્રકાશવું. | |
| ૧૪૯. मथ् વલોવવું. | મથવું. |

૧૫૦. मद् મદમાં હોવું, ગાંડા થવું, ભૂલ ખાવી.

૧૫૧. मन् માનવું, વિચારવું. — માનવું.

૧૫૨. मन्त्र् છાનો વિચાર કરવો. — મંતરવું.

૧૫૩. मह् મોટા થવું.

૧૫૪. मा માપવું. — માવું, સમાવું, માપવું.

निर्+मा નીમવું. — નીમવું.

૧૫૫. मान् માન આપવું. — માનવું.

૧૫૬. मार्ग् શોધવું. — માગવું.

૧૫૭. मिल् ભેટવું. — મળવું.

उद्+मिल् ઉમેરવું. — ઉમેરવું.

૧૫૮. मुच् મુક્ત કરવું, મૂકવું, છૂટા કરવું. — મૂકવું, મોકલવું, મોચાવું.

૧૫૯. मुण्ड् મુંડવું. — મુંડવું.

૧૬૦. मुस् મસળવું. — મસળવું.

૧૬૧. मुह् મોહ પામવો, ઘેલા થવું, બેભાન થવું. — મોહવું, મુઝાવું.

૧૬૨. मृ મરવું. — મરવું.

૧૬૩. मृग् ખોળવું, શિકાર કરવો.

૧૬૪. मृज् માંજવું. — માંજવું.

૧૬૫. यज् યજ્ઞ કરવો, પૂજવું. — યજવું.

૧૬૬. यत् મહેનત કરવી.

૧૬૭. यम् કબજામાં રાખવું.

૧૬૮. या જવું. — જવું.

आ+या આવવું. — આવવું.

उद्+या (પ્રેરક उद्यापन) વ્રત પૂરૂં કરવું. — ઉજવવું.

| | |
|---|---|
| ૧૬૯. **याच्** માગવું. | યાચવું. |
| ૧૭૦. **युज्** જોડવું, મનોવૃત્તિ વશ કરવી. | યોજવું. |
| ૧૭૧. **युध्** લડવું. | ઝુઝવું. |
| ૧૭૨. **रक्ष्** રક્ષણ કરવું, બચાવવું, સંભળાવવું. | રાખવું. |
| ૧૭૩. **रख्** રખડવું. | રખડવું. |
| ૧૭૪. **रच्** રચવું, ગોઠવવું, રુચિ થવી, ગમવું. | રચવું. |
| ૧૭૫. **रञ्ज्** રંગવું, રાજી થવું, રાજી કરવું. | રંગવું, રીઝવું. |
| ૧૭૬. **रट्** બૂમ પાડવી. | રટવું, રડવું. |
| **अव+रट्** લાંબે સાદે રડવું. | આરડવું. |
| ૧૭૭. **रध्** નાશ કરવો, ઇજા કરવી. | રાંધવું. |
| ૧૭૮. **रभ्** આરંભ કરવો, આનંદ આપવો. | |
| **आ+रभ्** શરૂ કરવું. | આરંભવું. |
| ૧૭૯. **रम्** રમવું. | રમવું. |
| **वि+रम्** અટકવું, થોભવું. | વિરમવું. |
| ૧૮૦. **रस्** સ્વાદ લેવો. | રસવું. |
| ૧૮૧. **राज्** પ્રકાશવું. | રાજવું. |
| **वि+राज्** બિરાજવું, બિરાજમાન થવું, શોભાયમાન દેખાવું, પ્રકાશવું. | વિરાજવું. |
| ૧૮૨. **रु** રોવું. | રોવું. |
| ૧૮૩. **रुच्** ભાવવું. | રુચવું. |
| ૧૮૪. **रुध्** અટકાવવું, ઘેરો ઘાલવો. | રૂંધવું, રૂંધાવું. |
| ૧૮૫. **रुह्** (પ્રેરક **रोपयति**) ફણગો ફૂટવો. | રોપવું. |
| ૧૮૬. **रूप्** દેખાવું. | |

૧૮૭. रुष् ગુસ્સે થવું. રૂઠવું, રીસાવું.
૧૮૮. लक्ष् જોવું, તપાસવું.
 अव+लक्ष् ઓળખવું. ઓળખવું.
૧૮૯. लग् સાથે જવું, અડકવું. લાગવું.
 वि+लग् વળગવું. વળગવું.
૧૯૦. लङ्घ् જવું, ભૂખ્યા રહેવું, શુષ્ક થવું. લાંઘવું, લંઘાવું.
 उद्+लङ्घ्=उल्लङ्घ् ઉલ્લંઘન કરવું. ઓળંગવું.
૧૯૧. लज्ज् લજ્જા પામવી, લાજવું, શરમાવું. લાજવું.
૧૯૨. लप् બોલવું. લવવું.
 वि+लप् વિલાપ કરવો. વિલપવું.
૧૯૩. लभ લાભ થવો, મેળવવું.
૧૯૪. लम्ब् લબડવું. લંબાવવું.
૧૯૫. लल् રમવું. લાડવું.
૧૯૬. लस् રમવું, પ્રકાશવું, શોભવું. લસવું, આળસવું,
 वि+लस् શોભવું. વિલસવું.
૧૯૭. ला લેવું. લેવું.
૧૯૮. लिख् લખવું. લખવું.
 आ+लिख् આળેખવું. આળેખવું.
૧૯૯. लिप् લેપ કરવો, ચોપડવું. લીપવું.
૨૦૦. ली વળગવું, લીન થવું, ગરક થવું, પીગળવું.
૨૦૧. लुठ् લોટવું, આળોટવું. લોટવું, આળોટવું.
૨૦૨. लुण्ठ् લુંટવું. લુંટવું.
૨૦૩. लुप् નાશ કરવો. લોપવું.

૨૦૪. लुभ् લોભ કરવો–રાખવો, તકાસવું, મોહિત થવું. લોભાવું.

૨૦૫. लू કાપવું. લણવું.

૨૦૬. लोक् જોવું.

अव+लोक् અવલોકન કરવું, જોવું. અવલોકવું.

वि+लोक् ઓળખવું, જાણવું, જોવું. વિલોકવું.

૨૦૭. लोच् જોવું.

आ+लोच् વિચારવું, કલ્પનાથી શોધી કાઢવું. આલોચવું.

वि+लोच् નિહાળવું, જોવું. વિલોચવું.

૨૦૮. वच् બોલવું, કહેવું. વાચવું.

૨૦૯. वंद् વદવું, કહેવું. વદવું.

૨૧૦. वन्द् વંદન કરવું, નમવું. વંદવું.

૨૧૧. वप् વાવવું. વાવવું.

૨૧૨. वर्ण् વર્ણવું, વખાણવું, રંગવું. વર્ણવું.

૨૧૩. वल् વળવું. વળવું.

૨૧૪. वस् વસવું, રહેવું, પહેરવું, હોવું. વસવું.

૨૧૫. वह् વહેવું, લઇ જવું. વહેવું.

निः+वह् ટકવું, જારી રહેવું. નિભવું–નભવું.

૨૧૬. वा વાવું. વાવું.

૨૧૭. विच् છૂટા પાડવું.

૨૧૮. विद् મેળવવું, વિદ્યમાન હોવું, હોવું, જાણવું, દલીલ કરવી, તકરાર કરવી.

૨૧૯. विध् વિંધવું. વિંધવું.

| | | |
|---|---|---|
| ૨૨૦. | विश् પ્રવેશ કરવો, પેસવું. | બેસવું. |
| | प्र+विश् પેસવું. | પેસવું. |
| ૨૨૧. | विष् વ્યાપવું. | |
| ૨૨૨. | वृ વરવું, પસંદ કરવું. | વરવું. |
| ૨૨૩. | वृ ઢાંકવું. | વારવું. |
| | नि+वृ અટકાવવું. | નિવારવું. |
| ૨૨૪. | वृज् વર્જવું, છોડી દેવું. | વર્જવું. |
| ૨૨૫. | वृत् હોવું, થવું, વર્તવું, રહેવું. | વર્તવું. |
| ૨૨૬. | वृध् વધવું. | વધવું. |
| ૨૨૭. | वृष् વૃષ્ટિ કરવી, વરસાવવું, રેડવું, ધાર પાડવી. | વરસવું. |
| ૨૨૮. | वे વણવું. | વણવું. |
| | प्र+वे પરોવવું. | પરોવવું. |
| ૨૨૯. | शक् શક્તિમાન થવું, શકવું. | શકવું. |
| ૨૩૦. | शङ्क् શંકા લેવી, વહેમ આણવો. | |
| | अव+शङ्क् શરમાવું, સંકોચાવું. | ઓશંકાવું. |
| ૨૩૧. | शद् સળવું. | સળવું. |
| ૨૩૨. | शब्द् અવાજ કરવો. | |
| ૨૩૩. | शम् શાન્ત થવું. | શમવું. |
| ૨૩૪. | शंस प्रशंसा કરવી, વખાણવું, કહેવું. | |
| ૨૩૫. | शास् રાજ્ય ચલાવવું, નિયમમાં મૂકવું, શિક્ષણ આપવું. | |
| ૨૩૬. | शिक्ष् શીખવું. | શીખવું. |

| | |
|---|---|
| ૨૩૭. शिङ्घ् સુંઘવું. | સુંઘવું. |
| ૨૩૮. शिष् પૃથક્ કરવું. | |
| ૨૩૯. शी સુઈ રહેવું, ઉંઘવું. | |
| ૨૪૦. शुच् શોચવું, શોક કરવો. | શોચવું. |
| ૨૪૧. शुच् પવિત્ર થવું. | |
| ૨૪૨. शुध् શોધવું. | શોધવું. |
| ૨૪૩. शुभ् શોભવું, ઘટારત હોવું. | શોભવું, સોહવું. |
| ૨૪૪. शुष् સુકાવું. | સુકવું. |
| ૨૪૫. शॄ હિંસા કરવી, મારી નાંખવું. | |
| ૨૪૬. श्रम् શ્રમ લાગવો, થાકવું. | |
| ૨૪૭. श्रि આશરો લેવો. | |
| उद्+श्रि-श्रय्=उच्छ्रय् ઉછરવું. | ઉછરવું. |
| ૨૪૮. श्रु શ્રવણ કરવું, સૂણવું, સાંભળવું. | સૂણવું. |
| ૨૪૯. श्वस् શ્વાસ લેવો. | |
| ૨૫૦. सज्ज् સજવું. | સજવું. |
| ૨૫૧. सह् સહન કરવું, સહેવું. | સહેવું. |
| ૨૫૨. साध् સાધવું, મેળવવું, સિદ્ધ કરવું. | સાધવું. |
| ૨૫૩. सिच् અભિષેક કરવો, સિંચવું, છાંટવું. | સિંચવું. |
| ૨૫૪. सिध् સિદ્ધ થવું. | સીઝવું. |
| ૨૫૫. सिव् સીવવું. | સીવવું. |
| ૨૫૬. सु સોમરસ કાઢવો, જણવું. | |
| प्र+सु પ્રસવ કરવો, જન્મ આપવો. | પ્રસવવું. |
| ૨૫૭. सू જણવું. | |

૨૫૮. **सूच्** સૂચના કરવી, જણાવવું. સૂઝવું.
૨૫૯. **सृ** સરકવું, ખસવું, જવું, દોડવું. સરવું, સારવું.
**अनु+सृ** અનુસરવું, પાછળ જવું. અનુસરવું.
**उद्+सृ** ઉસરવું, ઓછું થવું, નીકળી જવું. ઉસરવું.
**अव+सृ** ઓસરવું, ઓછું થવું, ઉતરવું. ઓસરવું.
**निः+सृ** નીસરવું, નીકળવું, હાંકી મૂકવું. નીસરવું.
**प्र+सृ** પ્રસાર થવો, પસરવું, ફેલાવું. પસરવું.
૨૬૦. **सृज्** સરજવું, નિપજવું, મૂકી–છોડી દેવું. સરજવું.
૨૬૧. **सेव्** સેવા કરવી, સેવવું. સેવવું.
૨૬૨. **स्तम्भ्** અટકાવવું, અક્કડ થવું, મગરૂર
થવું. થંભવું, થોભવું.
૨૬૩. **स्तु** સ્તવવું, વખાણવું. સ્તવવું.
૨૬૪. **स्तृ** ઢાંકવું.
**आ+स्तृ** ઢાંકવું, પાથરવું, આસ્તરણ કરવું. આથરવું.
**प्र+स्तृ** પાથરવું. પાથરવું.
**वि+स्तृ** વિસ્તાર પામવો, વિસ્તરવું. વિસ્તરવું.
૨૬૫. **स्थग्** ઢગવું. ઢગવું.
૨૬૬. **स्था** સ્થિતિ હોવી, ઉભા રહેવું. સ્થાપવું–થાપવું,
થાબડવું.
**उद्+स्था** ઉઠવું. ઉઠવું,ઉઠાવવું,ઉથા-
પવું, ઉથામવું.
૨૬૭. **स्ना** નાહવું. નાહવું.
૨૬૮. **स्मृ** સ્મરણ કરવું, સંભારવું, યાદ રાખવું. સ્મરવું.
**वि+स्मृ** વિસરવું, ભૂલી જવું. વિસરવું.

२६९. स्वप् ઉંઘવું, સૂવું.
२७०. स्वृ સ્વર કરવો, અવાજ કરવો.
२७१. हन् હણવું, મારવું. હણવું.
२७२. हस् હસવું. હસવું.
२७३. हिण्ड् જવું. હિંડવું.
२७४. हु હોમ કરવો, હોમવું. હોમવું.
२७५. हृ હરણ કરવું, લઇ જવું, હરી જવું. હરવું, હારવું.
उद्+हृ ઉદ્ધરવું, નામે લખવું. ઉધરવું, ઉધારવું.
प्र+हृ પ્રહાર કરવો, મારવું. પ્રહારવું.
वि+हृ ક્રીડા કરવી, ગમતને માટે ફરવું. વિહારવું.
सम्+हृ સંહાર કરવો, નાશ કરવો. સંહારવું.



# કૃત્ પ્રત્યય પ્રકરણ.

ધાતુને છેડે આવનાર પ્રત્યયો કૃત્ કહેવાય છે. કૃત્ પ્રત્યય જેને છેડે હોય છે તે કૃદંત ( કૃત્+અંત ) કહેવાય છે. ગુજરાતીમાં વપરાતા મુખ્ય કૃદંતો નીચે મુજબ છે.

## સંસ્કૃત કૃત્ પ્રત્યયો.

કૃત્ પ્રત્યયોની પેટા કલમોમાંની પહેલી કલમોના શબ્દની વ્યુત્પત્તિ ધોરણ છઠ્ઠા માટે, ને બીજાં પેટાં ધોરણ સાતમા માટે છે.

**૧. अ ક્રિયાવાચક ( કરવું તે ) પ્રત્યયઃ—(૧). અંક** (અંક્=ગણવું+અ=ક્રિ. વા. પ્ર.,—ગણવું તે, આંક)*, **ખંડ** (ભાગવું તે, ભાગ, પૃથ્વીના મોટા ભાગ તે), **ગણ** (ગણવું તે, ટોળું, શિવના ગણ), **ગ્રહ** (ગ્રહણ કરવું તે; બુધ, શુક્ર, પૃથ્વી, વગેરે), **ગૃહ** ( પકડવું તે, ઘર ), **જીવ** ( જીવવું તે, પ્રાણ ), **તપ** (તપવું તે, તપશ્ચર્યા ), **બંધ** (બાંધવું તે, નિયમ, રોકાણ, રચના ), **ભક્ષ** ( ખાવું તે ), **ભગ** ( ભજ્+અ,—ભજવું તે, આશરો લેવો તે; એક દેવનું નામ છે, ભાગ્ય, ઉદય, બલ), **ભ્રમ** (ભમવું તે, ભ્રાન્તિ), **મદ** ( મદમાં હોવું તે, ગર્વ ), **માન** ( માન આપવું તે, પ્રતિષ્ઠા ), **માર્ગ** ( શોધવું તે, રસ્તો, વાટ ), **યુગ** ( યુજ્+અ,—જોડવું તે, જોડું, જુગ—સત્ય, ત્રેતા, દ્વાપર, અને કલિ એ ચાર યુગોમાંનો પ્રત્યેક ), **રંગ** ( રંજ્+અ,,—રંગવું તે—રંગ; રાજી થવું તે—પ્રીતિ, રાગ ), **રંગભૂમિ** ( નાટ્યસ્થાન, રણભૂમિ ), **રસ** ( સ્વાદ લેવો તે, રસ, પારો ),

---

* દરેક શબ્દમાં ધાતુ અને પ્રત્યય અર્થ સાથે કહેવડાવી સામટો અર્થ કહેવડાવવો, પછી તે શબ્દોના ભાષામાં ચાલતા અર્થ કહેવડાવવા.

**રસજ્ઞ** ( રસને જાણનાર ), **રૂપ** ( સુંદર દેખાવું તે; આકાર; નામ, ધાતુ વગેરેનાં રૂપ ), **લક્ષ** ( જોવું તે–લક્ષ્ય; તપાસવું તે–લાખની સંખ્યા ), **લૂટ** ( લૂટવું તે ), **લોક** ( જોવું તે, દુનિયા, માણસ, માણસ જાતિ ), **વર્ણ** ( વર્ણવું તે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય,–શૂદ્રમાંથી પ્રત્યેક વર્ણ, ભેદ; રંગવું તે–અક્ષર ), **વળ** ( વળવું તે ), **વિષ** ( વ્યાપવું તે, ઝેર ), વિષધર ( સાપ ), **શબ્દ** (અવાજ કરવો તે), **શમ** ( શાન્ત થવું તે, શાન્તિ ), **શ્રમ** ( થાકવું તે, તસ્દી ), **શ્વાસ** ( શ્વાસ લેવો તે, એક જાતનો રોગ ), **સર્ગ** ( સૃજ્+અ,– સરજવું તે, સૃષ્ટિ, કાવ્યનો ભાગ ), **સ્તંભ** ( થંભવું તે, થંભ, થાંભલો ).

## ધોરણ સાતમા માટે.

( ૨ ). **કામ** ( કમ્=પ્રીતિ કરવી+અ,–પ્રીતિ કરવી તે, ઇચ્છા, કામદેવ ), **કામદુધા** ( અભીષ્ટ પદાર્થ આપનારી સ્વર્ગની ગાય, કામધેનુ ); **ચાલ** ( ચલ્+અ,–ચાલવું તે, રિવાજ ); **તાપ** ( તપ્+અ,– તપવું તે, ગરમી, દુઃખ, તાવ ), **પશ્ચાત્તાપ** ( પશ્ચાત્=પછીથી+ તાપ,–પાછળથી દુઃખ, પસ્તાવો ); **ત્યાગ** ( ત્યજ્+અ,–તજવું તે ), **દાહ** ( દહ્+અ,–બળવું તે, આગ, ઘણી ગરમી ), **અગ્નિદાહ** ( અગ્નિથી મુડદાને બાળવું તે ), **જળદાહ** ( મુડદાને પાણીમાં નાખી દઈ તે પાણીના જીવોથી ખવાઈ જાય તેમ કરવું તે ); **નાશ** (નશ્+ અ,–નાશ થવો તે ); **પાક** ( પચ્+અ,– રાંધવું તે, રસોઈ); **પાઠ** ( પઠ્+અ,–ભણવું તે, પઢવું, પાઠ ); **પાત** ( પત્+અ,–પડવું તે ), **અશ્રુપાત** ( આંસુ પાડવાં તે ), **પક્ષપાત** ( એકાદા પક્ષ પર પડવું તે, તરફદારી ); **ભાગ** ( ભજ્+અ,–ભાગવું તે ); **યાગ** (યજ્+અ,– યજ્ઞ કરવો તે, યજ્ઞ ); **યામ** ( યમ્+અ,–અટકવું તે, જામ, પહોર );

**રાગ** ( રંજ્+અ,–રાજી થવું તે, પ્રીતિ ); **લાભ** ( લભ્+અ,–લાભ થવો તે, પ્રાપ્તિ, ફાયદો ); **વાદ** ( વદ્+અ,–વદવું તે, તત્ત્વ જાણવાની ઇચ્છાવડે કહેવું તે ); **વાસ** ( વસ્+અ,–વસવું તે–રહેઠાણ ); **વાસસ** વસ્+અસ્ ક્રિ. વા. પ્ર.,–પહેરવું તે–વસ્ત્ર ); **વાહ** ( વહ્+અ,–વહેવું તે, વોહ ); **શામ** (શમ્+અ,–શાન્ત થવું તે, સલાહ, સંધિ), **હાસ** ( હસ્+અ,–હસવું તે ).

( ૩ ). **ક્ષેપ** ( ક્ષિપ્+અ,–મોકલવું તે, ખેપ ), **છેદ** ( છિદ્+અ,–કાપવું તે, કાપ, ભાગ ), **શિરશ્છેદ** ( શિરસ્=માથું+છેદ,–માથું કાપવું તે ); **દેશ** ( દિશ્+અ,–દેખાડવું તે, મુલક ), **ભેદ** ( ભિદ્+અ,–ભેદવું તે, તફાવત ), **લેખ** ( લિખ્+અ,–લખવું તે, દસ્તાવેજ ), **લેપ** ( લિપ+અ,–ચોપડવું તે, લેપ ), **વજ્રલેપ** ( ઉખડે નહિ તેવો લેપ ); **વેદ** ( વિદ્+અ,–જાણવું તે, જ્ઞાન, ધર્મશાસ્ત્ર ), **દ્વિવેદી** ( દ્વિ=બે+વેદ+ઇન્,–બે વેદ જાણવાવાળો, દવે ), **ત્રિવેદી** (ત્રવાડી), **ચતુર્વેદી; વેશ** (સં. વેશ અથવા વેષ=વિપ્+અ,–વ્યાપવું તે, સુંદર પોશાક, અલંકાર, રૂપ ), **વેષધારિન્** ( વેશ ધારણ કરનાર, ઠગ ); **શેષ** ( શિષ્+અ,–પૃથક કરવું તે, બાકી ); **સ્નેહ** ( સ્નિહ્–સ્નેહ રાખવો+અ,–સ્નેહ રાખવો તે ).

( ૪ ). **ક્ષય** ( ક્ષિ+અ,–ક્ષય થવો તે, નાશ ), **ક્ષયરોગ** ( શરીરમાં ઉત્તરોત્તર જે થકી સર્વ ધાતુ ક્ષય પામે છે તેવો રોગ ); **જય** ( જિ+અ,–જય પામવો તે ); **ભય** ( ભી+અ,–બીવું તે ); **લય** ( લી+અ,–પીગળવું તે ).

( ૫ ). **તોલ** ( તુલ્+અ,–તોળવું તે ); **બોધ** (બુધ્+અ,–બોધ થવો તે, જાણવું તે, સમજ, ઉપદેશ ); **ભોગ** ( ભુજ્+અ,–

ખાવું તે, ભોજન; ભોગવવું તે–ભોગવટો, સુખ, દુઃખ, સુખદુઃખનો અનુભવ ); **મોહ** ( મુહ્+અ,–મોહ પામવો તે, મૂર્છા ); **યોગ** (યુજ્+અ,–જોડવું તે, યોજના, જોગ); **રોધ** ( રુધ્+અ,–અટકાવવું તે, રોકાણ ); **લોભ** ( લુભ્+અ,–લોભ કરવો તે, તૃષ્ણા, પારકી વસ્તુમાં અત્યંત આસક્તિ); **શોક** (શુચ્+અ,–શોક કરવો તે); **શોધ** (શુધ્+અ,–શોધવું તે); **શોષ** (શુષ્+અ,–સુકાવું તે, તૃષા ).

( ૬ ). **ભર** ( ભૃ + અ,–ભરવું તે, ભાર, વજન ), **ભાર** (ભૃ+અ,–ભરવું તે, ભાર); **વર** (વૃ+અ,–પસંદ કરવું તે, પતિ ); **સ્તર** ( સ્તૃ+અ, ઢાંકવું તે, થર, બીછાનું); **સ્મર** (સ્મૃ+અ,–સ્મરણ કરવું તે, સ્મૃતિ, યાદદાસ્ત, કામદેવ); **સ્વર** (સ્વૃ+અ,–અવાજ કરવો તે; ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત એ ત્રણ જાતના સ્વર, સ્વર અને વ્યંજન પૈકી સ્વર વર્ણ, ગાયનના સાત સ્વર પૈકી પ્રત્યેક), **સ્વરશૂન્ય** ( સ્વર વિનાનું ).

---

૨. अ કર્તૃવાચક (કરનાર) પ્રત્યય–(૧). **ખેચર** (ખે=આકાશમાં+ચર્=ચાલવું+અ=ક. વા. પ્રત્યય,–આકાશમાં ચાલનાર, પક્ષી ), **જન** ( પેદા થનાર, જણ, માણસ ); **દીપ** ( પ્રકાશનાર, દીવો ); **નટ** ( નાચનાર, ખેલ કરનાર ); **પદ** ( જનાર, પગ ); **પાલ** ( પાળનાર ), **દિક્પાલ** ( દિક્=દિશા+પાલ,–દિશાનો દેવ, દિગપાળ), **દ્વારપાલ** ( દ્વારરક્ષક ), **ભૂપાલ** ( ભૂ=પૃથ્વી+પાલ,–પૃથ્વીને પાળનાર, રાજા ) **મહીપાલ** ( મહી=પૃથ્વી+પાલ,–રાજા ), **રક્ષપાલ** ( રક્ષણ કરનાર, રખવાળ ), **સુખપાલ** ( એક જાતની પાલખી ); **બુધ** (જાણનાર, પંડિત, એ નામનો એક ગ્રહ, એક વારનું નામ ); **ભુજ** ( ભુજ્=વાંકા વળવું+અ,–વાંકો વળનાર, હાથ, ખભાથી કોણી

સુધીનો ભાગ); **યમ** (કબજામાં રાખનાર, જમરાજા); **શક** (શક્તિ-માન હોનાર, શક-સિથિયન-લોક), **શકારિ** ( શક+અરિ=શત્રુ,-શક લોકને હરાવનાર, વિક્રમાદિત્ય ).

## ધોરણ સાતમા માટે.

(૨). **રામ** (રમ્=રમવું+અ=ક. વા. પ્ર.,-રમનાર; સર્વમાં વ્યાપી રહેલો જે પરમાત્મા તે; રામ; દશરથના પુત્ર ), **રામદૂત** (હનુમાન્), **રામનવમી** ( ચૈત્ર શુદ નોમ, રામચંદ્રજીનો જન્મદિવસ, રામજયંતિ ), **રામબાણ**, **નામ** ( નમ્+અ,-નમનાર, જેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે, તેને તાબે છે તે નામ ).

(૩). **દેવ** ( દિવ્+અ,-પ્રકાશનાર, વિશ્વેશ; જે અમર પ્રાણી સ્વર્ગમાં રહે છે તે), **દેવગૃહ** (દેવનું ઘર, દહેરૂં ), **દેવાલય** (દેવ+આલય=ઠેકાણું,-દેવને રહેવાનું ઠેકાણું, દેવળ ).

(૪). **ચોર** ( ચુર્+અ,-ચોરનાર, વગર હકે બીજાની મિલ્કત છાનીમાની લઈ જનાર, તસ્કર ); **ભવ** ( ભૂ+અ,-હોનાર-મહાદેવ; હોવું તે-જીંદગી, સંસાર ),. **ભવસાગર** ( સંસારરૂપી સમુદ્ર ).

(૫). **કર** ( કૃ+અ,-કરનાર, હાથ ), **કાર્યકર** ( બીજાને માટે કામ કરનાર ), **કિંકર** ( કિમ્=શું, કાંઈપણ+કર,-કહેલું કરનાર, ચાકર ), **પીડાકર** ( દુઃખદેનાર ), **મધુકર** ( મધ કરનારો, ભમરો), **કાર** ( કૃ + અ,-કરનાર ), **મૂર્તિકાર** ( મૂર્તિકાર ), **ધર** ( ધૃ + અ,-ધરનાર ), **ગદાધર** ( ગદા ધરનાર, વિષ્ણુ ), **પયોધર** (પયસ્=પાણી, દૂધ + ધર,-વાદળું, સ્તન ), **ભૂધર** ( ભૂ=પૃથ્વી+ધર,-પૃથ્વીને ધારણ કરનાર, કૃષ્ણ, ઈશ્વર ); **ધાર** .( ધૃ + અ,-ધારણ કરનાર ) **ભર** ( ભૃ + અ,-ભરણપોષણ કરનાર ), **વિશ્વંભર** ( વિશ્વનું ભરણ-પોષણ કરનાર, ઈશ્વર ); **શર** ( શૄ + અ,-હિંસા કરનાર, તીર, બાણ);

**સર** (સૃ+અ,-જનાર), **અગ્રસર** (અગ્ર=આગળ+સર,-આગળ જનાર, આગેવાન; આગળ જનારી રકમ-યુગ્મનું પહેલું પદ); **હર** (હૃ+અ,-હરનાર, શિવ), **પાપહર** (પાપ હરણ કરનાર), **મનોહર** (મનસ્=મન+હર,-મનને હરનાર, સુંદર).

(૬). ગ (ગમ્=જવું+અ=ક. વા. પ્ર.,-જનાર), **નગ** (ન=નહિ+ગ=જનાર,-નહિ જનાર, પર્વત, ઝાડ); જ (જન્+અ,-જન્મનાર), **આત્મજ** (આત્મન્=પોતે+જ,-પોતાથી જન્મેલ,દીકરો), **તનુજ** (તનુ=શરીર+જ,-પુત્ર, દીકરો), **દ્વિજ** (દ્વિ=બે+જ,-બે જન્મવાળો, પ્રથમ ત્રણ વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્ય-માંનો કોઈ સખ્સ, કેમકે તેમને જનોઈ દેવાય છે; બ્રાહ્મણ), **પૂર્વજ** (પૂર્વ=પહેલાં+જ,-પહેલાં જન્મેલ; બાપ, દાદો, પરદાદો વગેરે મરણ પામી ગયેલા તે); **જ્ઞ** (જ્ઞા+અ,-જાણનાર), **સર્વજ્ઞ** (સઘળું જાણનાર, ઈશ્વર, જ્ઞાની); દ (દા=આપવું+અ,-આપનાર), **ઇષ્ટદ** (ઇષ્ટ=ઇચ્છેલું+દ,-ઇચ્છેલું આપનાર), **પિંડદ** (પિંડ આપનાર), **જલદ** (જળ આપનાર, વાદળું), **વારિદ** (વારિ=પાણી+દ,-પાણી આપનાર, મેઘ), **પ** (પા=પીવું+અ,-પીનાર), **દ્વિપ** (સૂંઢ ને મોંવડે પીનાર-હાથી), **પાદપ** (પગવડે પીનાર-ઝાડ), **મધુપ** (મધ પીનાર-મધમાખી, ભમરો); **પ** (પા=પાળવું+અ,-પાળનાર), **ક્ષિતિપ** (ક્ષિતિ=પૃથ્વી+પ,-રાજા), **ગોપેશ** (ગોપ+ઈશ=ધણી,-ગોવાળનો ઉપરિ, શ્રીકૃષ્ણ), **નૃપ** (નૃ=નર, પુરુષ+પ,-રાજા), **ભૂપ** (પૃથ્વીને પાળનાર-રાજા), **મંડપ** (મંડ=શોભા+પ,-માંગલિક પ્રસંગે ઉભો કરેલ માંડવો); સ્થ (સ્થા=રહેવું+અ=ક. વા. પ્ર.,-રહેનાર) **ગૃહસ્થ** (ઘર માંડીને રહેનાર, સંસારી, આબરૂદાર, અયાચક બ્રાહ્મણ), **તટસ્થ** (અલગ રહેનાર), **મધ્યસ્થ** (વચમાં રહેનાર,

બે પક્ષનું સમાધાન કરનારા જે ત્રાહિત વચમાં પડેલા તે ), **દ્વાઃસ્થ** ( દ્વાર્+આરણું+સ્થ,–દ્વારપાલક ); **ઘ્ન** ( હન્=હણવું+અ=ક. વા. પ્ર.,– હણનાર ).



૩. **अक कर्तृवाचक (કરનાર) પ્રત્યયઃ**–( ૧ ). **ગુણક**(ગુણ્= ગુણવું+અક=ક. વા. પ્ર.,–ગુણનારી સંખ્યા ), **જનક** ( પેદા કરનાર, બાપ ), **ત્રૂટક** ( તોડનાર ), **દીપક** ( પ્રકાશમાન કરનાર, દીવડો ), **પાલક** ( પાળનાર ), **પૂજક** ( પૂજનાર, પુજારો ), **પૂરક** (પૂરનાર, ભરનાર ), **ભક્ષક** ( ભક્ષણ કરનાર, ખાનાર ), **યાચક** (માગનાર), **રક્ષક** ( રક્ષણ કરનાર ), **રંજક** (રાજી કરનાર ), **રૂપક** ( દેખાનાર, શોભનાર, એક વાતને બીજીને નામે એકાદું નવું રૂપ આપવું તે ), **શિક્ષક** ( શિખવનાર ), **સાધક** ( સાધનાર ), **સેવક** ( સેવનાર, દાસ, નોકર ).

## ધોરણ સાતમા માટે.

( ૨ ). **ગ્રાહક** ( ગ્રહ્+અક,–ગ્રહણ કરનાર, લેનાર, ખરીદ કરનાર, ઘરાક ), **નાટક** (નાચનાર, જેમાં ગદ્યરૂપ સંવાદ અને કવિતા બંને હોય છે તે, વેશ કાઢી ખેલ કરવો તે ), **નાટકકાર** ( નાટક કરનાર, નાટક લખનાર ), **નાશક** ( નાશ પામનાર ), **પાઠક** ( ભણાવનાર, પુરાણ વાંચનાર ), **ભાજક** ( ભાગનારી સંખ્યા ), **દૃઢભાજક** ( બે અથવા વધારે સંખ્યાનો મોટામાં મોટો નિઃશેષ ભાજક ); **માદક** ( મદ કરનાર, કેફી ), **રાજક** ( દીપનાર, રાજા ), **વાચક** ( બોલનાર, કહેનાર), **વાહક** ( વહેનાર ), **ઉષ્ણતાવાહક** ( ગરમી એક છેડેથી બીજે છેડે વહી શકે એવા ), **મંદવાહક** ( ગરમી મંદ– ધીમી–વહી શકે એવા ); **હાસક** ( હસનારો, મશ્કરો ).

( ૩ ). **દાયક** ( દા+અક,–આપનાર ), **સુખદાયક** ( સુખ આપનાર ), **સ્થાપક** ( સ્થા+અક, સ્થાપનાર ).

( ૪ ). **ક્ષેપક** (ક્ષિપ્=ફેંકવું+અક=ક. વા. પ્ર.,–ફેંકનાર; કોઇના કરેલા ગ્રંથમાં બીજા કોઇએ પોતાની તરફથી જે શ્લોક, વાક્ય, ઘુસાવી દીધેલું હોય તે ), **છેદક** ( છિદ્+અક,–ભાગનાર ), **ભેદક** ( ભિદ્+અક,–ભેદનાર ), **લેખક** ( લિખ્+અક,–લખનાર, લહિયો ), **સેચક** ( સિચ્+અક,–પાણી વગેરે છાંટનાર, મેઘ ).

( ૫ ). **પોષક** ( પુષ્=પોષવું+અક=ક. વા. પ્ર.,–પોષનાર ), **પાવક** ( પૂ=પાવન કરવું + અક = ક. વા. પ્ર.,–પાવન કરનાર,અગ્નિ), **બોધક** ( બુધ્+અક,–બોધ કરનાર ), **ભોજક** (ભુજ્ + અક,–જમનાર, જૈન મંદિરોમાં ગાયન કરનાર ), **મોહક** ( મુહ્ + અક,—મોહ પમાડનાર ), **યોજક** ( યુજ્ + અક,–યોજના કરનાર, કારીગર ), **શોધક** ( શુધ્ + અક,—શોધનાર ), **શોષક** ( શુષ્ + અક,–પાણી ચુસી લેનાર ).

( ૬ ). **કારક** ( કૃ=કરવું+અક=ક. વા. પ્ર.,–કરનાર ), **દુઃખકારક** ( દુઃખ કરનાર ), **તારક** [ તૄ=તરવું, તારવું+અક=ક. વા. પ્ર.,–તરનાર; તારનાર ( પાણીમાં ), તારો ], **ધારક** ( ધૃ+અક,–ધારણ કરનાર ), **મારક** ( મૃ+અક,–મારનાર, મારો ), **સ્મારક** (સ્મૃ+અક,–સ્મરણ કરાવનાર ), **દર્શક** ( દશ્+અક,–દેખાડનાર ), **દૂરદર્શક** ( દૂરની વસ્તુ દેખાડનાર, દુરબીન ), **પારદર્શક** ( સોંસરૂં દેખાડનાર ), **સૂક્ષ્મદર્શક** ( ઝીણી વસ્તુ દેખાડનાર યંત્ર ); **વર્ધક** ( વૃધ્+અક,–વધારનાર ), **જ્ઞાનવર્ધક** ( જ્ઞાન વધારનાર ).

---

૪. **અન ક્રિયાવાચક (કરવું તે) પ્રત્યય**:–(૧). **અંજન** (અંજ્=આંજવું+અન=ક્રિ. વા. પ્ર.,–આંજણ, કાજળ); **અટન** (ભટકવું તે, ભમવું તે); **અયન** (ઇ–અય્+અન,–જવું તે); **કથન** (કહેવું તે–કહેણ); **ખંડન** (ભાગ કરવો તે, સામાનો અભિપ્રાયવાદ યુક્તિથી તોડવો તે); **ગમન** (જવું તે), **વિદેશગમન** (પરદેશ જવું તે); **ગ્રહણ** (ગ્રહણ કરવું તે; પકડવું તે, સૂર્યાદિનું ગ્રહણ); **છાદન** (છદ્+અન,–ઢાંકવું તે, ઢાંકણ); **જીવન** (જીવવું તે, જીંદગી; આજીવિકા, ઉપજીવિકા); **જ્ઞાન** (જ્ઞા+અન,–જાણવું તે); **દહન** (દાઝવું તે, બાળવું તે); **દાન** (દા+અન,–આપવું તે); **નમન** (નમવું તે); **પતન** (પડવું તે), **પતનકોણ** (પડતાં ખુણો થાય તે); **પાન** (પીવું તે); **પૂજન** (પૂજવું તે, પૂજા); **પૂરણ** (ભરવું તે; ભરનાર, પૂર્ણ કરનાર); **બંધન** (બાંધવું તે, કબજે, કેદ); **ભક્ષણ** (ખાવું તે); **ભજન** (ભજવું તે); **ભંજન** (ભાંગવું તે); **ભાષણ** (ભાષ્+અન,–ભાષણ કરવું તે); **ભ્રમણ** (ભમવું તે); **મનન** (વિચારવું તે, વિચાર); **માન** (મા+અન,–માપવું તે, માણું, મણ, માણી); **મુંડન** (મુંડવું તે); **યજન** (યજ્ઞ કરવો તે, પૂજવું તે); **યાન** (યા+અન,–જવું તે, જાન); **રક્ષણ** (રક્ષણ કરવું તે, રક્ષણ, બચાવ); **રંજન** (રાજી થવું તે, રાજી કરવું તે); **રટણ** (રટવું તે, વારે વારે નામ દેવું તે); **લક્ષણ** (જોવું તે, જે નિશાનીથી વસ્તુ ઓળખાય તે, નિશાની, આચરણ, ગુણ, ટેવ); **લંઘન** (ભુખ્યા રહેવું તે, લાંઘણ); **વચન** (બોલવું તે, વચન, ઉપદેશ, વિનતિ); **વંદન** (નમવું તે, નમસ્કાર, પ્રણામ); **વર્ણન** (વર્ણવું તે, બયાન); **વર્ધન** (વધવું તે), **વલન** (વળવું તે, વળણ); **વસન** (પહેરવું તે, વસ્ત્ર, કપડું, લુગડું); **વહન**

( વહેવું તે, વહેણ ); **શાસન** ( અમલ કરવો તે, આજ્ઞા ); **શિક્ષણ** ( શિખવવું તે ); **સહન** ( સહેવું તે ), **સહનશીલ** ( સહન કરનાર, ક્ષમા કરનાર ); **સાધન** ( સાધવું તે, ઉપાય ); **સિવન** ( સિવવું તે, સિવણ ); **સૃજન** ( સૃષ્ટિનું પેદા થવું તે ); **સેવન** (સેવવું તે, ઉપભોગ); **સ્તંભન** ( જડ કરવું તે ); **સ્થાન** ( સ્થા+અન,–રહેવું તે, જગ્યા, ઠેકાણું ); **સ્નાન** ( સ્ના+અન–નહાવું તે ), **હનન** (હણવું તે, મારી નાંખવું તે ).

## ધોરણ સાતમા માટે.

( ૨ ). **ક્ષેપણ** ( ક્ષિપ્=ફેંકવું+અન=ક્રિ. વા. પ્ર., ફેંકવું તે, અપવાદ ); **ચેતન** ( ચિત્+અન,–જાણવું તે, વિચારવું તે ); **છેદન** ( છિદ્+અન,–કાપવું તે ); **ભેદન** ( ભિદ્+અન,–ભિન્ન કરવું તે ); **લેખન** ( લિખ્+અન,–લખવું તે ), **શ્રુતલેખન** ( સાંભળેલું લખવું તે ); **લેપન** (લિપ્+અન,–લેપ કરવો તે, ચોપડવું તે, લીપવું,લીપણ); **વેદન** ( વિદ્+અન,–જાણવું તે, સુખદુઃખનો અનુભવ ); **સેચન** ( સિચ્+અન,–જળ વગેરે છાંટવું તે ); **શયન** ( શી+અન,–સૂવું તે, શેન, નિદ્રા; શય્યા, સેજ ).

( ૩ ). **દોહન** (દુહ્+અન,–દોહવું તે), **કાવ્યદોહન** (કાવ્ય=કવિતા+દોહન,–સારી સારી કવિતાઓ ચૂંટી કાઢી એકઠી કરવી તે); **પોષણ** (પુષ્+અન,–પોષવું તે); **બોધન** (બુધ્+અન,–જાણવું તે, સમજવું તે ); **ભોજન** ( ભુજ્+અન.–જમવું તે, જમણ ); **યોજન** ( યુજ્+અન,–જોડવું તે, જોજન, ચાર ગાઉ ); **રોધન** ( રુધ્+અન,–અટકાવવું તે, રૂંધણ ); **લોટન** ( લોટવું તે, આંળોટવું તે; લોટનાર, કબુતરની એક જાત ); **લોભન** ( લુભ્+અન,–લોભાવું તે ); **શોચન** ( શુચ્+અન,–શોક કરવો તે ); **શોધન** ( શુધ્+અન,–શોધવું તે );

**શોષણ** ( શુષ્+અન,–સુકાવું તે ); **ભવન** ( ભૂ+અન,–હોવું તે, ઘર ), **વક્રીભવન** ( વાંકું થવું તે ], **હૈમભવન** ( સોનાનો મહેલ ), **શ્રવણ** ( શ્રુ+અન,–શ્રવણ કરવું તે, સાંભળવું તે; સાંભળનાર, કાન ); **સ્તવન** ( સ્તુ + અન,–વખાણવું તે ); **હવન** ( હુ + અન,–હોમ કરવો તે, યજ્ઞ ).

( ૪ ). **કરણ** ( કૃ=કરવું + અન–ક્રિ. વા. પ્ર.,–કરવું તે ), **પૃથક્કરણ** ( પૃથક્=જુદું+કરણ,–જુદું કરવું તે, એનું ઉલટું સંયોગીકરણ ), **વાક્યપૃથક્કરણ** ( વાક્યના સંબંધ પ્રમાણે ભાગ પાડવા તે ); **જાગરણ** ( જાગૃ+અન,–જાગવું તે ); **ભરણ** ( ભૃ+અન,–ભરવું તે ); **મરણ** ( મૃ+અન,–મરવું તે, મૃત્યુ, મોત ); **શરણ** ( શૄ + અન,–સંકટમાંથી બચવા કોઈની સહાયમાં રહેવું તે, રક્ષણ, બચાવ, આશ્રય ); **સરણ** ( સૃ+અન,–જવું તે, ગમન ); **સ્મરણ** ( સ્મૃ+અન,–સ્મરણ કરવું તે, યાદદાસ્તી ); **સ્મરણશક્તિ** ( યાદ રહેવાની શક્તિ ); **હરણ** ( હૃ+અન,–હરવું તે, લઈ જવું તે ); **દર્શન** ( દૃશ્+અન,–જોવું તે, દેખાવ ); **પ્રિયદર્શન** ( જેને જોઇને પ્રીતિ ઉત્પન્ન થાય એવું, મનોહર દેખાવવાળું ); **માર્જન** ( મૃજ્+અન,–માંજવું તે, સ્વચ્છ કરવું તે ); **વર્તન** ( વૃત્+અન,–વર્તવું તે, રહેવું તે–રહેવાનું ઠેકાણું–વતન; રહેવાનું સાધન–જીવાઈ ); **વર્ષણ** ( વૃષ્+અન,–વરસવું તે, વૃષ્ટિ ); **સર્જન** ( સૃજ્+અન,–સરજવું તે ).

---

૫. **અન કર્તૃવાચક ( કરનાર ) પ્રત્યયઃ**—( ૧ ). **ચરણ** ચર્=ચાલવું+અન=ક. વા. પ્ર.,–ચાલનાર, પગ ); **પાલન** ( પાળનાર, પાયણું ); **મદન** ( ગાંડો કરનાર, કામદેવ ); **રમણ** ( રમ્+અન,–રમનાર, વહાલો, ધણી ); **લોચન** ( જોનાર, આંખ ); **વદન** ( બોલ-

નાર, મોઢું ); **પવન** ( પૂ+અન,-ચોકખું કરનાર-પવન ); **પાવન** ( પૂ+અન,-પવિત્ર કરનાર, પવિત્ર, સ્વચ્છ ); **મોચન** ( મુચ્+અન,-મુક્ત કરનાર, છૂટા કરનાર ); **મોહન** ( મુહ્+અન,-મોહ પમાડનાર ); **શોભન** ( શુભ+અન,-શોભનાર, સારૂં ); **વર્ધન** ( વૃધ્+અન,-વધારનાર ), **ગોવર્ધન** ( ગો=ગાય+વર્ધન=વધારનાર,-ગાયોને વધારનાર, ગોકુળ પાસે એક ડુંગરી છે ); **આનન** ( અન્=શ્વાસ લેવો+અન=ક. વા. પ્ર.,-શ્વાસ લેનાર, મોઢું ).



૬. **इन्** **કર્તૃવાચક ( કરનાર ) પ્રત્યયઃ—અપરાધી** ( અપ=ઉલટું+રાધ્=પ્રસન્ન કરવું+ઇન્=ક. વા. પ્ર.,-પ્રસન્ન કરનાર નહિ તે, અપરાધવાળો, ગુન્હેગાર ), **અવિનાશી** ( અ=નહિ+વિ+નશ્=નાશ પામવું+ઇન્=ક. વા. પ્ર.,-નાશ પામનાર નહિ તે, અમર, પરમાત્મા, બ્રહ્મ ), **ઉપકારી** ( ઉપ+કૃ=ભલું કરવું+ઇન્,-ભલું કરનાર ), **પ્રવાસી** ( પ્ર+વસ્=પ્રવાસ કરવો+ઇન્,-પ્રવાસ કરનાર, મુસાફર ), **પ્રવાહી** ( પ્ર+વહ્=વહેવું+ઇન્,-વહેનાર, જેનો રેલો ચાલે એવા પદાર્થ ), **ભાવી** ( ભૂ=થવું+ઇન્,-થનાર, ભાવી ), **ભોગી** ( ભુજ્=ભોગવવું+ઇન્,-ભોગવનાર, સંસારી ), **યોગી** ( યુજ્=જોડવું+ઇન્,-જોડનાર, યોગસાધના કરનાર, તપસ્વી, સંન્યાસી, જોગી ), **વિનોદી** ( વિ=વિશેષ+નુદ્=ખુશી થવું+ઇન્,-વિશેષ ખુશી થનાર, આનંદી ), **સત્યવાદી** ( સત્ય=સાચું + વદ્=બોલવું+ઇન્,-સાચું બોલનાર ), **સંયમી** ( સમ્=બિલકુલ+યમ્=રોકવું+ઇન,-બિલકુલ રોકનાર, જેણે ઇંદ્રિયો વશ કરી છે એવો સાધુ પુરુષ ), **સહાધ્યાયી** ( સહ=સાથે+અધિ+અય્=ભણવું+ઇન્,-સાથે ભણવાવાળા, સહપાઠી ).



૭. **તિ ક્રિયાવાચક (કરવું તે) પ્રત્યયઃ**-(૧). **કૃતિ** ( કૃ=કરવું+તિ=ક્રિ. વા. પ્ર.,-કરવું તે, કૃત્ય, કામ ); **ક્ષિતિ** ( ક્ષય થવો તે, પૃથ્વી ); **ખ્યાતિ** (વખાણવું તે, કીર્તિ, પ્રસિદ્ધિ ); **જાગૃતિ** ( જાગવું તે, સાવધપણું ); **જ્ઞાતિ** ( જાણવું તે, ન્યાતિ-નાત ); **દીપ્તિ** (પ્રકાશવું તે, ચળકાટ ); **ધૃતિ** ( ધારણ કરવું તે, ધીરજ, હિંમત ); **નીતિ** ( દોરવું તે, મનુષ્યને પરસ્પર વર્તવાના નિયમ, રાજનીતિ ); **નીતિનિપુણ** ( નીતિ=રાજકીય બાબતનું જ્ઞાન+નિપુણ=ચતુર,-રાજનીતિમાં ચતુર, વ્યવહારમાં હોશિયાર, શાણો ); **પ્રીતિ** ( પ્રસન્ન થવું તે, પ્રસન્નતા, અનુરાગ ); **પૂર્તિ** ( પૂરવું તે ); **ભીતિ** (બીવું તે, બીક ); **ભૂતિ** (હોવું તે, ચઢતી, આબાદી ); **વસતિ** ( વસવું તે, રહેવું તે, વસ્તી, રહેઠાણ ); **વૃત્તિ** ( વર્તવું તે, હોવું તે, વર્તણુક; ધંધો, આજીવિકા, ગુજરાન ), **ઉદ્દામવૃત્તિ** ( ઉદ્ધત સ્વભાવવાળું, અમર્યાદ, બેશુતમ ); **વાર્તિ** (વૃત્-વર્ત્=ગોળ ફેરવવું+તિ,-ગોળ ફેરવવું તે, વાટો ); **શક્તિ** ( શક્તિમાન થવું તે, સામર્થ્ય, દેવીમૂર્તિ ); **શ્રુતિ** ( સાંભળવું તે, ધર્મશાસ્ત્ર, વેદ; કાન ); **સ્તુતિ** ( વખાણવું તે, વખાણ, પ્રાર્થના ); **સ્મૃતિ** [ સ્મરણ કરવું તે, સ્મરણ, યાદદાસ્ત; સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર ) ]; **જાતિ** ( જન્-જા=પેદા થવું+તિ,-પેદા થવું તે, વર્ણ, કુળ, વંશ ); **પતિ** ( પા=પાળવું+તિ=અહિં કરનાર અર્થ થાય છે,-પાળનાર, ધણી, માલિક, સ્વામી ).

**ધોરણ સાતમા માટે.**

(૨). **ભિત્તિ** ( ભિદ્+તિ,-ભેદવું તે, ભીંત, દિવાલ ); **બુદ્ધિ** ( બુધ્+તિ,-સમજવું તે, સમજણ, અક્કલ ), **બુદ્ધિહીન** ( અક્કલ વગરના ); **લબ્ધિ** ( લભ્+તિ,-મેળવવું તે, પ્રાપ્તિ ), **વૃદ્ધિ** ( વૃધ્+તિ,-વધવું તે, વધારો, ઉદય ); **શુદ્ધિ** ( શુધ્+તિ,-શુદ્ધ કરવું તે,

પવિત્રતા, સ્વચ્છતા, ભાન ); **ભક્તિ** ( ભજ્+તિ,–ભજવું તે, ભજન, આરાધના ); **ભુક્તિ** ( ભુજ્+તિ,–ભોગવવું તે, કબજો, ઉપભોગ ); **મુક્તિ** ( મુચ્+તિ,–છૂટા થવું તે, મુક્તિ, મોક્ષ ); **યુક્તિ** ( યુજ્+તિ,–જોડવું તે, કળા, ઉપાય, જુગ્તિ ); **ઉક્તિ** ( વચ્+તિ,–બોલવું તે, કહેવું તે, બોલી, કથન, વાક્ચાતુર્ય ); **તુષ્ટિ** ( તુષ્+તિ,–સંતોષ પામવો તે, સંતોષ ); **દૃષ્ટિ** ( દૃશ્+તિ,–જોવું તે, નજર ), **દીર્ઘદૃષ્ટિ** ( અગમચેતી, દુરંદેશો ); **પુષ્ટિ** ( પુષ્+તિ,–પોષવું તે, પોષણ ), **પુષ્ટિમાર્ગ** ( વલ્લભાચાર્યના પંથનો એક માર્ગ ); **વિષ્ટિ** ( વિષ્=જવું+તિ,–જવું તે, સલાહનું કહેણ ); **વૃષ્ટિ** ( વૃષ્+તિ,–વરસાવવું તે, વરસાદ ), **બાણવૃષ્ટિ** ( બાણનો વરસાદ ); **સૃષ્ટિ** ( સૃજ્+તિ–સરજવું તે, દુનિયા ).

( ૩ ). **ગતિ** ( ગમ્+તિ,–જવું તે, ગમન, હાલત, શક્તિ, સમજ ); **નતિ** ( નમ્+તિ,–નમવું તે ); **મતિ** ( મન્+તિ,–વિચારવું તે, વિચાર, બુદ્ધિ ); **યતિ** ( યમ્+તિ,–રોકવું તે, પદ્યમાં વિરામ; પોતાની ઇંદ્રિયોને અટકાવનાર, યોગી; જૈન જતિ ), **રતિ** ( રમ્+તિ,–રમવું તે, પ્રીતિ, કામદેવની સ્ત્રી ); **સ્થિતિ** (સ્થા+તિ,–એક જગ્યાએ ઉભા રહેવું તે, રહેઠાણ, મુકામ, દશા, પદવી ), **સ્થિતિસ્થાપક** ( પોતાની આગલી સ્થિતિ રાખી રહે તેવા ગુણવાળું ).

( ૪ ). **કાન્તિ** ( કમ્+તિ,–ચહાવું તે, શોભા, ખૂબસૂરતી, તેજ ); **ક્રાન્તિ** ( ક્રમ્+તિ,–જવું તે, ગ્રહ વગેરેનું ક્રમણ, સૂર્યને ફરવાનો માર્ગ ); **ક્ષાન્તિ** (ક્ષમ્+તિ,–ખમવું તે, સહનશીલતા); **ભ્રાન્તિ** ( ભ્રમ્+તિ,–ભમવું તે, ભ્રમણ, વહેમ, શક ); **શાન્તિ** ( શમ્+તિ,–શાન્ત થવું તે, શાન્તિ, આરામ, નિરાંત ), **શાન્તિકર** ( શાન્તિ ફેલાવનાર ); **શ્રાન્તિ** ( શ્રમ્+તિ,–શ્રમ લાગવો તે, પરિશ્રમ, થાક ).

૮. **તૃ–તા કર્તૃવાચક (કરનાર) પ્રત્યયઃ**–(૧). **જ્ઞાતા** (જ્ઞા=જાણવું+તૃ=ક. વા. પ્ર.,–જાણનાર); **દાતા** (દા+તૃ,–દાન કરનાર, દાતા, આપનાર); **ધાતા** (ધા+તૃ,–પેદા કરનાર, બ્રહ્મા); **માતા** (મા+તૃ,–મવાડનારી, મા, જનિતા); **હન્તા** (હન્+તૃ,–મારનાર, ખુની).

**ધોરણ સાતમા માટે.**

(૨). **નેતા** (ની+તૃ,–દોરનાર, આગેવાન); **વેત્તા** (વિદ્+તૃ,–જાણનાર), **ખગોળવેત્તા** (ખગોળવિદ્યા જાણનારો), **તત્ત્વવેત્તા** (તત્ત્વજ્ઞાની, ફિલસુફ), **બ્રહ્મવેત્તા** (પરમાત્માને જાણનારો), **શાસ્ત્રવેત્તા** (શાસ્ત્રને જાણનાર); **શ્રોતા** (શ્રુ+તૃ,–સાંભળનાર); **હોતા** (હુ+તૃ,–હવન કરનારો, પુરોહિત, ગોર, જેનું કામ મંત્ર ભણવાનું છે એવો યાજ્ઞિક ગોર).

(૩). **કર્ત્તા** (કૃ+તૃ,–કરનાર), **જગત્કર્ત્તા** (જગત્નો રચનાર, પરમેશ્વર); **ધર્ત્તા** (ધૃ+તૃ,–ધારણ કરનાર); **ભર્ત્તા** (ભૃ+તૃ,–ભરણપોષણ કરનાર, ધણી); **હર્તા** (હૃ+તૃ,–હરનારો).

(૪). **ભોક્તા** (ભુજ્+તૃ,–ભોગવનાર, ખાનાર); **વક્તા** (વચ્+તૃ,–બોલનારો, પંડિત), **વક્તૃત્વ** (બોલવાપણું).

(૫). **દંષ્ટ્રા** (દંશ્+તૃ,–કરડનાર, દાઢ); **દ્રષ્ટા** (દૃશ્+તૃ,–જોનાર); **સ્રષ્ટા** (સૃજ્+તૃ,–સરજનાર, બ્રહ્મા).

(૬). **જનિતા** (જન્+તૃ,–જન્મ આપનારી, જનેતા); **પિતા** (પા+તૃ,–પાળનાર, બાપ), **પિતૃક્રિયા** (શ્રાદ્ધ વગેરે), **પિતૃભક્તિ** (પિતાની ભક્તિ); **ત્રાતા** (ત્રા=પાળવું+તૃ,–પાળનાર).

(૭). **ભ્રાતા** (ભ્રાજ્+તૃ,–પ્રકાશનાર, ભાઇ), **ભ્રાતૃદ્વિતીયા** (કાર્તિક શુદ બીજ, ભાઇબીજ); **સવિતા** (સૂ+તૃ,–જનાવનાર, સૂર્ય).

૯. **ત્ર સાધન વાચક પ્રત્યય:**–(૧). **અસ્ત્ર** (અસ્=ફેંકવું+ત્ર=સા. વા. પ્ર.,–ફેંકીને મારવાનાં હથિયાર, બાણ, તીર, વગેરે); **પાત્ર** [ પા+ત્ર,–પીવાનું સાધન, આબખોરો, વગેરે; યોગ્ય વસ્તુ, યોગ્ય માણસ (દાન આપવા) ]; **મંત્ર** ( મન્+ત્ર,–વિચાર કરવાનું સાધન, ધ્યાન ધરવાનું સાધન, છાનો વિચાર અથવા મસલત ); **માત્રા** ( મા+ત્ર+આ+ના. જા. પ્ર.,–માપવાનું સાધન ( પિંગળમાં ), માપ; ધાતુની ખાખવાળું ઓસડ, રસાયન ); **યંત્ર** ( યમ્+ત્ર,–અટકાવવાનું સાધન, જંત્ર; સંચો ); **વસ્ત્ર** ( વસ્+ત્ર,–પહેરવાનું સાધન, લૂગડાં); **શસ્ત્ર** ( શસ્=મારવું+ત્ર,–મારવાનાં સાધન, હથિયાર ); **શસ્ત્રાસ્ત્ર** (શસ્ત્ર+અસ્ત્ર,–સર્વ પ્રકારનાં હથિયાર ); **શાસ્ત્ર** ( શાસ્+ત્ર,–નિયમમાં મૂકવાનું સાધન, ધર્મશાસ્ત્ર ), **શાસ્ત્રજ્ઞ** ( શાસ્ત્ર જાણનાર ), **શાસ્ત્રજ્ઞાન** ( શાસ્ત્રનું જ્ઞાન ), **શાસ્ત્રદર્શિન્** (શાસ્ત્રમાં નિપુણ), **શાસ્ત્રી** ( શાસ્ત્ર+ઇન,–શાસ્ત્રવાળો, શાસ્ત્ર જાણનાર ).

**ધોરણ સાતમા માટે.**

( ૨ ). **ક્ષેત્ર** ( ક્ષિ=રહેવું+ત્ર,–રહેવાનું સાધન, ખેતર, જમીન, શરીર; તીર્થની જગ્યા ), **ક્ષેત્રજ** ( ક્ષેત્ર+જ=જન્મનાર,–જે સ્ત્રી તેનો વર મરી ગયેથી અથવા રોગી હોવાથી તેના દિયરનો સંગ કરી અથવા પોતાનાં સાસરિયાંની રજાથી ધણીના ગોત્રી કોઈ પુરુષનો સંગ કરી જે દીકરો જણે તે), **ક્ષેત્રજ્ઞ** ( ક્ષેત્ર+જ્ઞ–જાણનાર,–ક્ષેત્ર સંબંધી જાણનાર, જ્ઞાની, ખેડૂત, આત્મા ), **ક્ષેત્રપાલ** ( ક્ષેત્રનું રક્ષણ કરનાર, ખેતરપાલ દેવ–દેવી ), **ક્ષેત્રફળ** ( જમીનનું માપ ); **નેત્ર** (ની+ત્ર,–દોરી જવાનું સાધન, આંખ ).

( ૩ ). **શ્રોત્ર** ( શ્રુ+ત્ર,–સાંભળવાનું સાધન, કાન ); **સ્તોત્ર** (સ્તુ+ત્ર,–સ્તુતિસાધન વાક્ય, ગુણનું કથન ), **હોત્ર** ( હુ+ત્ર,–હોમ-

વાનું સાધન, ઘી વગેરે; હોમ), **અગ્નિહોત્ર** (મંત્રપૂર્વક અગ્નિનું સ્થાપન કરીને તેનો હોમ કરવો તે).

(૪). **છત્ર** (છદ્+ત્ર,–ઢાંકવાનું સાધન, છત્રી); **ગાત્ર** (ગમ્+ત્ર,–ચાલવાનું સાધન, અવયવ, શરીર).



**૧૦. ય, અનીય, ત્ય, તવ્ય યોગ્યતાદર્શક પ્રત્યય:**-(૧). **કથ્ય** (કથ્=કહેવું+ય=યો. દ. પ્ર.,–કહેવા યોગ્ય); **ગમ્ય** (જવા યોગ્ય); **ગુણ્ય** (ગુણવાને યોગ્ય, ગુણાકારમાં જે રકમને ગુણવાની છે તે); **તર્ક્ય** (તર્ક્=ધારવું+ય,–ધારવાને યોગ્ય); **તુલ્ય** (તોળવા યોગ્ય, બરોબર); **દાય** (આપવા યોગ્ય, વારસો); **દિવ્ય** (પ્રકાશવા યોગ્ય, સ્વર્ગીય, સુંદર); **દૃશ્ય** (જોવા યોગ્ય, જાણી શકાય તેવું); **પદ્ય** (જવા યોગ્ય, કવિતારચના); **પૂજ્ય** (પૂજવા યોગ્ય), **પૂજ્યબુદ્ધિ** (માનનીય બુદ્ધિ), **પૂજ્યારાધ્ય** (પૂજ્ય+આરાધ્ય=આરાધવાને યોગ્ય,–પૂજા અને સ્તુતિ કરવાને યોગ્ય); **ભક્ષ્ય** (ખાવા યોગ્ય); **ભાષ્ય** (બોલવા યોગ્ય, પુસ્તકપર ટીકા); **મદ્ય** (ગાંડા થવા યોગ્ય, મદિરા, દારૂ); **માન્ય** (માન આપવાને યોગ્ય); **રમ્ય** (રમવાને યોગ્ય, સુંદર); **રાજ્ય** (પ્રકાશવાને યોગ્ય, રાજાની જેટલા પ્રદેશ ઉપર સત્તા ચાલતી હોય તેટલો મુલક); **લક્ષ્ય** (જોવા લાયક, તપાસવા લાયક, ઉદ્દેશ્ય, જ્ઞેય); **લભ્ય** (મેળવવા યોગ્ય, મેળવી શકાય તેવું); **વંદ્ય** (વંદવા લાયક); **શક્ય** (શક્તિમાન થવા યોગ્ય, બની શકે તેવું); **સહ્ય** (સહેવા યોગ્ય); **સાધ્ય** (સાધવા યોગ્ય); **સેવ્ય** (સેવવા યોગ્ય).

**ધોરણ સાતમા માટે.**

(૨). **ગ્રાહ્ય** (ગ્રહ્+ય,–ગ્રહણ કરવા યોગ્ય, લેવા જોગ); **છાદ્ય** (છદ્+ય,–ઢાંકવા યોગ્ય, છાજ); **ભાજ્ય** (ભજ્+ય,–ભાગ-

વાને યોગ્ય, જે સંખ્યાને ભાગવી હોય તે ); **યામ્ય** ( યમ્+ય,–અટકાવવા યોગ્ય, દક્ષિણુ દિશા ); **વાક્ય** ( વચ્+ય,–બોલવા યોગ્ય, અનેક શબ્દની રચના જે પૂરો અર્થ સમજાવે છે તે; વચન ); **વાચ્ય** ( વચ્+ય,–બોલવા યોગ્ય ), **ભાવવાચ્ય** ( ભાવ–ક્રિયા–માં બોલવા યોગ્ય, અકર્મક ક્રિયાપદનું ભાવ ક્રિયાનાથવાળું રૂપ તે); **વાદ્ય** (વદ્+ય,–બોલવા–અવાજ કરવા–યોગ્ય, વાજું ); **હાસ્ય** ( હસ+ય,–હસવા યોગ્ય, હાસ્ય રસ ), **વિદ્યા** ( વિદ્+ય+આ=ના. જા. પ્ર.,–જાણુવા યોગ્ય, જ્ઞાન ), **વિદ્યાદાન** ( વિદ્યા શિખવવી તે, પુસ્તકો વગેરે આપવાં તે ), **વિદ્યાધન** ( વિદ્યારૂપી ધન ), **વિદ્યાર્થી** ( વિદ્યા શીખવાની જેની ઇચ્છા છે તે ), **વિદ્યાલય** ( વિદ્યાનું ઠેકાણું, પાઠશાળા ), **વિદ્યાલાભ, વિદ્યાલોભ, વિદ્યાહીન** (મૂર્ખ), **વિદ્યોપાર્જન** ( વિદ્યા+ઉપાર્જન,–વિદ્યાનો લાભ ), **વિદ્યોપાર્જિત** (વિદ્યા+ઉપાર્જિત=મેળવેલું,–વિદ્યાથી મેળવેલું તે ), **જાયા** ( જન્+ય+આ=ના. જા. પ્ર.,–જણુનારી, પત્ની, ભાર્યા ).

( ૩ ). **ભેદ્ય** ( ભિદ્+ય,–ભેદવા યોગ્ય, ભિન્ન કરવા લાયક ); **ભોગ્ય** ( ભુજ્+ય,–ભોગવવા યોગ્ય ); **યોગ્ય** ( યુજ્+ય,–જોડાવાને લાયક, ઉચિત ); **લેખ્ય** ( લિખ્+ય,–લખવા લાયક, ઇનસાફમાં રજુ કરવા લાયક દસ્તાવેજ, લેખ ); **શય્યા** ( શી+ય+આ=ના. જા. પ્ર.,–સુવાને યોગ્ય, સેજ, પથારી ); **ભવ્ય** ( ભુ+ય,–હોવા યોગ્ય, પ્રૌઢ, સુશોભિત ); **હવ્ય** ( હુ+ય,–હોમવા યોગ્ય, હવિ, બલિદાન ).

( ૪ ). **જ્ઞેય** ( જ્ઞા+ય,–જાણુવા યોગ્ય ); **પેય** ( પા+ય,–પીવા યોગ્ય, પીવાનો પદાર્થ ).

( ૫ ). **કાર્ય** ( કૃ+ય,–કરવા યોગ્ય, કામ ); **ભાર્યા** ( ભૃ+ય+આ=ના. જા. પ્ર.,–ભરણુપોષણુ કરવા યોગ્ય, સ્ત્રી, વહુ ).

(૬). **કથનીય** ( કથ્+અનીય,–કહેવાને યોગ્ય ); **ખંડનીય** ( ખંડ્+અનીય,–ભાગવાને યોગ્ય ); **પાનીય** ( પા+અનીય,–પીવાને યોગ્ય, પાણી ); **પૂજનીય** ( પૂજ્+અનીય,–પૂજવા યોગ્ય ); **ભજનીય** ( ભજ્+અનીય,–ભજવા યોગ્ય, ભજનિયાં ); **રક્ષણીય** ( રક્ષ્+અનીય,–રક્ષણ કરવા યોગ્ય ); **રમણીય** ( રમ્+અનીય,–રમવાને લાયક, સુંદર ); **વચનીય** ( વચ્+અનીય,–કહેવા યોગ્ય ); **વર્ણનીય** ( વર્ણ્+અનીય,–વર્ણન કરવા લાયક ); **વંદનીય** ( વંદ્+અનીય,–વંદવા લાયક ), **શિક્ષણીય** ( શિક્ષ્+અનીય,–શીખવા લાયક ), **સેવનીય** ( સેવ્+અનીય,–સેવવા લાયક ); **હનનીય** ( હન્+અનીય,–મારી નાખવા લાયક ).

(૭). **ક્ષેપણીય** (ક્ષિપ્+અનીય,–ફેંકવા લાયક ); **ભોજનીય** ( ભુજ્+અનીય,=ખાવા યોગ્ય ); **લેખનીય** ( લિખ્+અનીય,–લખવા લાયક ); **શોચનીય** ( શુચ્+અનીય,–શોક કરવા લાયક ); **શોધનીય** ( શુધ્+અનીય,–શોધ કરવા લાયક ).

(૮). **કરણીય** ( કૃ+અનીય,–કરવા યોગ્ય, કાર્ય ); **દર્શનીય** ( દૃશ્+અનીય,–જોવા લાયક, ખૂબસૂરત ); **સ્મરણીય** ( સ્મૃ+અનીય,–સંભારવા લાયક ), **હરણીય** ( હૃ+અનીય,=હરવા લાયક ).

---

(૯). **કૃત્ય** ( કૃ+ત્ય,–કરવા યોગ્ય, કામ ); **ભૃત્ય** ( ભૃ+ત્ય,–ભરણપોષણ કરવા યોગ્ય, ચાકર ).

---

(૧૦). **કર્તવ્ય** ( કૃ+તવ્ય,–કરવા યોગ્ય, કામ ); **ક્ષંતવ્ય** ( ક્ષમ્+તવ્ય,–ક્ષમા કરવા યોગ્ય ); **વાસ્તવ્ય** (વસ્+તવ્ય,–વસાવવા યોગ્ય, વસવાયાં ).

---

૧૧. **ત, ક્ત, ન, ભૂતકૃદંતના પ્રત્યયઃ**-(૧). **અસ્ત** ( અસ્+ત,-ફેંકેલું ); **કૃત** ( કરાયલું ), **કૃતાર્થ** ( કૃત+અર્થ-સંસારમાં દાનધર્મનાં કામ કરવાનાં જે કરી ચૂક્યો તે ); **જિત** ( જિતેલું ); **જ્ઞાત** ( જાણેલું ); **તપ્ત** ( તપેલું ); **દીપ્ત** ( પ્રકાશેલું ); **ધૃત** ( પકડી રાખેલું ), **ધૃતરાષ્ટ્ર** ( ધૃત+રાષ્ટ્ર=દેશ,-જેણે દેશ જુલમથી પકડી રાખ્યો છે તે, કૌરવોનો બાપ ); **નીત** ( ખેંચી કાઢેલું ), **નવનીત** ( નવ=નવું+નીત,-નવું ખેંચી કાઢેલું, માખણ ); **પૂત** ( પવિત્ર કરાયલું, પાવન ); **પ્રીત** ( ખુશ થયલું ); **ભીત** (બીધેલું); **ભૂત** ( થયેલું; પૃથ્વી, પાણી, વાયુ, તેજ, અને આકાશ એવાં પાંચ ભૂત પૈકી દરેક; પ્રાણી), **મૂળભૂત** (પાયારૂપ), **સહાયભૂત** (મદદગાર થઇ પડે એવું ), **સાધનભૂત** ( કારણરૂપ ); **ભૃત** ( ભરણપોષણ કરાયલું ); **મૃત** ( મરેલું ), **મૃતક** ( મડદું ), **મૃતસંજીવની** (મુએલાને જીવતા કરે એવી એક જાતની વિદ્યા કે ઓષધિ ); **લિપ્ત** ( લીપેલું ), **વાત** ( વાયેલો, પવન ), **વાતાવરણ** ( વાત+આવરણ=ઢાંકણ,-પૃથ્વીને વાનું ઢાંકણ છે તે ), **વાતજ્વર** (વાયુનો તાવ), **વાતરોગ** ( વાયુનો રોગ ); **વૃત્ત** ( વૃત્=વળવું+ત,-વળેલું, ગોળ લીટી, વર્તુળ), **વૃત્તાંત** (વૃત્ત=થએલું+અંત=છેડો,-સમાચાર); **શક્ત** ( શક્તિમાન થયેલું ); **શ્રિત** ( રક્ષેલું ); **શ્રુત** ( સાંભળેલું ), **બહુશ્રુત** ( જેણે સાંભળી સાંભળી ઘણીક વાતનું જ્ઞાન મેળવ્યું હોય તે, શાસ્ત્રાદિક શ્રવણથી જે કુશળ થયો હોય તે); **સુત** (જણેલું, પુત્ર); **સ્તુત** ( વખાણેલું ); **સ્તૃત** ( પથરાયલું ); **સ્નાત** ( નહાયલું ); **સ્મૃત** ( સાંભરેલું ); **હુત** ( હોમેલું, બલિદાન કરેલું ), **હુતભુજ્** ( હોમેલું ખાનાર, અગ્નિ ); **હૃત** ( હરેલું ).

## ધોરણ ૭ માટે.

(૨). **ક્ષત** (ક્ષણ્=ઘાયલ કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,-ઘાયલ થયેલું, જખમી); **ગત** (ગમ્+ત,-ગયેલું, મરી ગયેલું); **નત** (નમ્+ત,-નમેલું), **નતાંશ** [નત+અંશ,-કોઇ આકાશી પદાર્થ આકાશી વિષુવવૃત્તથી કેટલા અંશ નમેલો છે તે, તેથી ઉલટો શબ્દ **ઉન્નતાંશ** (ઉદ્=ઉપર+નતાંશ,-કોઇ આકાશી પદાર્થ ક્ષિતિજથી કેટલા અંશ ઉંચો છે તે)]; **મત** (મન્+ત,-વિચારેલું તે, માનવું તે, સંમતિ); **યત** (યમ્+ત,-કબજામાં રાખેલું); **રત** (રમ્+ત,-રમાયલું, રમેલું); **હત** (હન્+ત,-મરાયલું, મરેલું).

(૩). **કાન્ત** (કમ્+ત,-ચાહેલો, વર); **ક્ષાન્ત** (ક્ષમ્+ત,-ક્ષમા કરાયલો); **ભ્રાન્ત** (ભ્રમ્+ત,-ભ્રમણમાં પડેલું, બાવરૂં); **શાન્ત** (શમ્+ત,-શાન્ત થયેલું); **શ્રાન્ત** (શ્રમ્+ત,-થાકેલું).

(૪). **ભક્ત** (ભજ્+ત,-ભાગેલો, ભાત); **ભક્ત** (ભજ્+ત,-ભજન કરવાયલો, ભગત), **ભક્તવત્સલ** (ભક્ત જેને વહાલો છે એવો, કલ્યાણકારી, વિષ્ણુ); **ભુક્ત** (ભુજ્+ત,-ખાધેલું); **મુક્ત** (મુચ્+ત,-છૂટું થયેલું તે, માયાના બંધનમાંથી છૂટેલું, મોક્ષ પામેલું તે), **મુક્તા** (મોતી), **મુક્તાફલ** (મોતી), **મુક્તાવલિ** (મુક્તા+આવલિ=હાર,-મોતીની માળા), **મૌક્તિક** (મોતી); **યુક્ત** (યુજ્+ત,-જોડાયલું); **રક્ત** (રંજ્+ત,-રંગેલું, રાતું, લોહી), **રક્તપિત્ત** (એક જાતનો રોગ); **ઉક્ત** (વચ્+ત,-બોલેલું), **વેદોક્ત** (વેદ+ઉક્ત,-વેદમાં કહેલું), **શાસ્ત્રોક્ત** (શાસ્ત્ર+ઉક્ત,-શાસ્ત્રમાં કહેલું).

(૫). **દત્ત** (દા+ત,-આપેલું), **દત્તક** (જેને દીકરો ન હોય તેણે બીજાના દીકરાને વિધિપૂર્વક લઇ પોતાનો કરી રાખ્યો હોય તે,

દત્તપુત્ર ), **મત્ત** (મદ્+ત,–ગાંડો થયેલો); **વિત્ત** ( વિદ્+ત,–મેળવેલું, દોલત, ધન ).

( ૬ ). **બદ્ધ** ( બંધ્+ત,–બાંધેલું ); **બુદ્ધ** ( બુધ્+ત,–જાણેલું, જાગેલું, પંડિત, બુદ્ધ મત ચલાવનાર, વિષ્ણુનો એક અવતાર ); **રુદ્ધ** ( રુધ્+ત,–રૂંધેલું, અટકાવેલું ), **વૃદ્ધ** ( વૃધ્+ત,–વધેલું, ઘરડું ); **સિદ્ધ** ( સિધ્+ત,–સિદ્ધ થયેલું ).

( ૭ ). **રબ્ધ** ( રભ્+ત,–આરંભેલું ); **લબ્ધ** ( લભ્ + ત,– મેળવેલું ); **લુબ્ધ** ( લુભ્ + ત,–લોભાયલું, લોભિયું ).

( ૮ ). **ઇષ્ટ** (ઇષ્+ત,–ઇચ્છેલું); **તુષ્ટ** (તુષ્+ત,–સંતોષ પામેલું); **દૃષ્ટ** ( દૃશ્+ત,–દીઠેલું ), **દૃષ્ટાંત** ( દૃષ્ટ=દીઠેલો + અંત=નિશ્ચય,–જેમાં સાબીત કરવાની બાબતનો નિશ્ચય દેખાય છે તે–દાખલો ); **નષ્ટ** ( નશ્+ત,–નાશ પામેલું, નાઠું ); **પુષ્ટ** ( પુષ્+ત,–પોષણ કરાયલું ); **ભ્રષ્ટ** ( ભ્રંશ્+ત,–પડેલું ); **રુષ્ટ** ( રુષ્+ત,–રૂઠેલું ); **વિષ્ટ** ( વિશ્+ત,–પેઠેલું ); **વૃષ્ટ** ( વૃષ્+ત,–વરસેલું ); **શિષ્ટ** [ શાસ્ + ત,–શિક્ષણ અપાયલું, મોટું મનાયલું ( વિદ્યા, કુળ, ડહાપણથી ) ]; **સૃષ્ટ** (સૃજ્+ત,–સરજાયલું ); **સ્પૃષ્ટ** ( સ્પૃશ્+ત,–સ્પર્શ કરેલું, અડકાયલું ).

( ૯ ). **દગ્ધ** ( દહ્+ત,–દાઝેલું ); **દુગ્ધ** ( દુહ્+ત,–દોહેલું, દૂધ ); **મુગ્ધ** ( મુહ્+ત,–મોહ પામેલું, સુંદર, ખૂબસૂરત ), **મુગ્ધા** ( મુગ્ધ+આ=ના. જા. પ્ર.,–જેને તરતની જુવાની ફૂટતી હોય તે સ્ત્રી, ગૌરી, કુમારિકા ); **મૂઢ** ( મુહ્+ત,–બેભાન થયેલો, મૂર્ખ ), **દિગ્મૂઢ** (દિક્=દિશા+મૂઢ,–જેને કંઇ દિશા ન સૂઝે તેવો, આંધળુંભીત, ચકિત); **રૂઢ** ( રુહ્+ત,–ફણગો ફૂટેલું, વ્યવહારમાં મનાયલું ); **ઊઢ** ( વહ્+ત,–વહન કરેલું ), **નવોઢા** ( નવ = નવી+ઊઢ+આ=ના. જા. પ્ર.,– નવી–તરતની–પરણેલી સ્ત્રી ); **સોઢ** ( સહ્+ત,–સહેવાયલું ); **સ્નિગ્ધ**

( સ્નિહ્ + ત,–સ્નેહ કરાયલું, માયાળુ, મમતાળુ, સ્નેહશીલ ).

(૧૦). **હિત** ( ધા+ત,–મૂકેલું, ધરેલું, ભલું ), **આત્મહિત** ( આત્મન્=પોતે+હિત=ભલું,–પોતાનું ભલું ), **પુરોહિત** ( પુરસ્+ધા= કોઇને ગોર કરવો+ત=ભૂ. કૃ. પ્ર.,–કોઇને ગોર કરેલો, કુલગોર, ઉપાધ્યાય ); **પક્વ** ( પચ્+ત,–રાંધેલું ), **પક્વાન્ન** ( પક્વ+અન્ન=અનાજ, –રાંધેલું અનાજ, પક્વાન્ન ).

(૧૧). **અંકિત** ( અંક્=ચિહ્ન કરવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,–ચિહ્ન કરાયલું, ગુણકર્મ ઇત્યાદિથી ઓળખાયલું ); **કથિત** ( કથ્+ઇત,– કહેલું, ભાખેલું ); **કોપિત** ( કુપ્+ઇત,–કોપ પમાડેલું ); **ખંડિત** ( ખંડ્+ઇત,–ખંડન કરેલું ); **ગણિત** ( ગણ્ + ઇત,–ગણેલું ), **અંકગણિત** ( આંકડા વડે જે ગણિત થાય છે તે ); **ગલિત** ( ગલ્+ ઇત,–ગળેલું, પડેલું ); **ગૃહીત** ( ગ્રહ્+ઇત,–ગ્રહણ કરાયલું, પકડાયલું ); **ચરિત** (ચર્+ઇત,–આચરેલું, કીધેલું); **ચલિત** (ચલ્+ઇત,–ચાલેલું); **ચિન્તિત** (ચિન્ત્+ઇત,–ચિન્તન કરેલું, વિચારાયલું); **જીવિત** (જીવ્+ ઇત,–જીવેલું); **દુઃખિત** (દુઃખ્+ઇત,–દુઃખ પામેલું, દુઃખી ); **પતિત** ( પત્+ઇત,–પડેલું, પાપી, ધર્મભ્રષ્ટ ); **પૂજિત** ( પૂજેલું ); **ભક્ષિત** ( ભક્ષ્+ઇત,–ભક્ષણ કરેલું ); **ભાષિત** ( ભાખેલું ); **મિત** ( મા+ ઇત,–માપેલું ), **મિતાહાર** ( મિત+આહાર,–માપેલો આહાર–નિયમિત ખોરાક ); **માનિત** ( માન્+ઇત,–માનેલું, માનીતો ); **માર્ગિત** (માર્ગ્+ ઇત,–શોધેલું); **રક્ષિત** ( રક્ષ્+ઇત,–રક્ષાયલું, બચાવાયલું ); **રચિત** (રચ્+ઇત,–રચેલું); **રટિત** ( રટ્+ઇત,–રટેલું ); **રસિત** ( રસ્+ઇત,– સ્વાદ લીધેલો, રસેલું ), **રાજિત** ( રાજ્+ઇત,–પ્રકાશેલું ); **રુચિત** (રુચ્+ઇત,–રૂચેલું); **લક્ષિત** ( લક્ષ્+ઇત,–લક્ષમાં લીધેલું ), **લંઘિત** (લંઘ્+ઇત,–લાંઘેલું ); **લજ્જિત** ( લજ્જ્+ઇત,–લાજેલું ); **લક્ષિત**

(લલ્+ઇત,–રમેલું); **લિખિત** (લિખ્+ઇત,–લખેલું); **લોકિત** (લોક્+ઇત,–જોયેલું); **ઉદિત** ( વદ્+ઇત,–વદેલું ); **વનિત** ( વન્=અવાજ કરવો+ઇત,–અવાજ કરેલ ); **વંદિત** ( વંદ્+ઇત,–વંદન કરાયલું ); **વર્ણિત** ( વર્ણ્+ઇત,–વર્ણન કરાયલું ); **વર્ધિત** ( વૃધ્+ઇત,–વધેલું); **ઉષિત** ( વસ્+ઇત,–વસેલું ); **વિદિત** ( વિદ્+ઇત,–જાણેલું, જાહેર); **શંકિત** (શંક્+ઇત,–શંકામાં પડેલું); **શબ્દિત** ( શબ્દ્+ઇત,–બોલાવેલું ); **શિક્ષિત** ( શિક્ષ્+ઇત,–શીખેલું, નિપુણ ); **શોચિત** (શુચ્+ઇત,–શોક કરેલું ); **શુચિત** ( શુચ્+ઇત,–પવિત્ર કરેલું ); **શોધિત** ( શુધ્+ઇત,–શોધેલું ); **સ્તંભિત** (સ્તંભ્+ઇત,–જડ કરેલું ); **સ્થિત** (સ્થા+ઇત,–ઉભું રહેલું, રહેતું, વસતું), **યથાસ્થિત** (જેટલું જોઇએ તેટલું, યોગ્ય ); **હસિત** ( હસ્ + ઇત,–હસેલું ).

( ૧૨ ). **ક્ષીણ** ( ક્ષિ + ન,–ક્ષય પામેલું, તવાઇ ગયેલું, કૃશ, કમજોર ); **છન્ન** ( છદ્=સંતાડવું+ન=ભૂ. કૃ. પ્ર.,–સંતાડેલું, છાનું ); **પન્ન** (પદ્+ન,–ગયેલું ); **પૂર્ણ** ( પૃ અથવા પૂર્+ન,–પૂર્ણ કરેલું ), **પૂર્ણતા** ( પૂર્ણપણું ), **પૂર્ણિમા** ( પૂર્ણ ચંદ્ર ઊગે તે દિવસ, પુનમ ), **પૂર્ણાનંદ** ( પૂર્ણ+આનંદ,–પરમેશ્વર ), **પૂર્ણાહુતિ** ( પૂર્ણ+આહુતિ,–હોમની સમાપ્તિ); **ભિન્ન** ( ભિદ્+ન,–ભેદેલું, જુદું ); **ભગ્ન** (ભંજ્+ન,–ભાગેલું); **લગ્ન** ( લગ્ + ન,–જોડાયલું ); **લીન** ( લી+ન,–ગુપ્ત થયેલું, છૂપું થયેલું ).

૧૨ **ત્, માન વર્તમાન કૃદંત (કરતું) પ્રત્યયઃ—જગત્** (ગમ્+ગમ્=જવું+ત્=વ. કૃ. પ્ર.,–જતું જતું, નાશવંત, દુનિયા), **વિશ્વજિત્** (વિશ્વ=દુનિયા+જિ=જિતવું + ત્,–દુનિયાને જિતતો, દુનિયા જિતનાર), **દેદીપ્યમાન** (દીપ્+દીપ્=પુનઃ પુનઃ પ્રકાશવું+ય (આગમ) +માન=વ. કૃ. પ્ર.,–અતિશય પ્રકાશતું, જાજવલ્યમાન ), **યજમાન**

(યજ્=યજ્ઞ કરવો+અ ( આગમ )+માન,-યજ્ઞ કરતો, જજમાન ), **રાજમાન** ( રાજ્=પ્રકાશવું+અ ( આગમ )+માન,-પ્રકાશતો ), **વર્તમાન** (વૃત્=હોવું+અ ( આગમ )+માન,-હોતું, ચાલતો વખત).

૧૩. **ન ક્રિયાવાચક (કરવું તે) પ્રત્યયઃ—પ્રશ્ન** (પ્રચ્છ્=પૂછવું+ન=ક્રિ. વા. પ્ર.,-પૂછવું તે, સવાલ), **યજ્ઞ** (યજ્=યજ્ઞ કરવો+ન,-યજ્ઞ કરવો તે, જગ્ન, જગન), **યત્ન** (યત્=મહેનત કરવી+ન,-મહેનત કરવી તે, પ્રયાસ, ઉદ્યોગ), **સ્વપ્ન** (સ્વપ્=સુવું+ન,-સુવું તે, સોણું-ઉંઘમાં થતા વિચાર).

૧૪. **આ ક્રિયાવાચક નારીજાતિનો પ્રત્યયઃ—ઇચ્છા** ( ઇષ્-ઇચ્છ્=ઇચ્છવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-ઇચ્છા), **કથા** (કથ્+આ,-કહેવું તે, વાર્તા, બ્યાન), **કલા** ( કલ્+આ,-હુનર, જુક્તિ, ઉપાય, કાન્તિ), **ક્ષમા** (ક્ષમ્+આ,-માફી, ખામોશ, ધીરજ), **ચિત્રા** ચિત્ર્+આ,-૨૭ નક્ષત્રમાંનું ૧૪ મું નક્ષત્ર), **ચિન્તા** ( ચિન્ત્+આ,-ફિકર ), **તુલા** ( તુલ્+આ,-ત્રાજવું, વજન, સરખાપણું ) **પીડા** ( પીડ્+આ,-દુઃખ), **પૂજા** ( પૂજ્+આ,-ભક્તિ ), **ભાષા** ( ભાષ્+આ,-બોલી), **ભિક્ષા** ( ભિક્ષ્+આ,-ભીખ ), **રક્ષા** (રક્ષ્+આ,-રક્ષણ, સંભાળ, રાખ ), **લજ્જા** ( લજ્જ્+આ,-શરમ, મર્યાદા, આબરૂ ), **શંકા** (શંક્+આ,-શક, સંદેહ, વહેમ, ભય, અવિશ્વાસ ), **પ્રશંસા** ( પ્ર+શંસ્=વખાણવું+આ,-વખાણવું તે, વખાણ, સ્તુતિ, તારીફ ), **શિક્ષા** ( શિક્ષ્+આ,-શિખામણ, બોધ, ઉપદેશ ), **સેવા** ( સેવ્+આ,-ચાકરી, પૂજા, બરદાસ્ત ), **સ્પૃહા** ( સ્પૃહ્=ઇચ્છવું+આ,-ઇચ્છા, તૃષ્ણા, ગરજ ).

૧૫. **ઉ કર્તૃવાચક (કરનાર) પ્રત્યયઃ—ભિક્ષુ** (ભિક્ષ્=માગવું+ઉ=કરનાર,-માગનાર, ભિખારી ), **ભેદુ** ( ભિદ્=પેસવું+ઉ,-પેસનાર,

પેસીને ગુપ્ત વાત જાણનાર ), **સાધુ** ( સાધ્=મેળવવું+ઉ,-મેળવનાર, પ્રામાણિક ), **જિજ્ઞાસુ**- ( જિજ્ઞાસા=જાણવાની ઇચ્છા+ઉ,-જાણવા ઇચ્છનાર ), **મુમૂર્ષુ** ( મુમૂર્ષા=મરવાની ઇચ્છા+ઉ,-મરવા ઇચ્છનાર ).

૧૬. **ઉર કર્તૃવાચક (કરનાર) પ્રત્યય:—ભંગુર** (ભંજ=ભાંગવું+ઉર=કરનાર;-ભાંગનાર, નાશ પામનાર ), **વિદુર** ( વિદ્=જાણવું+ઉર,-જાણનાર, ડાહ્યું ).

૧૭. **વર કર્તૃવાચક (કરનાર) પ્રત્યય:—ઈશ્વર** (ઈશ્=ધણી થવું+વર=કરનાર,-ધણી, પ્રભુ), **સ્થાવર** ( સ્થા+વર,-ઉભા રહેનાર, અચલ, સ્થિર, પર્વત ).

---

## ગુજરાતી કૃત્ પ્રત્યયો.

### ૧. ધાતુ પરથી નામ બનાવનાર પ્રત્યય.

**अक**—આવક ( આવ+અક ), જાવક, બેઠક.

**अकी**—ડૂબકી ( ડૂબ+અકી ).

**अण (सं. अन)**—આંજણ (આંજ+અણ), કહેણ (કહે+અણ), ગંદણ, જમણ, દેણ, પાલણ, લાંધણ, લીપણ, લે'ણ, વહેણ, સીવણ.

**अणी**—કાપણી ( કાપ+અણી ), ખાંડણી, ગળણી, ચાળણી, માગણી, માપણી, લખણી, વાવણી, સીવણી.

**अणुं**—ગળણું ( ગળ+અણું ), ચાવણું, છૂંદણું, દળણું, ભરણું, માગણું, રાંધણું.

**आई**—ઘડાઈ ( ઘડ+આઈ ), ચઢાઈ, લખાઈ, લડાઈ, વધાઈ.

**आट**—ગડગડાટ ( ગડગડ+આટ ), ચળકાટ ( ચળક+આટ ) બડબડાટ, વળવળાટ, સડસડાટ.

**आण**—દબાણ (દબ+આણ), ભંગાણ, મૂકાણ, લખાણ, વંચાણ.

**आमण**—અકળામણ (અકળા+આમણ), ગભરામણ, ધડામણ, રંધામણ, લખામણ, વળામણ, સીવડામણ.

**आरो**—કંપારો (કંપ+આરો), ધટારો, ધ્રૂજારો, લવારો, વધારો.

**आव**—અટકાવ (અટક+આવ), ઉડાવ (ઊડ+આવ), ચઢાવ, પડાવ.

**आवट**—લખાવટ (લખ+આવટ).

**ई**—પુરી (પૂર+ઈ,–ઘઉંના લોટની ઘી કે તેલમાં તળેલી તે), બોલી (બોલ+ઈ).

**उ**—ઉતારૂ (ઉતાર+ઉ), ખેડુ (ખેડ+ઉ).

**ऐयो**—ગવૈયો (ગા+ઐયો).

**णुक**—વર્તણુક (વર્ત+ણુક).

**त**—ખમત, ગમત, મળત, મૂક્ત, રમુત, લખત.

**तर**—કળતર, ચણતર, ભણતર, વણતર, વળતર.

**नार**—કરનાર, લખનાર, વેચનાર.

**वुं**—ખાવું, ગણવું, જવું, ભણવું, લખવું.

**वानुं**—ખાવાનું, લખવાનું, શીખવાનું.

**૨. ધાતુ પરથી વિશેષણ કરનાર પ્રત્યય.**

**अणुं**—ધાવણું (ધાવ+અણું).

**आउ**—ઉડાઉ (ઊડ+આઉ), ખર્ચાઉ, ગળાઉ, ચઢાઉ, વેચાઉ.

**ईतुं**—માનીતું (માન+ઈતું).

**एल**—ખાધેલ (ખા+એલ), પીધેલ, વણેલ.

**इएल**—બળિએલ (બળ+ઇએલ), દમિએલ.

**कणो**—કરડકણો, મારકણો, વઢકણો.

# ફારસી કૃત્ પ્રત્યયો.

## ૧. નામ કરનાર.

ઈ ( પણું )—કારકુની ( કારકુનપણું ), ખબરદારી, ગુલામી, જહાંગીરી ( જહાંગીર પાદશાહ ઘણો જુલમી હતો તે પરથી લાક્ષણિક અર્થ જુલમ, નિર્દયતા ), તાબેદારી, દીવાની, દોસ્તી, નાદાની, ફકીરી, ફોજદારી, બહાદુરી, બાદશાહી, મહેરબાની, સાહી ( સિયાહ=કાળું તે પરથી સિયાહી–સાહી ), સાહેબી, હરામખોરી.

ગી ( પણું )—તાજગી [ તાજહ્ ( તાજું )+ગી,–તાજાપણું, તંદુરસ્તી ], બંદગી ( ઈશ્વર પ્રાર્થના, નિમાઝ ), માંદગી, રવાનગી ( વિદાયગીરી ).

ગીરી (પણું)—ગુલામગીરી, દીવાનગીરી, મહેતાગીરી, સાલગીરી (સાલ=વર્ષ+ગીરી,–વરસપણું, વર્ષગાંઠ, જન્મગાંઠ).

ચી (રાખનાર)—ખજાનચી ( ખજાનો રાખનાર ), તબલચી, મશાલચી.

## ૨. વિશેષણ કરનાર.

દાર (વાળો)—આબરૂદાર ( આબરૂવાળો, નામાંકિત ), કામદાર ( કામવાળો, કારભારી ), ખબરદાર (ખબરવાળો, હોશિયાર), ખીજમતદાર ( ખીજમત=ચાકરી+દાર=વાળો,–ચાકર ), જમીનદાર ( જમીનની પેદાશ પર જેનું ગુજરાન ચાલતું હોય તે ), દેણદાર (દેવાવાળો), નસીબદાર ( નસીબવાળો, પૈસાદાર ), પહેલદાર (પાસાદાર), પાણીદાર ( પાણીવાળું, તેજદાર ), ભભકાદાર (ભભકાવાળું, તેજદાર), મરોડદાર (સારા મરોડવાળા), રોનકદાર (ઘાટદાર), સરદાર ( સર=માથું+દાર=વાળો,–આગેવાન=લશ્કરનો ઉપરિ; અમીર, ઉમરાવ, જાગીરદાર ).

**બાન** ( વાળો )—મહેરબાન ( મહેરવાળા, દયાળુ ), બાગબાન (માળી), મીજબાન.

**મંદ** (વાળો)—અક્કલમંદ (અક્કલવાળો), દાનેશમંદ (ડહાપણવાળો, ડાહ્યો, સમજુ, દાનો), દોલતમંદ.

**વર–વાર** (વાળો)—જાનવર (પ્રાણી), ઉમેદવાર (આશાવાળો), તપસીલવાર, બાબતવાર, વિગતવાર.

**યાર** ( વાળો )—બખ્ત્યાર, હોસ્યાર ( હોશિયાર, પ્રવીણ, ખબરદાર ).

**વાન** (વાળો)—દરવાન (ફા. દર્બાન. દર=દરવાજો, બાર+વાન,—દરવાજે બેસનાર સિપાઇ, દરવાણી, દ્વારપાળ), પહેલવાન (કુસ્તીવાળો, કસરતબાજ, મલ્લ ), ગાડીવાન.



## પૂર્વંગ પ્રકરણ.

કેટલાક અવ્યય નામની, ધાતુની કે ધાતુ પરથી થયેલા શબ્દની પહેલાં આવે છે તે **પૂર્વંગ** ( પૂર્વ=પહેલાં + ગ=જનાર ) કહેવાય છે. એમાં જે ધાતુની કે ધાતુથી ઉત્પન્ન થયેલા શબ્દની પૂર્વે આવે છે તે **ઉપસર્ગ** [ ઉપ=પાસે + સર્ગ ( સૃજ્=સરજવું, ઉત્પન્ન કરવું ) ] કહેવાય છે. ઉપસર્ગ પણ પૂર્વંગ છે પણ બધા પૂર્વંગ ઉપસર્ગ નથી.

સંસ્કૃત વ્યાકરણમાં ૨૦ અવ્યયોને જ ઉપસર્ગમાં ગણ્યા છે તે નીચે મુજબ—

પ્ર, પરા, અપ, સમ, અનુ, અવ, નિસ્-નિર્, દુસ્-દુર્, વિ, આ, નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ, અને ઉપ.

ઉપસર્ગ ધાતુની પહેલાં આવી તેના અર્થમાં ફેરફાર કરે છે. જેમ, હૃ=હરવું, લઇ જવું; પણ પ્રહાર=માર, અપહાર=લુટ, સંહાર=નાશ, અનુહાર=નકલ, અવહાર=ચોર, નિર્હાર=બાળવા માટે મુડદું લઇ જવું તે, વિહાર=મોજશોખ, આહાર=ભક્ષ, નિહાર=ઝાકળ, ઉદ્ધાર=છૂટકો, પ્રતિહાર=દ્વારપાલ, પરિહાર=અવજ્ઞા, ઉપહાર=ભેટ.

### સંસ્કૃત ઉપસર્ગ.

ઉપસર્ગોની પેટા કલમોમાંની પહેલી કલમોના શબ્દોની વ્યુત્પત્તિ ધોરણ છઠ્ઠા માટે, ને બીજાં પેટાં ધોરણ સાતમા માટે છે.

૧. **પ્ર** આગળ, શ્રેષ્ઠ, વિશેષ, ઉત્પત્તિઃ—(૧). **પ્રકટ*** ( પ્ર+કટ્=ખુલ્લું કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–પ્રસિદ્ધ, જાહેર ), **પ્રકાશ** ( પ્ર + કાશ્=પ્રકાશવું + અ=ક્રિ. વા. પ્ર.,–પ્રકાશવું તે, તેજ, રોશની ),

* દરેક શબ્દમાં ઉપસર્ગ, ધાતુ, પ્રત્યય અર્થ સાથે કહેવડાવી, સામટો અર્થ કહેવડાવવો; પછી તે શબ્દોના ભાષામાં ચાલતા અર્થ કહેવડાવવા.

**પ્રકાશક** ( પ્ર + કાશ્=પ્રકાશવું+અક=ક. વા. પ્ર.,–પ્રકાશ કરનાર, પ્રસિદ્ધ કરનાર ), **પ્રકૃતિ** ( પ્ર + કૃ=શરૂ કરવું + તિ=ક્રિ. વા. પ્ર.,–શરીરનું મૂળ બંધારણ, જન્મ સ્વભાવ, સ્થિતિ, પદાર્થ માત્રનો સ્વાભાવિક ગુણ ), **પ્રક્ષાલન** ( પ્ર + ક્ષાલ્=પખાળવું, ધોવું + અન=ક્રિ. વા. પ્ર.,–પખાળવું તે, ધોવું તે, શુદ્ધ કરવું તે ), **પ્રખ્યાતિ** ( પ્ર=વિશેષ+ખ્યા=વખાણવું + તિ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ વખાણવું તે, કીર્તિ, સ્તુતિ ), **પ્રચંડ** ( પ્ર=વિશેષ + ચંડ=ગરમ, ક્રોધી,–ઘણું ગરમ, ઘણું ક્રોધી–ભયંકર, અતિશય ), **પ્રચાર** ( પ્ર+ચર્=પ્રસરવું+અ=ક્રિ. વા. પ્ર.,–પ્રસરવું તે, ફેલાવો, રૂઢિ, રીત ), **પ્રતાપ** ( પ્ર=શ્રેષ્ઠ + તપ્=તપવું+અ=ક્રિ. વા, પ્ર.,–શ્રેષ્ઠ તપવું તે, સત્તાનું તેજ, કાન્તિ, યશ; પરાક્રમ, શૌર્ય ), **પ્રદીપ્ત** ( પ્ર=વધારે + દીપ્=પ્રકાશવું+ત=ભૂ. કૃ. પ્ર.,–વધારે પ્રકાશેલું, ચકચકિત, જાગૃત ), **પ્રધાન** ( પ્ર=શ્રેષ્ઠ+ધા=ધારણ કરવું+અન=ક્રિ. વા. પ્ર.,–શ્રેષ્ઠ ધારણ કરવું તે, મુખ્ય; રાજાનો મુખ્ય કારભારી, વજીર ), **પ્રપિતા** ( પ્ર=ઉત્પત્તિ+પિતા=બાપ,–બાપનો બાપ, દાદો ), **પ્રપિતામહ** ( પ્ર=ઉત્પત્તિ+પિતામહ=દાદો,–દાદાનો બાપ ), **પ્રપૌત્ર** ( પ્ર=ઉત્પત્તિ+પૌત્ર=પુત્રનો પુત્ર,–પૌત્રનો પુત્ર ), **પ્રફુલ્લ** ( પ્ર=વિશેષ+ફુલ્લ=ખીલેલું,–વિશેષ ખીલેલું, ઉઘડેલું; પ્રસન્ન, આનંદી), **પ્રબંધ** ( પ્ર=વિશેષ+બંધ્=બાંધવું+અ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ બાંધવું તે, કવિતા–સંભાષણ ઇત્યાદિનો સંગ્રહ, નિબંધ ), **પ્રમાદ** [ પ્ર+મદ્ ( માદ્ )=ભૂલ ખાવી+અ=ક્રિ. વા. પ્ર.,–ભૂલ ખાવી તે, ભૂલ, બેદરકારી, મગરૂબી, છાકટાપણું ], **પ્રમુખ** ( પ્ર=શ્રેષ્ઠ+મુખ,–શ્રેષ્ઠ છે મુખ જેનું તે, સભાનો ઉપરિ ), **પ્રયત્ન** ( પ્ર=વિશેષ+યત્=મહેનત કરવી+ન=ક્રિ. વા. પ્ર.,–વિશેષ મહેનત કરવી તે, પરિશ્રમ, પ્રયાસ ), **પ્રયાસ** ( પ્ર+યસ્=શ્રમ લેવો+અ=ક્રિ. વા. પ્ર.,–શ્રમ લેવો તે, શ્રમ,

મહેનત ), **પ્રવાસ** ( પ્ર+વસ્=પ્રવાસ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–પ્રવાસ કરવો તે, મુસાફરી ), **પ્રવાહ** ( પ્ર+વહ્–વહેવું+અ=ક્રિ. વા. પ્ર.,–વહેવું તે, રેલો, વોહ ), **પ્રવૃત્તિ** ( પ્ર+વૃત=દાખલ કરવું, રોકાવું+તિ=ક્રિ. વા. પ્ર.,–દાખલ કરવું તે, ઘણી ઘણી વાતમાં મન ઘાલવું તે ), **પ્રશસ્તિ** ( પ્ર+શંસ્=વખાણવું+તિ=ક્રિ. વા. પ્ર.,–વખાણવું તે, વખાણ, સ્તુતિ, પ્રશંસા ), **પ્રસૂત** ( પ્ર+સૂ=જન્મ આપવો+ત=ભૂ. કૃ. પ્ર.,–જણેલું ), **પ્રસૂતિ** ( પ્ર+સૂ=જન્મ આપવો+તિ=ક્રિ. વા. પ્ર.,–જણવું તે, પ્રસવ ), **પ્રસ્તુત** ( પ્ર+સ્તુ=વખાણવું+ત=ભૂ. કૃ. પ્ર.,–વખાણેલું, પ્રસિદ્ધ કરેલું, ચાલતું પ્રકરણ ), **પ્રસ્થાન** ( પ્ર+સ્થા=નીકળવું, વધવું, ચાલવું+અન=ક્રિ. વા. પ્ર.,–નીકળવું તે, પ્રયાણ, ગમન, લશ્કરની કુચ; પસ્તાનું ), **પ્રાણ** ( પ્ર+અન=શ્વાસ લેવો, જીવવું+અ=ક્રિ. વા. પ્ર.,–જીંવવું તે, જીવ ), **પ્રાણાયામ** [ પ્રાણ=પ્રાણવાયુ+આયામ ( આ=મર્યાદા+યમ્=રોકવું+અ=ક્રિ. વા. પ્ર. )=રોકવું તે,–પ્રાણવાયુને કબજે રાખવો તે, મંત્ર ભણતાં નસકોરાંની વાટે શ્વાસ લેવા કાઢવા સંબંધી જે ક્રિયા તે ], **પ્રાણી** ( પ્ર+અન=શ્વાસ લેવો+ઇન=ક. વા. પ્ર.,–શ્વાસ લેનારાવાળાં, જીવવાળા–મનુષ્ય, ભૂચર, જળચર, ખેચર, કીટ, જંતુ, વગેરે ), **પ્રાપ્ત** ( પ્ર+આપ્–મેળવવું, પામવું+ત=ભૂ. કૃ. પ્ર.,–મેળવેલું, આવેલું ), **પ્રાપ્તિ** ( પ્ર+આપ્=મેળવવું + તિ=ક્રિ. વા. પ્ર.,–મેળવવું તે, પેદાશ ), **પુનઃપ્રાપ્તિ** ( પુનઃ=ફરીથી+પ્રાપ્તિ,–ફરીથી મેળવવું તે ), **પ્રારંભ** ( પ્ર+આ+રભ્=શરૂ કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–શરૂ કરવું તે, શરૂઆત ).

**ધોરણ સાતમા માટે.**

(૨). **પ્રકરણ** ( પ્ર+કૃ=કરવું+અન=ક્રિ. વા. પ્ર.,–ગ્રંથનો ભાગ, વિષય ), **પ્રકાર** ( પ્ર+કૃ=કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–જાત, રસ્તો ),

**પ્રકોપ** (પ્ર+કુપ્=ગુસ્સે થવું, વધવું+અ=ક્રિ. વા. પ્ર.,–ગુસ્સે થવું તે, ગુસ્સો, ક્રોધ, હુમલો. વાત, પિત્ત, અને કફનો અત્યંત ક્ષોભ), **પ્રચલિત** (પ્ર=આગળ+ચલ્=ચાલવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,–આગળ ચાલેલું, લોક રૂઢિનું, ચાલતું આવેલું), **પ્રજા** (પ્ર+જન્=જન્મવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–રૈયત, છોકરાં, સંતતિ), **પ્રજ્ઞ** (પ્ર=શ્રેષ્ઠ+જ્ઞા=જાણવું+અ=કે. વા. પ્ર.,–શ્રેષ્ઠ જાણનાર, જ્ઞાનવાન, ડાહ્યું), **પ્રણત** (પ્ર=વિશેષ+નમ્=નમવું+ત=ભૂ. કૃ. પ્ર.,–વિશેષ નમેલું, વિનયવાળું, વાંકું વળેલું), **પ્રણામ** (પ્ર=શ્રેષ્ઠ+નમ્=નમવું+અ=ક્રિ. વા. પ્ર.,–શ્રેષ્ઠ નમવું તે, નમસ્કાર), **પ્રણીત** (પ્ર+ની=રચવું+ત=ભૂ. કૃ. પ્ર.,–રચેલું, બનાવેલું), **પ્રદક્ષિણા** (પ્ર=આગળ+દક્ષિણ=જમણું+આ=ના. જા. પ્ર.,–આસપાસ ફરવું તે, ફેરો), **પ્રદર્શન** (પ્ર=શ્રેષ્ઠ+દૃશ્=જોવું+અન=ક્રિ. વા. પ્ર.,–શ્રેષ્ઠ જોવું તે, નમુનેદાર ચીજો બતાવવાને માટે એક ઠેકાણે ભેગી કરી રાખવી તે), **પ્રદાન** (પ્ર+દા=આપવું+અન=ક્રિ. વા. પ્ર.,–આપવું તે, દાન, બક્ષીસ), **પ્રદાય** (પ્ર+દા=આપવું+ય=ક્રિ. વા. પ્ર.,–આપવું તે, બક્ષીસ), **પ્રદેશ** (પ્ર=વિશેષ+દિશ્=બતાવવું+અ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ બતાવવું તે, પ્રાન્ત, મુલક), **પ્રદોષ** (પ્ર=વિશેષ+દુષ્=ભૂલ કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–દોષ; રાત્રિનો પ્રથમ ભાગ, દર પખવાડિયાની તેરસે સાંજે કરવાનું શિવનું વ્રત), **પ્રબોધ** (પ્ર+બુધ્=વિસ્તારથી બોધ આપવો+અ=ક્રિ. વા. પ્ર.,–વિસ્તારથી બોધ આપવો તે, જ્ઞાન, ખરેખરી સમજ, જાગૃતિ), **પ્રભાવ** (પ્ર=વિશેષ+ભૂ=હોવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઘણું હોવું તે, પરાક્રમ, મોટાઇ, શક્તિ, તેજ), **પ્રભુ** (પ્ર=શ્રેષ્ઠ+ભૂ=હોવું+કર્તૃવાચક ક્વિપ્ પ્રત્યય*,–શ્રેષ્ઠ રીતે હોનાર, જગતનો ધણી, ઇશ્વર; રાજા; સ્વામી;

---

* આ પ્રત્યય નામનોજ છે. ધાતુ હોય તેવોને તેવોજ રહે છે, પણ તેમાં ક્રિયાવાચક, કર્તૃવાચક વગેરે અર્થ વધે છે.

શેઠ), **પ્રભુતા** ( પ્રભુ+તા=પણું,-પ્રભુપણું, મોટાઇ ), **પ્રમદા** (પ્ર=વિશેષ+મદ્=મદમાં હોવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-વિશેષ મદમાં હોનારી સ્ત્રી, જુવાન સ્ત્રી), **પ્રમાણ** [ પ્ર=શ્રેષ્ઠ+મા=માપવું+અન=ક્રિ. વા. પ્ર.,-શ્રેષ્ઠ માપવું તે, શ્રેષ્ઠ માપ, આધાર, સાબીતિ, પુરાવો-{ એ ચાર છે. ૧. પ્રત્યક્ષ, ૨. અનુમાન, ૩. ઉપમાન ( કોઇનો દાખલો તે ), ૪. શાબ્દ (સાક્ષી) } ], **પ્રામાણિક** ( પ્રમાણ=જેમાં ખોટાપણું નથી તે-સત્યતા + ઇક = વાળું,-સાચું, વિશ્વાસુ, વચની ), **પ્રમુદિત** ( પ્ર + મુદ્ = ખુશ થવું + ઇત=ભૂ. કૃ. પ્ર.,-ખુશ થયેલું, પ્રસન્ન થયેલું ), **પ્રમેય** ( પ્ર + મા=માપવું+ય=યો. દ. પ્ર.,-માપવા યોગ્ય, અનુમાન કરવા લાયક, સિદ્ધ કરવા લાયક ), **પ્રમેહ** ( પ્ર+મિહ્=ભીનું થવું+અ=ક્રિ. વા. પ્ર.,-ભીનું થવું તે, પરમિયો ), **પ્રમોદ** (પ્ર+મુદ્=ખુશ થવું+અ= ક્રિ. વા. પ્ર.,-ખુશ થવું તે, આનંદ, હર્ષ, ઉમંગ), **પ્રયાણ** ( પ્ર=આગળ+યા=જવું+અન=ક્રિ. વા. પ્ર.,-આગળ જવું તે, ગમન, કુચ ), **પ્રયુક્તિ** (પ્ર=વિશેષ+યુજ્=જોડવું+તિ=ક્રિ. વા. પ્ર.,-વિશેષ જોડવું તે, વિશેષ જે યુક્તિ તે; ઉપયોગ, ચંચળાઇ, યત્ન ), **પ્રયોગ** ( પ્ર=વિશેષ+યુજ્=જોડવું+અ=ક્રિ. વા. પ્ર.,-વિશેષ જોડવું તે, અજમાયશ; વપરાશ; કાનૂન; વાક્યમાં કર્તા અથવા કર્મનો ક્રિયા સાથે સંબંધ દર્શાવનારી જે રચના તે ), **પ્રયોજક** ( પ્ર=વિશેષ+યુજ્=જોડવું+અક=ક. વા. પ્ર.,-વિશેષ જોડનાર, ઉશ્કેરણી કરનાર; કર્તા કોઇ ક્રિયા જાતે કરવાને બદલે બીજાની પાસે કરાવે ત્યારે ધાતુનું રૂપ પ્રયોજક કહેવાય છે ), **પ્રયોજન** (પ્ર=વિશેષ+યુજ્=જોડવું+અન=ક્રિ. વા. પ્ર.,-વિશેષ જોડવું તે, ઉદ્દેશ, હેતુ, સબબ), **પ્રલય** ( પ્ર+લી=અદૃશ્ય થવું+અ=ક્રિ. વા. પ્ર.,-અદૃશ્ય થવું તે, ક્ષય, નાશ, મૃત્યુ; પૃથ્વી પર પાણી ફરી વળવું તે, સૃષ્ટિનો અંત ), **પ્રવર્તક**

( પ્ર+વૃત્=ફેલાવવું+અક=ક. વા. પ્ર.,–ફેલાવનાર ), **પ્રવિષ્ટ** (પ્ર+વિશ્= પેસવું+ત=ભૂ. કૃ. પ્ર.,–પેઠેલું ), **પ્રવેશ** ( પ્ર+વિશ્=દાખલ થવું+અ= ક્રિ. વા. પ્ર.,–દાખલ થવું તે ), **પ્રવેશક** (પ્ર+વિશ્=દાખલ થવું+અક= ક. વા. પ્ર.,–દાખલ થનાર, ગ્રંથમાં પ્રવેશ કરતા પહેલાં જે સૂચના-રૂપ પ્રકરણ તે, ઉપોદ્‌ઘાત ), **પ્રસંગ** ( પ્ર+સંજ્=સાથે જવું+અ=ક્રિ. વા. પ્ર., સાથે જવું તે, અનુકૂળ વખત, લાગ; સહવાસ; યોગ્ય સ્થળ ને યોગ્ય વખત; વિષય), **પ્રસન્ન** ( પ્ર = આગળ+સદ્=બેસવું+ન=ભૂ. કૃ. પ્ર.,–આગળ બેઠેલું, હસતું, ખુશી ), **પ્રસવ** (પ્ર+સૂ=જન્મ આપવો +અ=ક્રિ. વા. પ્ર.,–જન્મ આપવો તે, જન્મ ), **પ્રસાદ** ( પ્ર+સદ્= બેસવું+અ=ક્રિ. વા. પ્ર.,–મહેરબાની; દેવની આગળ ધરાવેલું નૈવેદ, ભોજન), **પ્રસારક** ( પ્ર+સૃ=ફેલાવવું+અક=ક. વા. પ્ર.,–ફેલાવનાર ), **પ્રસિદ્ધ** ( પ્ર=શ્રેષ્ઠ+સિધ્=સિદ્ધ થવું+ત=ભૂ. કૃ. પ્ર.,–શ્રેષ્ઠ રીતે સિદ્ધ થયેલો, નામીચો, જાહેર), **પ્રસ્તાર** ( પ્ર+સ્તૃ=પાથરવું+અ=ક્રિ. વા. પ્ર.,–પાથરવું તે, પથોરી; પુષ્પ અને પાંદડાંનું બીછાનું ), **પ્રસ્તાવ** ( પ્ર+સ્તુ=વખાણવું+અ=ક્રિ. વા. પ્ર.,–વખાણવું તે, પ્રસંગ ), **પ્રસ્તાવિક** ( પ્રસ્તાવ=પ્રસંગ+ઇક=વાળું,–પ્રસંગને લગતું ), **પ્રસ્તાવના** ( પ્ર+સ્તુ=વખાણવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,–વખાણવું તે, ગ્રંથના આરંભમાં જે દીબાચો લખાય છે તે, નાટકના આરંભમાં વિદૂષક કે સૂત્રધાર નાટકના વિષયનું ટુંકામાં વર્ણન કરે છે તે ), **પ્રહાર** ( પ્ર+હૃ=મારવું+અ=ક્રિ. વા. પ્ર.,–મારવું તે, માર, ઘા ), **પ્રાચી** ( પ્ર=આગળ+અંચ્=જવું+ઈ=ના. જા. પ્ર.,–મોં આગળ જનારી દિશા–પૂર્વ દિશા), **પ્રારબ્ધ** [ પ્ર=આગળ,+આ+રભ્=શરૂ કરવું+ત= ભૂ. કૃ. પ્ર.,–આગળથી શરૂ કરેલું (કર્મ), નસીબ. ગત જન્મના કર્મનું ફળ ભોગવવું તે **સંચિત** અને થતા કર્મનું ફળ ભોગવવું તે **ક્રિય-**

**આણુ પ્રારબ્ધ કહેવાય છે],** **પ્રાર્થના** (પ્ર+અર્થ્=માગવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,–માગવું તે, ઈશ્વરની સ્તુતિ કરી કંઈ માગવું તે, વિનતિ), **પ્રાશન** (પ્ર+અશ્=ખાવું+અન=ક્રિ. વા. પ્ર,–ખાવું તે, ખોરાક), **પ્રાસ** (પ્ર=શ્રેષ્ઠ+આસ્=બેસવું+અ=ક્રિ. વા. પ્ર.,–શ્રેષ્ઠ બેસવું તે, કવિતામાં મળતા અક્ષર લાવવાની રીત તે), **પ્રાસંગિક** (પ્રસંગ=લાયક વખત + ઇક=વાળું,–સમયાનુસાર), **પ્રેક્ષક** (પ્ર+ઈક્ષ્=પ્રેક્ષ્=જોવું+અક=ક. વા. પ્ર.,–જોનાર, અવલોકન કરનાર), **પ્રેરક** (પ્ર+ઈર્=પ્રેર્=ઉશ્કેરવું+અક=ક. વા. પ્ર.,–ઉશ્કેરનાર, વ્યાકરણમાં ધાતુનું એક રૂપ–પ્રયોજક), **પ્રૌઢ** [પ્ર=આગળ+ઊઢ (વહ્+ત) વહન કરેલું,–પુખ્ત ઉમરનું; ઉંચી ભાષાવાળું; વિવેકથી ભરેલું; વિદ્યા–પદવીથી માનવંતું; દેખાવમાં મોટું], **પ્રૌઢા** [પ્ર+ઊઢ+આ=ના. જા. પ્ર.,–પુખ્ત ઉમર (૩૦ થી ૫૦ ની અંદર)ની સ્ત્રી].

૨. **પરા પાછું, મોટું, ઉલટું:—પરાવર્તન** (પરા=પાછું+વૃત્=વળવું+અન=ક્રિ. વા. પ્ર.,–પાછું વળવું તે), **પરાવૃત્ત** (પરા=પાછું+વૃત્=વળવું+ત=ભૂ. કૃ. પ્ર.,–પાછું વળેલું).

**પરાકાષ્ઠા** (પરા=દૂરની–છેલ્લી+કાષ્ઠા=મર્યાદા,–કોઇ વાતની છેલ્લી મર્યાદા, મહા મુસીબત), **પરાક્રમ** (પરા=મોટું+ક્રમ્=ડગલાં ભરવાં+અ=ક્રિ. વા. પ્ર.,–મોટાં ડગલાં ભરવાં તે, બહાદુરી).

**પરાજય** [પરા=ઉલટું+જય (જિ=જિતવું + અ=ક્રિ. વા. પ્ર.) =જિતવું તે,–જયથી ઉલટું, હાર], **પરાજિત** (પરા=ઉલટું + જિ=જિતવું + ત=ભૂ. કૃ. પ્ર.,–હારેલું), **પરાભવ** (પરા + ભૂ=હારવું + અ=ક્રિ. વા. પ્ર.,–હારવું તે, હાર).



૩. अप નીચે, ખરાબ, ઉલટું, ર:—(૧). **અપદ્વાર** (અપ=નીચે+દ્વાર=બારણું,—નીચે બારણું તે, ગુદા), **અપશુકન** (અપ=ખરાબ+શુકન,—ખરાબ શુકન), **અપયશ** (અપ=ખરાબ+યશ,—ખરાબ યશ, અપકીર્તિ, ગેરઆબરૂ), **અપસવ્ય** (અપ=ઉલટું+સવ્ય=ડાબું,—ડાબું નહિ તે, જમણું; જનોઇ ડાબી ખાંધેથી જમણી ખાંધે લેવી તે; વિપરીત).

## ધોરણ સાતમા માટે.

(૨). **અપાન** (અપ=નીચે+અન્=શ્વાસ લેવો+અ=ક્રિ. વા. પ્ર.,—પાંચ પ્રાણ વાયુમાંનો એક, જે ગુદા વાટે છૂટે છે તે).

**અપકાર** (અપ=ખરાબ+કૃ=કરવું+અ=ક્રિ. વા. પ્ર.,—ખરાબ કરવું તે, ગુણને બદલે અવગુણ કરવો તે), **અપભ્રંશ** (અપ=ખરાબ+ભ્રંશ્=પડવું+અ=ક્રિ. વા. પ્ર.,—ખરાબ પડવું તે, મૂળ શબ્દનું થયેલું અશુદ્ધ રૂપાંતર), **અપલક્ષણ** (અપ=ખરાબ+લક્ષ્=જોવું+અન=ક્રિ. વા. પ્ર.,—ખરાબ લક્ષણ), **અપશબ્દ** (અપ=ખરાબ+શબ્દ્=અવાજ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,—ખરાબ શબ્દ).

**અપમાન** (અપ=ઉલટું+માન્=માન આપવું+અ=ક્રિ. વા. પ્ર.,—માનથી ઉલટું, અનાદર, તિરસ્કાર), **અપરાધ** (અપ=ઉલટું+રાધ્=પ્રસન્ન કરવું+અ=ક્રિ. વા. પ્ર.,—પ્રસન્ન કરવાથી ઉલટું તે, દોષ, ગુન્હો, વાંક), **અપવાદ** (અપ=ઉલટું+વદ્=બોલવું+અ=ક્રિ. વા. પ્ર.,—ઉલટું બોલવું તે, જુઠું આળ, અપકીર્તિ, દોષ).

**અપસરણ** (અપ=દૂર+સૃ=ખસવું+અન=ક્રિ. વા. પ્ર.,—દૂર ખસવું તે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું), **અપહરણ** (અપ=દૂર+હૃ=લઈ લેવું+અન=ક્રિ. વા. પ્ર.,—દૂર લઈ જવું તે, લુંટી લેવું તે, હરી

જવું તે, ચોરી), **અપાદાન** (અપ=વિયોગ,+આ+દા=લેવું+અન=ક્રિ. વા. પ્ર.,-વિયોગ લેવો તે, જે કોઈ પદાર્થથી છૂટા પડવું તે પદાર્થ, પાંચમી વિભક્તિનો એક અર્થ છે).

---

૪. **સમ્** સાથે, સુંદર રીતે, બિલકુલઃ—(૧) **સંક્રમણ** (સમ+ક્રમ=એક ઠેકાણે રહેલાનું બીજે ઠેકાણે જવું+અન=ક્રિ. વા. પ્ર.,-સૂર્ય અને પૃથ્વીની વચ્ચે એક લીટીમાં ગ્રહોનું આવવું તે), **સંક્ષિપ્ત** (સમ+ક્ષિપ્=ટુંકું કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,-ટુંકું કરેલું), **સંગમ** (સમ+ગમ=એકઠું મળવું+અ=ક્રિ. વા. પ્ર.,-એકઠું મળવું તે, નદી વગેરેનો એક ઠેકાણે સંગમ), **સંગ્રહ** (સમ+ગ્રહ્=સંઘરવું+અ=ક્રિ. વા. પ્ર.,-સંઘરવું તે, સંઘરો, સંચય, સમૂહ), **સંચિત** (સમ+ચિ=સંગ્રહ કરવો+ત=ભૂ. કૃ. પ્ર.,-સંગ્રહ કરેલું, સંચિત કર્મ), **સંતાપ** (સમ+તપ્=તપવું+અ=ક્રિ. વા. પ્ર.,-તાપ, ગરમી, દુઃખ), **સંદેશ** (સમ+દિશ્=સંદેશો કહેવો+અ=ક્રિ. વા. પ્ર.,-સંદેશો), **સંધાન** (સમ+ધા=જોડવું+અન=ક્રિ. વા. પ્ર.,-જોડવું તે, જોડાણ, સંબંધ, સાંધો, સાંધણ), **અનુસંધાન** (અનુ=પાછળ+સંધાન=સાંધણ,-એકની સાથે બીજાનું સંધાવું, લાગેલાગ મેળવી દેવો, સંબંધ મેળવી દેવો), **સંધિ** (સમ+ધિ=જોડવું+ક્તીપ્ ક્રિ. વા. પ્ર.,-જોડાણ, સંબંધ, સલાહ, સંધાણ, અક્ષરોનું એક બીજા સાથે જોડાવું તે), **સમસ્ત** (સમ=બિલકુલ+અસ્=ફેંકવું+ત=ભૂ. કૃ. પ્ર.,-સઘળું, સંપૂર્ણ), **સમાગમ** (સમ+આ+ગમ=સમાગમ=એકઠું મળવું, સંબંધ રાખવો, પાસે આવવું+અ=ક્રિ. વા. પ્ર.,-એકઠું મળવું તે, સંબંધ, સંગતિ, ઓળખાણ, સહવાસ), **સમાચાર** (સમ=સાથે,+આ+ચર્=આચરવું+અ=ક્રિ. વા. પ્ર.,-આચરવુ તે, ખબર, હાલત વિષે પૂછગાછ

કરવી તે), **સમાધાન** (સમ+આ+ધા=તકરાર ભાંગવી+અન=ક્રિ. વા. પ્ર.,–તકરાર ભાંગવી તે, સમજુતી, છૂટકારો, નિવેડો), **સમાન** (સમ=સાથે+અન=શ્વાસ લેવો+અ=ક્રિ. વા. પ્ર.,–પાંચ પ્રાણવાયુમાંનો એક, જે આખા શરીરમાં વ્યાપ્ત છે તે), **સમાપ્ત** (સમ+આપ્=સમાપ્=મેળવવું, પૂરૂં કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,–મેળવેલું, પૂરૂં કરેલું, સંપૂર્ણ), **સમારંભ** (સમ+આ+રભ્=સમારભ્=શરૂઆત કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–શરૂઆત કરવી તે, પ્રારંભ, શરૂઆત), **સમાસ** (સમ=સાથે+અસ્=ફેંકવું+અ=ક્રિ. વા. પ્ર.,–જોડાણ, સંબંધ, બે કે વધારે શબ્દો મળીને એક શબ્દ બનવો તે, સમૂહ), **સમુદય** (સમ+ઉદ્+અય્=સમુદય્=ઉંચે ચઢવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઉંચે ચઢવું તે, ઉન્નતિ; જથ્થો, સમૂહ), **સમુદાય** (જથ્થો, ટોળું, બધું, સકલ), **સમૃદ્ધિ** (સમ્=ઘણું+ઋદ્ધિ=સંપત્તિ, દોલત,–ઘણી સંપત્તિ), **સંપત્તિ** (સમ+પદ્=મેળવવું+તિ=ક્રિ. વા. પ્ર.,–મેળવવું તે, દોલત, ચઢતી, પૂર્ણતા, અતિ વૈભવ), **સંપાદન** (સમ+પદ્=મેળવવું+અન=ક્રિ. વા. પ્ર.,–મેળવવું તે), **સંપાદક** (સમ+પદ્=મેળવવું+અક=ક. વા. પ્ર.,–મેળવનાર), **સંપુટ** (સમ=સાથે+પુટ=પોલાણ,–ઉંધાચતા બાંધેલા કોડીઆની જોડ), **સંબંધ** (સમ=સાથે+બંધ્=બાંધવું+અ=ક્રિ. વા. પ્ર.,–સાથે બાંધવું તે, વળગણ, સગાઈ), **સંભાષણ** (સમ+ભાષ્=બોલવું, વાતચીત કરવી+અન=ક્રિ. વા. પ્ર.,–વાતચીત, પરસ્પર ભાષણ), **સંભ્રમ** (સમ+ભ્રમ=ભટકવું, ભુલમાં હોવું+અ=ક્રિ. વા. પ્ર.,–ભટકવું તે, ભૂલાવો, ભ્રાન્તિ, બહાવરાપણું), **સંમુખ** (સમ=સાથે+મુખ,–મોં સામે, રૂબરૂ, સમક્ષ, કને), **સંયમ** (સમ+યમ=રોકવું+અ=ક્રિ. વા. પ્ર.,–બંધન, ઈંદ્રિયો વગેરેનો નિગ્રહ), **સંલગ્ન** (સમ=સાથે+લગ્=જવું+ન=ભૂ. કૃ. પ્ર.,–જોડેલું, એકઠું કરેલું), **સંવાદ** (સમ+વદ્=બોલવું, વાતચીત

કરવી, એકઠા મળવું, બોલાવવું, કબૂલ કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–પરસ્પર ભાષણ થવાં તે, વાદવિવાદ, તત્વબોધક વાતચીત ), **સંસ્થાન** (સમ્+સ્થા=વસવું+અન=ક્રિ. વા. પ્ર.,–વસવું તે, જથો, રાજ્ય, મુલક, પરદેશીઓએ વસાવેલું થાણું ).

## ધોરણ સાતમા માટે.

(૨). **સંકટ** ( સમ્+કટ્=સાંકડું થવું+અ=ક્રિ. વા. પ્ર.,–સાંકડું થવું તે, સાંકડ, દુઃખ, આફત ), **સંકર** ( સમ્+કૃ=તૈયાર કરવું, બનાવવું+અ=ક્રિ. વા. પ્ર.,–ભેળા થવું તે, જોડાણ, એક જાતના પુરુષથી તેનાથી ભિન્ન જાતિની સ્ત્રીને પેટે પેદા થયેલી સંતતિ ), **સંકલના** ( સમ્+કલ્=પકડવું, ઉમેરવું, ઢગલો કરવો+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,–પકડવું તે, યોજના; ઢગલો કરવો તે, સરવાળો ), **સંકલ્પ** ( સમ્=સારૂં+કલ્પ્=યોજના કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–સારી યોજના કરવી તે, ઇચ્છા, ઠરાવ, ઇષ્ટાર્થની સિદ્ધિ માટે "આ આમ કરવું" એવો મનનો એક વ્યાપાર ), **સંકુચિત** ( સમ્+કુચ્=સંકોચાવું, ઢાંકવું, બંધ કરવું +ઇત=ભૂ. કૃ. પ્ર.,–સંકોચેલું, ઢાંકેલું, બંધ કરેલું ), **સંકેત** ( સમ્+કિત્=નિશાન કરવું+અ=ક્રિ. વા. પ્ર.,=મનનો ભાવ પ્રકટ કરવાને કરેલો હાથ વગેરેનો ઇશારો, સાન, કોઇ કામ માટે અગાઉથી કરી રાખેલી ગોઠવણ ), **સંકોચ** ( સમ્+કુચ્=સંકોચાવું+અ=ક્રિ. વા. પ્ર.,–સંકડાશ, આચકો ખાવો તે ), **સંક્રાન્તિ** ( સમ્+ક્રમ્=એકઠા મળવું, ઓળંગવું, નજદીક જવું, હાજર થવું+તિ=ક્રિ. વા. પ્ર.,–સૂર્ય અને ગ્રહોનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે ), **સંક્ષેપ** ( સમ્+ક્ષિપ્=ટુંકું કરવું+અ=ક્રિ. વા. પ્ર., ટુંકું કરવું તે, ટુંકાણ ), **સંખ્યા** ( સમ્+ખ્યા=ગણવું, સરવાળો કરવો+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–ગણીને કહેવું

તે, અંક, આંકડો, ગણતરી, પરિમાણ), **સંગતિ** (સમ્+ગમ્=એકઠું મળવું, સંગ કરવો, મિત્રાચારી રાખવી+તિ=ક્રિ. વા. પ્ર.,–એકઠું મળવું તે, સંબંધ, મિત્રાચારી), **સંગ્રહણી** (સમ્+ગ્રહ્=એકઠું કરવું, પકડવું; સંક્ષિપ્ત કરવું+અન=ક્રિ. વા. પ્ર.+ઈ=ના. જા. પ્ર.,–સંઘરણી–પેટમાં અમળાઇ લોહી અને આમ પડે તે રોગ, અતિસાર, મરડો), **સંઘાત** (સમ્=સુંદર રીતે+હન્=મારવું+ત=ભૂ. કૃ. પ્ર.,–સુંદર રીતે મારેલું, વધ; સોબત, સાથ, સંગાથ), **સંચય** (સમ્+ચિ=સંગ્રહ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–સંગ્રહ, સમૂહ, ઢગલો), **સંજ્ઞા** (સમ્+જ્ઞા=સમજવું, ઓળખવું, ચોકી કરવી, નામ પાડવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–ચેતના, જ્ઞાન, બુદ્ધિ; નામ; સંકેત-હાથ વગેરેથી ઇશારો કરવો તે), **સંતુષ્ટ** (સમ્+તુષ્=સંતોષ પામવો+ત=ભૂ. કૃ. પ્ર.,–સંતોષ પામેલું, ખુશ થયેલું, તૃપ્ત), **સંતોષ** (સમ્+તુષ્=સંતોષ પામવો+અ=ક્રિ. વા. પ્ર.,–સંતોષ, તૃપ્તિ, મનનું સ્વસ્થપણું, ધીરજ, આનંદ), **સંદિગ્ધ** (સમ્+દિહ્=લગાડવું, શક લાવવો, ઢગલો કરવો+ત=ભૂ. કૃ. પ્ર.,–શક ભરેલું, અચોક્કસ, ગુંચવાયલું, ભયંકર), **સંદેહ** (સમ્+દિહ્=શક લાવવો+અ=ક્રિ. વા. પ્ર.,–શક, સંશય), **સંધ્યા** (સમ્=સાથે+ધિ=ધારણ કરવું+ય=યો. દ. પ્ર.+આ=ના. જા. પ્ર.,–સાથે ધારણ કરનારી, જોડનારી, દિવસ અને રાત કે રાત અને દિવસને જોડતો વખત, સાંજ કે સવાર), **સંધ્યા** (સમ્=સુંદર રીતે+ધ્યૈ=ધ્યાન ધરવું,–બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યે સવારે, બપોરે, અને સાંજની સંધિ સમયે કરવાનું ગાયત્રી જપાદિ નિત્યકર્મ), **સંનિધાન** (સમ્+નિ+ધા=સન્નિધા=પાસે મૂકવું, સાથે મૂકવું+અન=ક્રિ. વા. પ્ર.,–પડોસ, પાસે, નજીક), **સંનિપાત** (સમ્+નિ+પત્=સન્નિપત્=નીચે ઉતરવું, એકઠું મળવું, હુમલો કરવો, પાસે આવવું+અ=ક્રિ. વા. પ્ર.,–

ઉતરવું તે, પતન, લવારી, બેભાનપણું થાય છે તે રોગ), **સન્યાસ** (સમ્+નિ+અસ્=સન્યસ્=નીચે મૂકવું, ત્યાગ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–સંસાર ત્યાગ કરવો તે, ચતુર્થાશ્રમ), **સમક્ષ** (સમ્=સાથે+અક્ષિ=આંખ,–આંખ પાસે, રૂબરૂ), **સમગ્ર** (સમ્=સાથે+અગ્ર=આગેવાન,–સઘળું, સમસ્ત, પૂર્ણ), **સમર્થ** (સમ્+અર્થ્=સમર્થ્=માનવું, ટેકો આપવો, તૈયાર કરવું+અ=ક. વા. પ્ર.,–ટેકો આપનાર, બલવાન્, જોરાવર, લાયક), **સમર્થન** (સમ્+અર્થ્=સમર્થ્=માનવું+અન=ક્રિ. વા. પ્ર.,–માનવું તે, યોગ્ય અયોગ્યની પરીક્ષા, ખંત), **સમર્પણ** (સમ્+અર્પ્=સમર્પ્=વિધિપૂર્વક આપવું+અન=ક્રિ. વા. પ્ર.,–વિધિપૂર્વક આપવું તે; તન, મન, ધન, ઇત્યાદિ દેવગુરુને સ્વાધીન કરવું તે), **સમાધિ** (સમ્+આ+ધિ=ઉંડું ધ્યાન ધરવું+ક્રિ વા. ક્વિપ્ પ્રત્યય,–ઉંડું ધ્યાન ધરવું તે, ચિત્ત અને પ્રાણની પરબ્રહ્મ સાથે એકતા, યોગનું આઠમું અંગ; કબર, સમાધ), **સમાવેશ** (સમ્+આ+વિશ્=સમાવિશ્=પ્રવેશ કરવો, દાખલ થવું+અ=ક્રિ. વા. પ્ર.,–દાખલ થવું તે, પ્રવેશ; સમાસ, જગ્યા, વગ), **સમાસક્ત** (સમ્+આ+સંજ્=સમાસંજ્=જોડવું, દૃઢ કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,–જોડાયલું), **સમાહાર** (સમ્+આ+હૃ=સમાહૃ=એકઠું કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–એકઠું કરવું તે, સમુદાય, સંગ્રહ, જથ્થો), **સમુચ્ચય** (સમ્+ઉદ્+ચિ=સમુચ્ચિ=એકઠું કરવું, ગોઠવવું+અ=ક્રિ. વા. પ્ર.,–એકઠું કરવું તે, સમુદાય, જથ્થો), **સંપદ** (સમ્+પદ્=મેળવવું+ક્રિ. વા. ક્વિપ્ પ્રત્યય,–સંપત્તિ, સંપત; આબાદી), **સંપન્ન** (સમ્+પદ્=મેળવવું+ન=ભૂ. કૃ. પ્ર.,–મેળવેલું, સંપત્તિવાળું, સંપૂર્ણ), **સંપૂર્ણ** (સમ્=સાથે+પૂર્=પૂરું કરવું+ન=ભૂ. કૃ. પ્ર.,–પૂરૂં કરેલું; બધું, આખું, પૂરું), **સંપ્રદાન** (સમ્+પ્ર+દા=આપવું+અન=ક્રિ. વા. પ્ર.,–આપવું તે, દાન; બક્ષીસ, ભેટ; ચોથી વિભક્તિનો અર્થ–કંઇ આપ-

વાની ક્રિયાનું ગૌણ કર્મ ), **સંપ્રદાય** ( સમ્+પ્ર+દા=આપવું+ય=ગો. દ. પ્ર.,-પરાપૂર્વથી ચાલતો વહિવટ, રીત; વેદપ્રણીત ધર્મમાર્ગ ), **સંબોધન** (સમ્+બુધ્=બોલાવવું+અન=ક્રિ. વા. પ્ર.,-બોલાવવું તે, પહેલી વિભક્તિનો એક અર્થ-કોઇને બોલાવીને કંઇ કહેવામાં આવે ત્યારે તેને સંબોધન કર્યું કહેવાય છે ), **સંભવ** ( સમ્+ભૂ=સંભવવું, માનવું +અ=ક્રિ. વા. પ્ર.,-સંભવવું તે, બની શકે તેવી સ્થિતિ, શક્યતા ), **સંભાર** (સમ્=સાથે+ભ=ભરવું + અ=ક્રિ. વા. પ્ર.,-અથાણામાં ભરવાનો મસાલો-મેથી, મરચાં, હીંગ, મીઠું, વગેરે; તૈયારી, ટેકો, જરૂરીઆત, સમુદાય), **સંભાવના** ( સમ્+ભૂ=માનવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,-માનવું તે, સંભવ; આદરમાન; એ નામનો એક અલંકાર ), **સંભાવિત** ( સમ્+ભૂ=માનવું, બની શકે તેવું ધારવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,-માનેલું, બની શકે તેવું ધારેલું, આબરૂદાર ), **સંમત** ( સમ્+ મન્=માનવું, કબૂલ કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,-માનેલું, કબુલ કરેલું), **સંમતિ** (સમ્ + મન્=માનવું+તિ=ક્રિ. વા. પ્ર.,-માનવું તે, મળતાપણું, કબુલાત, ઇચ્છા ), **સંમાર્જની** ( સમ્=સુંદર રીતે+મૃજ્=વાળવું+અન=ક. વા. પ્ર.+ઈ=ના. જા. પ્ર.,-સાવરણી ), **સમ્રાજ્** ( સમ્=સુંદર રીતે+રાજ્ =પ્રકાશવું+ક. વા. ક્વિપ્ પ્રત્યય,-સુંદર રીતે પ્રકાશનાર, ચક્રવર્તિ રાજા, શહેનશાહ ), **સામ્રાજ્ય** ( સમ્રાજ્+ય,-ચક્રવર્તિ રાજ્ય, શહેનશાહત ), **સંયુક્ત** ( સમ્=સાથે+યુજ્=જોડવું+ત=ભૂ. કૃ. પ્ર.,-સાથે જોડેલું સંયોગ કરેલું ), **સંયોગ** (સમ્+યુજ્=ભેગા મળવું+અ=ક્રિ. વા. પ્ર.,- ભેગા મળવું તે, સંબંધ, મેળાપ, મિશ્રણ; સંજોગ ), **સંયોગીકરણ** [ સંયોગ=મિશ્રણ+કરણ ( કૃ=કરવું+અન=ક્રિ. વા. પ્ર. )=કરવું તે,- મિશ્રણ કરવું તે ( પૃથક્કરણથી ઉલટું ) ], **સંયોજિત** ( સમ્+યુજ્ =જોડવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,-જોડેલું, યોજેલું ), **સંરક્ષણ** ( સમ્+રક્ષ્=

રક્ષણ કરવું+અન=ક્રિ. વા. પ્ર.,-રક્ષણ કરવું તે, રક્ષણ, સંભાળ, બચાવ), **સંરક્ષિત** (સમ+રક્ષ્=રક્ષણ કરવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,-રક્ષણ કરેલું, બચાવાયલું), **સંવૃદ્ધિ** (સમ=બિલકુલ+વૃધ્=વધવું+તિ=ક્રિ. વા. પ્ર.,-વધારો, આબાદી), **સંશય** (સમ્=સાથે+શી=સુવું + અ=ક્રિ. વા. પ્ર.,-શક, વહેમ, ભય), **સંશોધન** (સમ્= સુંદર રીતે+શુધ્=શોધવું+અન=ક્રિ. વા. પ્ર.,+સારી રીતે શોધવું તે, શુદ્ધ કરવું તે, સાફ કરવું તે), **સંસર્ગ** (સમ+સૃજ્=જોડવું, સમાગમ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,-જોડવું તે, સ્પર્શ, સંયોગ, સંબંધ-વહેવાર, પરિચય), **સંસાર** (સમ્+સૃ=પાસે આવવું, સરવું, મેળવવું+અ=ક્રિ. વા. પ્ર.,-સરવું તે-માણસ મરી જવાથી એનો સંસાર એની સાથેજ ચાલ્યો ગયો ગણાય; આ લોક, વિશ્વ, દુનિયા), **સંસ્કાર** [સમ+કૃ=સુંદર કરવું+અ= ક્રિ. વા. પ્ર.,-સુંદર કરવું તે, જે કર્મક્રિયાથી મનુષ્ય શુદ્ધ થઇ ઉચ્ચત્વને પામે છે તે, ધર્મવિધિ. દ્વિજને માટે ૧૬ સંસ્કાર કહેલા છે. ( **સમ્** સાથે **કૃ** ધાતુ આવતાં વચમાં **સ્** વધે છે )], **સંસ્કૃત** (સમ+કૃ=સુંદર કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,-સુંદર કરેલ, સુધારેલ; સુધારેલી ભાષા=સંસ્કૃત ભાષા, ગીર્વાણ ભાષા), **સંસ્થા** (સમ+સ્થા=વસવું, હૈયાત હોવું, કબલ કરવું, મરવું +આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-ન્યાયના રસ્તામાં રહેવું તે, સભા, મંડળ, સમાજ, વ્યક્તિ; નાશ, છેડો, અંત), **સંહાર** (સમ+હૃ=નાશ કરવો +અ=ક્રિ. વા. પ્ર.,-નાશ, પ્રલય), **ઉપસંહાર** (ઉપ+સમ+હૃ=સારી રીતે ટુંકું હરવું+અ=ક્રિ. વા. પ્ર.,-આરંભેલો વિષય સમાપ્ત કરવો તે, સમાપ્તિ, સંગ્રહ, સંક્ષેપ), **સંહિતા** (સમ+ધા=જોડવું, પકડવું, બંધ કરવું, પાસે આવવું+ત=ભૂ. કૃ. પ્ર.+આ=ના. જા. પ્ર.,-જોડેલું, એકઠું કરેલું. વેદની સંહિતા કહેવાય છે, કેમકે પ્રથમ તેના મંત્રો છૂટા છૂટા ચાલતા હતા, તેને **વેદવ્યાસ** અનુક્રમે ગોઠવીને હાલના આકારમાં મૂક્યા છે.

**૫. अनु પાછળ, સાથે, મળતું:**—(૧) **અનુનાસિક** (અનુ=સાથે+નાસિકા=નાક,—નાકમાંથી બોલાતા વ્યંજન), **અનુકૂળ** (અનુ=મળતો+કૂલ=કિનારો,—જે કિનારે હોઈએ તે કિનારે, ગમતું).

**અનુગમન** (અનુ=પાછળ+ગમ્=જવું+અન=ક્રિ. વા. પ્ર.,—પાછળ જવું તે, અનુસરવું તે, એકને જોઈ બીજાએ કરવું તે), **અનુચર** (અનુ=પાછળ+ચર્=ચાલવું+અ=ક. વા. પ્ર.,—પાછળ ચાલનાર, સેવક, ચાકર), **અનુભૂત** (અનુ=પાછળ+ભૂ=થવું+ત=ભૂ કૃ. પ્ર.,—પાછળ થયેલું, અનુભવથી જણાયલું તે, સિદ્ધ, નક્કી), **અનુમાન** (અનુ=પાછળ+મા=માપવું+અન=ક્રિ. વા. પ્ર.,—પાછળ માપવું તે, એક બીનાની પાછળ તેને મળતી બીજી બીના જાણવી તે, તર્ક, અટકળ).

**અનુગ્રહ** (અનુ=સાથે+ગ્રહ્=પકડવું+અ=ક્રિ. વા. પ્ર.,—દેવ અથવા ગુરુએ કોઈના ઉપર પ્રસન્ન થઈ તેનો હાથ પકડવો તે, સ્વીકાર, કબૂલ કરવું તે,. મહેરબાની; ઉપદેશ), **અનુપાન** (અનુ=સાથે+પા=પીવું+અન=ક્રિ. વા. પ્ર.,—સાથે પીવાનું તે, વૈદ્યે દવાની સાથે જે પીવાનું કહ્યું હોય તે; પથ્ય, પરહેજી; વારણ), **અનુબંધ** (અનુ=સાથે+બંધ્=બાંધવું+અ=ક્રિ. વા. પ્ર.,—સાથે બાંધવું તે, જારી રહેવું તે, બંધન; સંબંધ, સગાઈ).

**અનુક્રમ** (અનુ=મળતો+ક્રમ્=લાગુ થવું+અ=ક્રિ. વા. પ્ર.,—મળતું લાગુ થવું તે, એક પછી એક, હારબંધ, મળતો ક્રમ; પદ્ધતિ, ગોઠવણ), **અનુક્રમણિકા** (ગ્રંથમાં ફલાણી બાબત ફલાણે પાને છે એ બતાવનારી ટીપ; સાંકળિયું; સૂચિપત્ર), **અનુરૂપ** (અનુ=મળતું+રૂપ્=દેખાવું+અ=ક્રિ. વા. પ્ર.,—મળતું દેખાવું તે, મળતું રૂપ, આબેહુબ), **અનુશાસન** [અનુ=મળતું+શાસન (શાસ્=રાજ્ય ચલાવવું+અન=ક્રિ. વા. પ્ર.)=આજ્ઞા,—કાયદા પ્રમાણે ચાલવું તે; કાયદો; આજ્ઞા; વિધિ).

## ધોરણ સાતમા માટે.

(૨). **અનુકંપા** (અનુ=પાછળ+કંપ્=કંપવું + આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–પાછળ કંપવું તે, દયા ). **અનુજ** [ અનુ=પાછળ+જ (જન્= જન્મવું )=જન્મેલું,–પાછળ જન્મેલો, નાનો ભાઈ ], **અનુજીવી** ( અનુ=પાછળ+જીવ્=જીવવું+ઇન=વાળાં,–કોઈને આધારે ભરણપોષણ કરવાવાળાં–દાસ, સેવક, ચાકર ), **અનુજ્ઞા** ( અનુ+જ્ઞા=હુકમ કરવો+ આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–હુકમ, આજ્ઞા; રજા, પરવાનગી ), **અનુતાપ** ( અનુ=પાછળ + તપ્ = તપવું+અ=ક્રિ. વા. પ્ર.,–પાછળ તપવું તે–પસ્તાવો ), **અનુભવ** (અનુ=પાછળ + ભૂ=થવું+અ=ક્રિ. વા. પ્ર.,– પાછળ થવું તે, અભ્યાસ–અવલોકન કર્યાથી મેળવેલું જ્ઞાન; અવલોકન, તપાસ, પ્રયોગ; અભ્યાસ, મહાવરો; ફળ, પરિણામ), **અનુભાવ** (અધિકારનું તેજ–મોટાઈ, પરાક્રમ; દૃઢ નિશ્ચય, ખાત્રી), **અનુમોદન** ( અનુ+મુદ્=અભિપ્રાય આપવો + અન=ક્રિ. વા. પ્ર.,–અભિપ્રાય આપવો તે; સંમતિ; સંતોષ ), **અનુરક્ત** ( અનુ=પાછળ+રંજ્=ખુશી થવું+ ત=ભૂ. કૃ. પ્ર.,–પાછળ ખુશી થયેલ, આનંદી; આસક્ત ), **અનુરાગ** ( અનુ=પાછળ+રંજ્=ખુશી થવું+અ=ક્રિ. વા. પ્ર.,–પાછળ ખુશી થવું તે, પ્રીતિ, આસક્તિ ), **અનુવાદ** (અનુ=પાછળ+વદ્=બોલવું+અ=ક્રિ. વા. પ્ર.,–કોઈને વિષે જાહેરમાં ભાષણ કરવું તે, ગુણ અવગુણનું કથન; મિથ્યા ભાષણ–લવારી; વારંવાર બોલવું તે; ભાષાંતર), **અનુષ્ઠાન** ( અનુ+સ્થા = શરૂ કરવું + અન=ક્રિ. વા. પ્ર.,–હોમ હવન વગેરે કર્મો કરવાને પ્રવૃત્ત થવું તે, કર્મારંભ ), **અનુસરણ** (અનુ=પાછળ+ સૃ=જવું+અન=ક્રિ. વા. પ્ર.,–પાછળ જવું તે, મળતું આવવું તે, એકની પેઠે બીજાએ કરવું તે ), **અનુસ્વાર** (અનુ=પાછળ+સ્વાર=સ્વર વર્ણ,– સ્વરની પછી એનો ઉચ્ચાર થાય છે માટે અનુસ્વાર કહેવાય છે ),

અન્વય [ અનુ=પાછળ+અય્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–પાછળ જવું તે, પદ્યના શબ્દોને ગદ્યને ક્રમે ગોઠવવા તે; સંબંધ ( ક્રિયાપદનો કર્તાકર્મ સાથે અથવા વિશેષણનો વિશેષ્ય સાથે જે સંબંધ તે ); વંશ, કુળ].

**અનુયાયી** ( અનુ=સાથે+યા=જવું+ઇન્=વાળા,–સાથે (પછાડી) ચાલવાવાળા, સેવક, શિષ્ય, ભક્ત, આશ્રિત, વગેરે ), **અનુષંગી** ( અનુ=સાથે+સંજ્=ચોંટી રહેવું, વળગવું, જવું+ઇન્=વાળું,–સાથે જવાવાળો; ગુજરાતી ભાષામાં દરેક વ્યંજનને છેડે અ આવે છે તે અ અનુષંગી કહેવાય છે ).

**અનુકરણ** ( અનુ=મળતું+કૃ=કરવું+અન=ક્રિ. વા. પ્ર.,–મળતું કરવું તે, એકના જેવું બીજાએ કરવું તે, પ્રતિરૂપ ), **અનુપ્રાસ** ( અનુ=મળતું+પ્ર=આગળ+અસ્=ફેંકવું+અ=ક્રિ. વા. પ્ર.,–મળતું ફેંકવું તે, શબ્દાલંકાર. સ્વર–વર્ણ–શબ્દની જે પુનઃ પુનઃ આવૃત્તિ થયાં કરે છે તે ), **અનુમતિ** ( અનુ=મળતું+મન્=વિચારવું+તિ=ક્રિ. વા. પ્ર.,– મળતું વિચારવું તે, સંમતિ, મંજુરી ), **અનુસાર** ( અનુ=મળતું+ સૃ=જવું+અ=ક્રિ. વા. પ્ર.,=મળતું જવું તે; પ્રમાણે, સરખું, તેવું ).



૯. **अव નીચે, નઠારૂં**:—(૧). **અવકાશ** ( અવ=નીચે+ કાશ્=ચળકવું+અ=ક્રિ. વા. પ્ર.,–ફુરસદ, વખત; સ્થાન ), **અવધાન** ( અવ=નીચે+ધા=ધરવું, મૂકવું+અન=ક્રિ. વા. પ્ર.,–નીચે ધરવું તે, ધ્યાન, લક્ષ), **અવલંબન** (અવ=નીચે+લંબ્=લટકવું+અન=ક્રિ. વા. પ્ર.,–નીચે લટકતું તે, આશ્રય, ટેકો, શરણસ્થળ ).

**અવકૃપા** ( અવ=નઠારી+કૃપા=મહેરબાની,–ગેરમહેરબાની, ઈતરાજ, કરડી નજર ), **અવચિહ્ન** ( અવ=નઠારાં+ચિહ્ન=લક્ષણ,–

નઠારાં લક્ષણ, અશુભસૂચક ચિહ્ન, અપલક્ષણ ), **અવદશા** (અવ=નઠારી+દશા=હાલત,–નઠારી હાલત, માઠી હાલત, દુર્દશા ).

## સાતમા ધોરણ માટે.

**અવતરણ** ( અવ+તૃ=અવતરવું+અન=ક્રિ. વા. પ્ર.,–અવતરવું તે, અવતાર; ઉતારો, ટાંચણ), **અવતાર** (અવ+તૃ = અવતરવું+અ=ક્રિ. વા. પ્ર.,–અવતરવું તે, જન્મ; વિષ્ણુ વગેરેના જુદા જુદા દેહધારણ કરેલા અવતાર; આત્મા એક દેહ છોડી બીજા દેહમાં જાય તે ), **અવનતિ** ( અવ=નીચે+નમ્=નમવું + તિ=ક્રિ. વા. પ્ર.,–નીચે નમવું તે; પડતી હાલત; એથી ઉલટો શબ્દ ઉન્નતિ=ચડતી હાલત ), **અવરોધ** ( અવ=નિશ્ચય+રુધ્=અટકાવવું+અ=ક્રિ. વા. પ્ર.,–નિશ્ચય અટકાવવું તે, અટકાવ, પ્રતિબંધ; જનાનખાનું, અંતઃપુર, રણવાસ ), **અવલેહ** ( અવ+લિહ્=ચાટવું+અ=ક્રિ. વા. પ્ર.,–આંગળીવતી ચટાય તેવી ઓષધિ, ચાટણું ), **અવલોકન** ( અવ=નીચે+લોક્=જોવું+અન=ક્રિ. વા. પ્ર.,–નીચે–ધ્યાન–આપીને જોવું તે, બારીક તપાસ, નિરીક્ષણ ), **અવલોકિત** ( અવ+લોક્+ઇત,–જોયેલ ), **અવશેષ** ( અવ=નીચે+શિષ્=બાકી રહેવું+અ=ક્રિ. વા. પ્ર.,–નીચે બાકી રહેવું તે, બાકી, શેષ; અંત, આખર ), **અવસર** ( અવ+સૃ=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–ટાણું, તક, વખત ), **અવસ્થા** ( અવ+સ્થા=ઉભા રહેવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–હાલત; આયુષ્ય, ઉમર ).

**અવક્રિયા** [ અવ=નઠારી+ક્રિયા ( કૃ=કરવું )=ચેષ્ટા, અસર,–નઠારી અસર, શરીરની તંદુરસ્તી બગડવી તે. સંસ્કૃતમાં એનો અર્થ 'પરિત્યાગ' થાય છે ], **અવગણના** (અવ=નઠારી+ગણ્=ગણવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,–નઠારી ગણત્રી, ન લેખવવું તે, અના-

દર, તિરસ્કાર ), **અવગતિ** [ અવ=નઠારી+ગતિ ( ગમ્=જવું+તિ=ક્રિ. વા. પ્ર. )=સ્થિતિ,–મરણ પછી નઠારી સ્થિતિ. સંસ્કૃતમાં એનો અર્થ 'જ્ઞાન, અકલ' થાય છે ], **અવજ્ઞા** ( અવ+જ્ઞા=અપમાન કરવું+આ= ક્રિ. વા. ના. જા. પ્ર.,–અપમાન કરવુ તે, અનાદર, તિરસ્કાર ), **અવયોગ** [ અવ=નઠારો+યોગ ( યુજ્=જોડવું+અ=ક્રિ. વા. પ્ર. )= વખત,–નઠારો વખત, અવજોગ, કુમુહૂર્ત ].



૭. **નિસ્, નિર્ નહિ, બહાર, નક્કી:**—'નિસ્'ની પછી ઘોષાક્ષર આવે તો 'નિસ્'નું 'નિર્' થાય છે. (૧). **નિરક્ષર** (નિર્= નહિ+અક્ષર,–અભણ ), **નિરંકુશ** ( નિર્=નહિ+અંકુશ = દાબ,–દાબ વિનાનું, સ્વતંત્ર, ઉન્મત્ત ), **નિરુત્તર** ( નિર્+ઉત્તર,–જવાબ ન દેવાય તેવું ), **નિરુપદ્રવ** ( નિર્+ઉપદ્રવ,–ઉપદ્રવ વિનાનું ), **નિર્ગંધ** ( ગંધ વગરનું ), **નિર્ગમન** ( નિર્+ગમ્=નિર્ગમ્=બહાર જવું + અન=ક્રિ. વા. પ્ર.,–બહાર જવું તે ), **નિર્ગુણ** ( નિર્=નહિ+ગુણ,–ગુણ વગરનું, નિમકહરામ; જેના ગુણની કલ્પના ન થઈ શકે તેવું, રજસ્, તમસ્ અને સત્ત્વ ગુણ રહિત–પરમાત્મા ), **નિર્જન** ( જન રહિત, વગર વસેલું, ઉજડ ), **નિર્જર** ( નિર્=નહિ + જરા=ઘડપણ,–જેને ઘડપણ નથી તેવું, તાજું; અમર; દેવ, અમૃત ), **નિર્જળ** (પાણી વગરનું), **નિર્જીવ** ( જીવ વગરનું, અશક્ત, માલ વગરનું ), **નિર્ધન** ( ધન વગરનું ), **નિર્બંધ** ( નિર્ + બંધ્=આગ્રહ કરવો, + અ=ક્રિ. વા. પ્ર.,– આગ્રહ, હઠ; હરીફાઈ), **નિર્માણ** ( નિર્ + મા=નિર્માણ કરવું+ન= ભૂ. કૃ. પ્ર.,–નિર્માણ કરેલું, સર્જિત ), **નિર્માલ્ય** ( માલ વગરનો, કમજોર ); **નિર્મુખ** ( નિર્=નહિ + મુખ,–નિરાશ ), **નિર્મૂળ** ( મૂળ

વગરનું), **નિર્વંશ** (વંશમાં કોઈ ન હોવું તે), **નિર્વેધ** (વેધ વિનાનું, અડચણ વિનાનું).

**નિશ્ચલ** (નિસ્=નહિ+ચલ્=ચાલવું+અ=ક્રિ. વા. પ્ર.,–ચાલે નહિ તેવું, અચલ, સ્થિર, દૃઢ), **નિષ્કંટક** (નિસ્=નહિ+કંટક=કાંટો,–હરકત વિનાનું), **નિષ્કરુણ** (નિસ્=નહિ+કરુણ=દયા,–દયા વગરનું, ક્રૂર), **નિષ્પક્ષપાત** [નિસ્=નહિ+પક્ષ=બાજુ+પાત (પત્=પડવું)=પડવું તે,–પક્ષપાત વગરનું, તરફદારી વગરનું].

**નિઃસત્ત્વ** [નિસ્=નહિ+સત્ત્વ=સત્ત્વગુણ (જેથી શાન્તિ, ક્ષમા, દયા, સત્ય, જ્ઞાન, નીતિની વૃદ્ધિ થાય તે ગુણ), સાર,–સત્ત્વગુણ રહિત, સાર રહિત), **નિઃસંતાન** (સંતાન રહિત), **નિઃસંદેહ** (નિસ્=નહિ+સંદેહ,–સંદેહ વગરનું), **નિઃસંગ** (નિસ્=નહિ+સંગ=સાથી,–સાથી વગર, એકલું), **નિઃસાધન** [નિસ્=નહિ+સાધન (સાધ્=મેળવવું+અન=ક્રિ. વા. પ્ર.),–સાધન રહિત], **નિઃસ્પૃહ** (નિસ્=નહિ+સ્પૃહા=ઇચ્છા, દરકાર, તૃષ્ણા, ગરજ, પરવા,–જે કોઈની ઇચ્છા ન રાખતો હોય તે, બેદરકાર).

## ધોરણ સાતમા માટે.

(૨). **નિરંજન** [નિર્=નહિ+અંજન (અંજ્=આંજવું+અન=ક્રિ. વા. પ્ર.)=આંજવું તે, કાજળ; દોષ; અજ્ઞાન,–અજ્ઞાન રહિત, પરમાત્મા], **નિર્ગત** (નિર્+ગમ્=બહાર જવું+ત=ભૂ. કૃ. પ્ર.,–બહાર ગયલું; શક્તિ વગરનું, નબળો), **નિર્ણય** [નિર્=નક્કી+નય (ની=દોરી જવું+અ=ક્રિ. વા. પ્ર.) દોરી જવું તે,–વિચારને નક્કી દોરી જવા તે, ઠરાવ, ફેંસલો], **નિર્દેશ** (નિર્+દિશ્=બતાવવું, દેખાડવું+અ=ક્રિ. વા. પ્ર.,–બતાવવું તે, વર્ણન; આજ્ઞા; સલાહ; ઉપદેશ; કથન),

**નિર્ધાર** ( નિર્+ધૃ=નક્કી કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–નક્કી, નિશ્ચયપૂર્વક, ઘણામાંથી એકને છૂટું પાડવું તે ), **નિર્ભાગ્ય** [ નિર્=નહિ+ભાગ્ય [ ભજ્=ભજવું+ય=યો. દ. પ્ર. )=નસીબ,–નસીબ વગરનું, કમનસીબ], **નિર્ભ્રાન્ત** ( નિર્=નહિ+ભ્રમ્=ભમવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ભમેલું નહિ તે, ભ્રાન્તિ વગરનું ), **નિર્ભેદ્ય** ( નિર્=નહિ+ભિદ્=ભેદવું+ય=ક્રિ. વા. પ્ર.,–ન ભેદાય તેવું ), **નિર્મિત** ( નિર્+મા=નિર્માણ કરવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,–નિર્માણ કરેલું, સરજાયલું, ઉપજાયલું, કરાયલું ), **નિરીક્ષા** ( નિર્+ઈક્ષ્=નિરખવું, તપાસવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–દુરબીનમાંથી તારા વગેરે જોવા, નીરખ ), **નિરીક્ષક** ( નિર્+ઈક્ષ્=તપાસવું+અક=ક. વા. પ્ર.,–તપાસનાર, ધારી ધારીને જોનાર), **નિર્લોભ** ( નિર્=નહિ+લુભ્=લોભ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–લોભ વગરનું ), **નિર્વાણ** ( નિર્+વા=ફુંકવું, મરવું+ન=ભૂ. કૃ. પ્ર.,–મુવેલું, મુક્ત; મનુષ્યની છેલ્લી સ્થિતિ, મોક્ષ; નિવૃત્તિ; વિરામ ), **નિર્વાહ** ( નિર્+વહ્=લઇ જવું, પૂરું કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–ગુજરાન ચલાવવું તે, ભરણપોષણ, ઉપજીવિકા ).

**નિશ્ચય** ( નિસ્+ચિ=નિશ્ચય કરવો, ઠરાવ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–ઠરાવ, નિર્ણય, સંકલ્પ, ખાત્રી ), **નિષ્કામ** [ નિસ્=નહિ+કામ (કમ્=ચાહવું+અ=ક્રિ. વા. પ્ર.)=ઇચ્છા,–ઇચ્છા વગરનું ], **નિષ્કામ-ભક્તિ** (ફળની આશા વગરની ઈશ્વર ભક્ત), **નિષ્ક્રાન્ત** (નિસ્+ક્રમ્=તજી જવું, બહાર નીકળવું, અટકવું+ત=ભૂ. કૃ. પ્ર.,–બહાર નીકળેલું), **નિષ્પન્ન** ( નિસ્+પદ્=પૂરું કરવું+ન=ભૂ. કૃ. પ્ર.,–પૂરું કરેલું; પેદા થયલું; તત્પર, તૈયાર ).

**નિઃશેષ** ( નિસ્=નહિ+શિષ્=બાકી રહેવું+અ=ક્રિ. વા. પ્ર.,–શેષ–બાકી વગર ), **નિઃશ્રેણી** [ નિસ્=બહાર+શ્રેણી ( શ્રિ=જવું )=જવાનું સાધન, પગથી,–બહાર જવાનું સાધન, નીસરણી ].

૮. **દુસ્, દુર્ નઠારૂં, મુશ્કેલીથી:—(૧). દુરવસ્થા** (દુર્=નઠારી+અવસ્થા=હાલત,—નઠારી હાલત, કંગાલીઅત), **દુરાગ્રહ** (દુર્=નઠારો+આગ્રહ,—નઠારો આગ્રહ, હઠીલાઈ), **દુરાત્મા** (દુર્=નઠારો+આત્મા, નઠારો આત્મા, દુષ્ટ માણસ), **દુરુપચાર** (દુર્=નહિ+ઉપચાર,—અસાધ્ય, લાઈલાજ), **દુર્જન** (નઠારો માણસ, પાપી માણસ; દુષ્ટ, કપટી), **દુર્દૈવ** (દુર્=ખરાબ+દૈવ=નસીબ,—ખરાબ નસીબ, અભાગ્ય, કમનસીબ), **દુર્બળ** (ઓછું બળ, નબળું; પાતળું; અશક્ત; ગરીબ), **દુર્ભાવના** (ખરાબ વિચાર), **દુર્મુખ** (દુષ્ટ છે મુખ જેનું તે, દુર્ભાષણ કરનાર), **દુરંત** (દુર્=મુશ્કેલીથી+અંત=છેડો,—જેને છેડે પહોંચવું મુશ્કેલ છે તે, અપાર).

**દુ:શીલ** (દુ:=ખરાબ+શીલ=સ્વભાવ,—ખરાબ સ્વભાવવાળું), **દુ:સહ** (દુ:=મુશ્કેલીથી+સહ્=ખમવું+અ=ક્રિ. વા. પ્ર.,—મુશ્કેલીથી ખમાય તેવું).

**ધોરણ સાતમા માટે.**

(૨). **દુર્મતિ** [દુર્=નઠારી+મતિ (મન્=વિચારવું+તિ=ક્રિ. વા. પ્ર.)=બુદ્ધિ,—નઠારી બુદ્ધિ], **દુર્લક્ષ** [દુર્=ખરાબ+લક્ષ (લક્ષ્=જોવું+અ=ક્રિ. વા. પ્ર.)=ધ્યાન,—ખરાબ ધ્યાન, બેદરકારી], **દુર્વાસના** [દુર્=ખરાબ+વાસના (વસ્=હોવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.)=ઇચ્છા,—ખરાબ ઇચ્છા].

**દુર્ગ** (દુર્=મુશ્કેલીથી+ગમ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,—મુશ્કેલીથી જવાય તેવું, પહાડી કિલ્લો), **દુર્જય** (દુર્=મુશ્કેલીથી+જિ=જિતવું+અ=ક્રિ. વા. પ્ર.,—મુશ્કેલીથી જિતાય એવું, અજિત), **દુર્ભિક્ષ** [દુર્=મુશ્કેલીથી+ભિક્ષા (ભિક્ષ્=માગવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.)=ભીખ,—મુશ્કેલીથી ભીખ મળે તેવો વખત, દુકાળ],

**દુર્ભેદ્ય** [ દુર્=મુશ્કેલીથી+ભેદ્ય ( ભિદ્=ભેદવું+ય=યો. દ. પ્ર.),–મુશ્કેલીથી ભેદાય તેવું, ૬૭ ], **દુર્લભ** ( દુર્=મુશ્કેલીથી+લભ્ = મેળવવું+ અ = ક્રિ. વા. પ્ર.,–મુશ્કેલીથી મેળવાય તેવું ).

**દુષ્કર્મ** [ દુસ્ = નઠારૂં+કર્મ ( કૃ = કરવું+મન્ = ક્રિ. વા. પ્ર.) = કામ,–નઠારૂં કામ ], **દુષ્કૃતિ** ( દુસ્ = નઠારૂં+કૃ = કરવું+તિ = ક્રિ. વા. પ્ર.,–નઠારૂં કામ ), **દુષ્કર** ( દુસ્ = મુશ્કેલીથી+કૃ = કરવું+અ = ક્રિ. વા. પ્ર.,–મુશ્કેલીથી કરાય તેવું, અઘરૂં, કઠણુ ).

---

૯. **વિ** **વિશેષ, વિના, ઉલટું**:–(૧). **વિકરાલ** (વિ=વિશેષ +કરાલ=ભયંકર,–વધારે ભયંકર, બીહામણું ), **વિકળા** (વિ=વિશેષ+ કળા=અંશનો ૬૦ મો ભાગ,–કળાનો ૬૦ મો ભાગ), **વિકૃત** ( વિ+ કૃ=ફેરફાર થવો+ત=ભૂ. કૃ. પ્ર.,–ફેરફાર થયેલું, બગડેલું, રોગી ), **વિકૃતિ** ( વિ+કૃ = ફેરફાર થવો+તિ = ક્રિ. વા. પ્ર.,–ફેરફાર થવો તે, ફેરફાર, રોગ, વિકાર ), **વિક્રમ** (વિ=વિશેષ + ક્રમ=પગલું ભરવું + અ= ક્રિ. વા. પ્ર.,–વિશેષ પગલાં ભરવાં તે, બહાદુરી, વીરતા, એક બહાદુર રાજાનું નામ ), **વિખ્યાત** ( વિ + ખ્યા=જાણીતા થવું, જોવું, બોલાવવું+ત=ભૂ. કૃ. પ્ર.,–જાણીતો થયેલો, પ્રસિદ્ધ, નામીચું, જાહેર; બોલાવેલું ), **વિખ્યાતિ** ( વિ+ખ્યા=જાણીતા થવું+તિ=ક્રિ. વા. પ્ર., –જાણીતા થવું તે, પ્રખ્યાતિ, કીર્તિ ), **વિગ્રહ** ( વિ + ગ્રહ્ = વિગ્રહ કરવો, લડાઇ કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–વિગ્રહ કરવો તે, લડાઈ, યુદ્ધ, કજિયો, વઢવાડ; વ્યાકરણમાં સામાસિક શબ્દો છૂટા પાડી સમજાવવા તે ), **વિચિત્ર** ( વિ=વિશેષ + ચિત્ = દેખાવું + ર=લ. વા. પ્ર.,–વિશેષ દેખાવું તે, રંગબેરંગી, અદ્દભૂત, નવાઇ જેવું ), **વિતનુ** [ વિ=વિના

+તનુ=શરીર,—શરીર વિનાનો, અનંગ, કામદેવ ( મહાદેવે કામ બાળી નાંખ્યો હતો ); નાજુક, સુંદર ], **વિતર્ક** ( વિ=ઉલટો+તર્ક્=વિચાર કરવો+અ=ક્રિ. વા. પ્ર.,—ઉલટો વિચાર કરવો તે, ખોટા તર્ક; શંકા ), **વિતલ** ( વિ=વિશેષ + તલ=તળિયું,—સાત પાતાળ પૈકી બીજું ), **વિદૂષક** ( વિ=વિશેષ+દૂષ્=બગાડવું+અક=ક. વા. પ્ર.,—મશ્કરો, આનંદી, રંગલો ), **વિનાશ** વિ+નશ્=નાશ પામવું+અ=ક્રિ. વા. પ્ર.,—નાશ પામવું તે, નાશ, પડતી ), **વિનાશક** ( વિ+નશ્=નાશ પામવું+અક=ક. વા. પ્ર.,—નાશ કરનાર, સંહાર કરનાર ), **વિનાશી** ( વિનાશ=નાશ+ઇન =વાળું,—નાશ પામે તેવું ), **વિનીત** (વિ+ની=નમ્ર થવું+ત=ભૂ. કૃ. પ્ર.,—નમ્ર થયેલ, નમ્ર, શાન્ત ), **વિપથ** ( વિ=ઉલટો+પથ=રસ્તો,—ખરાબ રસ્તો ), **વિપળ** ( વિ=વિશેષ+પળ,—પળનો ૬૦ મો ભાગ ), **વિફલ** ( ફળ વગરનું, નિરર્થક ), **વિભૂતિ** ( વિ=વિશેષ + ભૂ=હોવું + તિ=ક્રિ. વા. પ્ર.,—મોટાઇ, ચઢતી, પૈસો; ભભૂતિ, ભસ્મ ), **વિભૂષણ** ( વિ = વિશેષ+ભૂષ=શણગારવું+અન=ક્રિ. વા. પ્ર.,—વિશેષ શણગારવું તે, શણગાર, ઘરેણું ), **વિમાર્ગ** (વિ=ઉલટો+માર્ગ=રસ્તો,—આડો રસ્તો ), **વિરસ** (વિ=વિના+રસ્=સ્વાદ લેવો+અ=ક્રિ. વા. પ્ર.,—સ્વાદ વગરનું ), **વિરહ** (વિ + રહ્=તજવું + અ=ક્રિ. વા. પ્ર.,—તજવું તે, છોડવું તે, વિજોગ, વહાલાઓની જુદાઇ), **વિરામ** (વિ+રમ્=થોભવું + અ=ક્રિ. વા. પ્ર.,—થોભવું તે, વિસામો; નિવૃત્તિ; મરણ, અંત, અવસાન ), **વિરૂપ** ( વિ=ઉલટું + રૂપ્=દેખાવું+અ=ક્રિ. વા. પ્ર.,—નઠારારૂપનું, કદરૂપું, બદસૂરત, બેડોળ ), **વિલક્ષણ** ( વિ=વિશેષ+લક્ષ્=જોવું+અન=ક્રિ. વા. પ્ર.,—વિશેષ લક્ષણ-ગુણવાળો, ચમત્કારિક ), **વિલંબ** ( વિ+લંબ્=ટાંગવું, ખોટી રહેવું, અસ્ત પામવું+અ=ક્રિ. વા. પ્ર.,—લટકી રહેવું તે; ઢીલ, ખોટી, વાર ), **વિલાપ** ( વિ=વિશેષ+

લપ્=બોલવું+અ=ક્રિ. વા. પ્ર.,–સ્પષ્ટ ઉચ્ચારપૂર્વક રુદન–રડવું, શોક કરવો તે ), **વિલાસ** (વિ+લસ્=રમવું+અ=ક્રિ. વા. પ્ર.,–રમતગમત, ક્રીડા ), **વિલોકન** ( વિ+લોક્=જોવું, તપાસ કરવી+અન=ક્રિ. વા. પ્ર.,–જોવું તે, અવલોકન ), **વિલોચન** (વિ+લોચ્=જોવું+અન=ક. વા. પ્ર.,–જોનાર, આંખ, ચક્ષુ ), **વિવર્ણ** [ વિ=ઉલટો+વર્ણ ( વર્ણ્=રંગવું+અ=ક્રિ. વા. પ્ર. )=રંગ, જાત,–બેડોળ; જુદી જાતનો, અધમ, નીચ ], **વિવાદ** ( વિ+વદ્=કજીઓ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–કજીઓ કરવો તે, તકરાર ), **વિવાહ** (વિ+વહ્=પરણવું+અ=ક્રિ. વા. પ્ર.,–પરણવું તે, લગ્ન; કન્યાદાન આપવાનું કબૂલ કરવું તે, સગાઇ), **પુનર્વિવાહ**( પુનર્=ફરીથી+વિવાહ=લગ્ન,–ફરીથી લગ્ન), **વિશ્રામ** (વિ+શ્રમ્=આરામ લેવો, થાક ખાવો, અટકવું+અ=ક્રિ. વા. પ્ર.,–આરામ લેવો તે, વિસામો; અટકાવ; શાંતતા ), **વિશ્વાસ** ( વિ + શ્વસ્=વિશ્વાસ રાખવો+અ=ક્રિ. વા. પ્ર.,–વિશ્વાસ રાખવો તે, ભરૂંસો, શ્રદ્ધા, આકીન ).

## ધોરણ સાતમા માટે.

(૨). **વિકટ** ( વિ=વિશેષ+કટ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–અઘરૂં, મુશ્કેલ, ભયંકર, મોટું, અપ્રસિદ્ધ, ક્રૂર ), **વિકલ્પ** ( વિ=ઉલટું+કલ્પ્=યોજના કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–ઉલટી યોજના કરવી તે, વિતર્ક, શક, જુદીજુદી યોજનાઓ ), **વિકસિત** ( વિ+કસ્=ખુલવું, ઉઘડવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,–ખીલેલું, ઉઘડેલું ), **વિકાર** (વિ+કૃ=ફેરફાર થવો+અ=ક્રિ. વા. પ્ર.,–ફેરફાર થવો તે, ફેરફાર, રોગ, વિકૃતિ), **અવિકાર** (અ=નહિ+વિકાર=ફેરફાર,–ફેરફાર રહિત ), **વિકાશ** (વિ+કાશ્=પ્રકાશવું+અ=ક્રિ. વા. પ્ર.,–પ્રકાશવું તે, ખીલવણી, દેખાવ ), **વિક્રય** ( વિ+ક્રી=વેચવું+અ=ક્રિ. વા. પ્ર.,–વેચવું તે, વેચાણ, વકરો ), **વિગત** ( વિ=

વિશેષ+ગમ્=જવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ગત, મૃત, જુદું પડેલું, ગુમાવેલું ), **વિક્ષેપ** ( વિ + ક્ષિપ્=નાખવું, વીખેરવું, લંબાવવું+અ=ક્રિ. વા. પ્ર.,–વીખેરવું તે, ત્યાગ, દુરીકરણ, ધાસ્તી ), **વિઘ્ન** ( વિ+હન્=અટકાવવું, મારી નાંખવું, જુદું કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–અટકાવવું તે, નડતર, હરકત, સંકટ ), **વિઘ્નનાશક** ( વિઘ્ન નાશ કરનાર, ગણપતિ ), **વિઘ્નહારી** ( વિઘ્ન=હરકત+હૃ=હરવું+ઇન્=ક. વા. પ્ર.,–વિઘ્ન હરનાર, ગણપતિ ), **વિચાર** ( વિ+ચર્=વિચાર કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–વિચાર કરવો તે, ખરૂંખોટું સમજવું તે, મનસુબો, હેતુ, વિવેક ), **વિજન** ( વિ=વિના+જન,–નિર્જન, એકાંત જગા ), **વિજય** ( વિ+જિ=વિજય કરવો+અ+ક્રિ. વા. પ્ર.,–વિજય કરવો તે, જિત ), **વિજાતિ** [ વિ=ઉલટું+જાતિ (જન્=જન્મવું+તિ=ક્રિ. વા. પ્ર.) વર્ણ,–બીજો વર્ણ, બીજી જાત, જુદું ], **વિજાતીય** ( વિજાતિ+ઇય,–વિજાતિમાં ઉત્પન્ન થયેલ ), **વિજ્ઞપ્તિ** [ વિ=વિશેષ+જ્ઞાપ્ ( જ્ઞા=જાણવું )=જણાવવું+તિ=ક્રિ. વા. પ્ર.,–વિશેષે કરીને જણાંવવું તે, જાહેરખબર, વિનતિ ], **વિજ્ઞાન** ( વિ+જ્ઞા=જાણવું, શીખવું, શોધી કાઢવું+અન=ક્રિ. વા. પ્ર.,–જ્ઞાન, અક્કલ, ધંધો, ચતુરાઇ ), **વિજ્ઞાપના** ( વિ=વિશેષ+જ્ઞાપ્=જણાવવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,–માનપૂર્વક કરેલી વિનતિ), **વિદગ્ધ** ( વિ=વિશેષ+દહ્=બળવું+ત=ભૂ. કૃ. પ્ર.,–વિશેષ બળેલું, શેકાયલું; હોશિયાર ), **વિદારણ** ( વિ+દૄ=ફાડવું+અન=ક્રિ. વા. પ્ર.,–ફાડવું તે, ભેદન; લડાઇ ), **વિદેશ** [ વિ=ઉલટો+દેશ ( દિશ્=દેખાડવું+અ=ક્રિ. વા. પ્ર. )=મુલક,–પરદેશ ], **વિદેહી** ( વિ=વિના+દેહ=શરીર+ઇન્=વાળું,–શરીર વિનાનું–માયાપાસથી જે મુક્ત હોય તે; જનક રાજા ), **વિદેહા** ( જનક નગરી, મિથિલા નગરી ), **વિદ્યુત** ( વિ+દ્યુત=પ્રકાશવું+અ=ક. વા. પ્ર.,–પ્રકાશનાર, વીજળી ),

**વિધાતા** ( વિ+ધા=કરવું, પેદા કરવું, આકાર કરવો+તૃ=ક. વા. પ્ર.,–કરનાર, સૃષ્ટિ ઉત્પન્ન કરનાર–બ્રહ્મા ), **વિધાત્રી** ( ભાગ્ય નિર્માણ કરનાર દેવી), **વિધાન** ( વિ+ધા=કહેવું+અન=ક્રિ. વા. પ્ર.,–કહેવું તે; વિધિ, પ્રકાર), **વિધિ** (વિ+ધિ=કરવું+કિવપ્ ક. વા. પ્રા.,–કરનાર–બ્રહ્મા; ભાગ્ય; પ્રકાર; ધર્મશાસ્ત્રની આજ્ઞા ), **વિધેય** ( વિ+ધા=કહેવું +ય=યો. દ. પ્ર.,–કહેવાયોગ્ય; ઉદ્દેશ્યને વિષે જે કાંઇ કહેવું હોય તે ), **વિધ્યર્થ** ( વિધિ=આજ્ઞા+અર્થ,–આજ્ઞાસૂચક ક્રિયાપદનું રૂપ તે ), **વિધ્વંસ** ( વિ+ધ્વંસ્=નાશ પામવું+અ=ક્રિ. વા. પ્ર.,–નાશ પામવું તે, નાશ ), **વિનતિ** ( વિ=વિશેષ+નમ્=નમવું+તિ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ નમવું તે, અરજ, કાલાવાલા ), **વિનય** ( વિ+ની=નમ્ર થવું +અ=ક્રિ. વા. પ્ર.,–નમ્ર થવું તે, નમ્રતા ), **વિનાયક** ( વિ=વિશેષ +ની=દોરવું=અક=ક.વા..પ્ર.,–વિશેષે કરીને દોરી જનાર, ગણપતિ ), **વિનોદ** ( વિ=વિશેષ+નુદ્=ખુશી થવું+અ=ક્રિ. વા. પ્ર.,–ખુશી થવું તે, આનંદ, રમતગમત, રમુજ), **વિન્યાસ** (વિ=વિશેષ+નિ=નીચે+અસ્=ફેંકવું+અ=ક્રિ. વા. પ્ર.,–રચના, ગોઠવણ ), **વિપત્તિ** ( વિ+પદ્=આફત પામવી+તિ=ક્રિ. વા. પ્ર.,–આફત પામવી તે, આફત, આપદા, પીડા ), **વિપરીત** (વિ=ઉલટું+પરિ=ચોતરફ+ઇ=જવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ચોતરફ ઉલટું ગયેલું, ઉલટું, પ્રતિકૂળ ), **વિપ્લવ** ( વિ=વિશેષ+પ્લુ કૂદવું+અ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ કૂદવું તે, બળવો, ઉથલપાથલ), **વિપ્રિય** [ વિ=ઉલટું+પ્રિય ( પ્રી=ચાહવું )=વ્હાલું,–અણગમતું, અપ્રિય ], **વિભક્ત** ( વિ+ભજ્=વિભાગ કરવા+ત=ભૂ. કૃ. પ્ર.,–વિભાગ કરેલા, જુદું પડેલું, જુદું ),) **વિભક્તિ** ( વિ+ભજ્=વિભાગ કરવા+તિ=ક્રિ. વા. પ્ર.,–વિભાગ કરવા તે, જેવડે કર્તા, કર્મ, વગેરે અર્થો છૂટા છૂટા સમજાય છે તે ), **વિભાવ** (વિ+ભૂ=દેખાવું+અ=ક્રિ. વા. પ્ર.,–

દેખાવું તે, ધન, દોલત, ઐશ્વર્ય, શક્તિ), **વૈભવ** (વિભવ+અ=તે પ- રથી બનેલું,–દોલતથી ઉત્પન્ન થયેલ, મોજશોખ ), **વિભાકર** [ વિભા ( વિ+ભા=પ્રકાશવું )=પ્રકાશ+કર ( કૃ=કરવું+અ=ક.વા. પ્ર. )=કરનાર,– પ્રકાશ કરનાર, સૂર્ય ], **વિભાગ** [ વિ=વિશેષ+ભાગ ( ભજ્=ભાગવું +અ=ક્રિ. વા. પ્રા. ),–વિશેષ ભાગ–ભાગના ભાગ ], **વિભુ** (વિ=વિ- શેષ+ભૂ=હોવું+ક. વા. ક્વિપ્ પ્રત્યય,–બધે ઠેકાણે હોનાર, પ્રભુ, ઇશ્વર ), **વિયોગ** ( વિ+યુજ્=જુદાં પડવું+અ=ક્રિ. વા. પ્ર., જુદાં પડવું તે), **વિરક્ત** ( વિ+રંજ્=વિરાગ પામવો+ત=ભૂ. કૃ. પ્ર.,–વિરાગ પામેલો, ત્યાગી, નિઃસ્પૃહ), **વિરતિ** (વિ+રમ્=અટકવું+તિ=ક્રિ. વા. પ્ર.,–અટ- કવું તે, વિરામ, નિવૃત્તિ, શાન્તિ), **વિરાગ** ( વિ=વિના+રંજ્=ખુશી થવું+અ=ક્રિ. વા. પ્ર.,–સંસાર પર ખુશી ન થવું તે, ત્યાગવૃત્તિ), **વિરાજ- માન** ( વિ+રાજ્=પ્રકાશવું+અ ( આગમ )+માન=વ. કૃ. પ્ર.,–પ્રકા- શતું, શોભિતું ), **વિરુદ્ધ** ( વિ=ઉલટું+રુધ્=રોકવું+ત=ભૂ. કૃ. પ્ર.,– સામો રોકાયલો, સામું, ઉલટું, પ્રતિકૂળ), **વિવરણ** ( વિ+વૃ=સમજા- વવું, વિવરણ કરવું+અન=ક્રિ. વા. પ્ર.,–સમજાવવું તે, સ્પષ્ટીકરણ ), **વિવર્દ્ધિત** [ વિ=વિશેષ+વર્દ્ધિત ( વૃધ્=વધવું )=વધેલું,–વિશેષ વધેલું ], **વિવિધ** [ વિ=વિશેષ+વિધા ( વિ+ધા=કરવું, પેદા કરવું, આકાર કરવો +આ=ક્રિ. વા. ના. જા. પ્ર.) પ્રકાર, જાત,–વિશેષ પ્રકારનું, જાત- જાતનું, તરેહવાર ], **વિવેક** ( વિ=વિશેષ+વિચ્=છૂટા પાડવું+અ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ છૂટું પાડવાની–ખરૂંખોટું જાણવાની શક્તિ, ડહાપણ, સભ્યતા, વિનય ), **વિવેચન** ( વિ=વિશેષ+વિચ્=છૂટા પાડવું+અન= ક્રિ. વા. પ્ર.,–ગુણદોષ બતાવવા તે, ટીકા ), **વિશેષ** ( વિ+શિષ્= તપસીલવાર કહેવું, વિશેષ કહેવું+અ=ક્રિ. વા. પ્ર.,–વિશેષ કહેવું તે, વધારે, ખાસ ), **વિશેષણ** ( વિ+શિષ્=વિશેષ કહેવું+અન=ક્રિ. વા.

પ્ર.,–વિશેષ કહેવું તે–કોઇ પદાર્થનો ગુણ કે સંખ્યા બતાવનારા શબ્દ), **વિશેષ્ય** ( વિ+શિષ્=વિશેષ કહેવું+ય=યો. દ. પ્ર.,–વિશેષ બતાવવાને યોગ્ય, જે શબ્દનો ગુણ સંખ્યા વિશેષણથી જણાય છે તે ), **વિશ્રાન્તિ** ( વિ+શ્રમ્=આરામ લેવો+તિ=ક્રિ. વા. પ્ર.,–આરામ લેવો તે, આરામ, વિશ્રામ, વિસામો), **વિસર્ગ** ( વિ=વિશેષ+સૃજ્=છોડી દેવું+અ=ક્રિ. વા. પ્ર.,–જેનો ઉચ્ચાર કરવામાં શ્વાસને વિશેષ છોડી દેવામાં આવે છે તે ), **વિસર્જન** ( વિ=ઉલટું+સૃજ્=સરજવું+અન=ક્રિ. વા. પ્ર.,–સરજવાથી ઉલટું એટલે છોડી દેવું તે, ત્યાગ ), **વિસ્તાર** ( વિ+સ્તૃ=વિસ્તાર પામવો+અ=ક્રિ. વા. પ્ર.,–વિસ્તાર પામવો તે, ફેલાવ), **વિસ્તીર્ણ** ( વિ+સ્તૃ=વિસ્તાર પામવો+ન=ભૂ. કૃ. પ્ર.,–વિસ્તાર પામેલું, ફેલાયલું, પ્રસરેલું ), **વિસ્તૃત** ( વિ+સ્તૃ=વિસ્તાર પામવો+ત=ભૂ. કૃ. પ્ર.,–ફેલાયલું ), **વિસ્મય** ( વિ=વિશેષ+સ્મિ=હસવું+અ=ક્રિ. વા. પ્ર.,–એકાએક અજાયબ જેવું, આશ્ચર્ય ), **વિસ્મરણ** ( વિ+સ્મૃ=ભૂલી જવું+અન=ક્રિ. વા. પ્ર.,–ભૂલી જવું તે ), **વિસ્મૃતિ** ( વિ+સ્મૃ=ભૂલી જવું, વિસરવું+તિ=ક્રિ. વા. પ્ર.,–વિસરી જવું તે), **વિહાર** (વિ+હૃ=ગમતને માટે ફરવું, ક્રીડા કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–ગમતને માટે ફરવું તે; મઠ, બૌદ્ધ ધર્મનું દેવાલય), **વિહીન** (વિ+હા=તજી જવું,–તજી દીધેલું, વગરનું, રહિત), **વિહ્વલ** ( વિ+હ્વલ્=ધ્રૂજવું+અ=ક. વા. પ્ર.,–ધ્રૂજતું, બાવરું બનેલ, આકુળવ્યાકુળ), **વ્યક્ત** ( વિ+અંજ્=ખુલ્લું કરવું, ઉઘાડું કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ખુલ્લું કરેલું, ખુલ્લું, ઉઘાડું, સ્પષ્ટ ), **અવ્યક્ત** ( અ=નહિ+વ્યક્ત=ખુલ્લું,–ખુલ્લું નહિ તે, અદૃશ્ય, અસ્પષ્ટ, અપ્રકટ ), **વ્યક્તિ** ( વિ+અંજ્=ખુલ્લું કરવું+તિ=ક્રિ. વા. પ્ર.,–ખુલ્લું કરવું તે, સ્પષ્ટતા, જાતિ–દરેક છૂટી છૂટી વસ્તુને વ્યક્તિ કહે છે ), **વ્યંગ** [ વિ=વિના+અંગ ( અગ્=જવું )=શરીર,–અંગહીન, લંગડો; મશ્કરી ], **વ્યંગ્ય**

( વિ+અંજ્=ખુલ્લું કરવું+ય=યો. ઙ. પ્ર.,–ખુલ્લું કરવા યોગ્ય–વાક્યના અર્થમાં રહેલો બીજો ભાવ; વક્રોક્તિ ), **વ્યંજન** [ વિ=વિશેષ+અંજન ( અંજ્=આંજવું+અન=ક્રિ. વા. પ્ર. ) આંજણ, મેળવણી,–જે અક્ષરોના ઉચ્ચારમાં સ્વરનું વિશેષ આંજણ જોઇએ છે તે અક્ષરો ], **વ્યંઢળ** ( વિ=વિના+અંડ=વીર્યસ્થાન,–નપુંસક, પુરુષાર્થ રહિત ), **વ્યભિચાર** ( વિ=વિશેષ+અભિ=ચોતરફ + ચર્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–આચારમાં ભંગ કરવો તે, જારકર્મ ), **વ્યર્થ** ( વિ=વિના+અર્થ ( અર્થ્=માગવું ) યાચના; ખરો ભાવ; માયનો; ધન,–અર્થ વિના, ફોકટ, નિષ્ફળ, મિથ્યા ], **વ્યવસ્થા** ( વિ+અવ+સ્થા=ગોઠવવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–ગોઠવણ, બંદોબસ્ત ), **વ્યવહાર** (વિ+અવ+હૃ=આચરવું + અ=ક્રિ. વા. પ્ર.,–આચરવું તે–લોકરૂઢિ, ધંધો, સંબંધ), **વ્યસન** ( વિ + અસ્=વીખેરવું, જાુદું કરવું, ઉંધું વાળવું + અન=ક્રિ. વા. પ્ર.,–વિપત્તિ, જાુદાઇ, દુરાચાર, લત, ટેવ, મહાવરો ), **વ્યાકરણ** ( વિ + આ + કૃ=સ્પષ્ટ કરવું, જાુદું પાડવું + અન=ક્રિ. વા. પ્ર.,–જે વડે શબ્દોનું સ્પષ્ટીકરણ થાય છે તે શાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, વેદનાં છ અંગમાંનું એક અંગ ), **વ્યાકુલ** ( વિ=વિશેષ + આકુલ=ગભરાયલું, વ્યગ્ર,–વિશેષ ગભરાયલું, બાવરૂં, દુઃખી ), **વ્યાખ્યા** ( વિ + આ + ખ્યા=સમજાવવું, બોલાવવું, કહેવું + આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–સમજાવવું તે, સમજુતી, ટીકા ), **વ્યાધિ** [ વિ=ઉલટું + આધિ ( આ=મર્યાદા + ધિ=ધારણ કરવું + ક્રિ. વા. ક્વિપ્ પ્રત્યય ) મનનું દુઃખ, ચિન્તા, ફિકર,–મનના દુઃખથી ઉલટું એટલે શરીરનું દુઃખ, રોગ, પીડા], **વ્યાપક** (વિ + આપ્=વ્યાપવું + અક=ક. વા. પ્ર.,–વ્યાપનાર), **વ્યાપાર** ( વિ+આ+પૃ=રોકાવું+અ=ક્રિ. વા. પ્ર.,–રોકાવું તે, વેપાર, ધંધો, રોજગાર, કામ, શ્રમ ), **વ્યાપ્ત** ( વિ + આપ્=વ્યાપવું + ત=

ભૂ. કૃ. પ્ર.,–વ્યાપેલું ), **વ્યાયામ** (વિ + આ + યમ્=લંબાવવું, કોશેશ કરવી, રમવું + અ=ક્રિ. વા. પ્ર.,–લંબાવવું, કસરત, મહેનત, યત્ન, ધંધો, થાક ), **વ્યુત્ક્રમ** ( વિ=ઉલટું + ઉદ્=ઉપર + ક્રમ્= જવું + અ= ક્રિ. વા. પ્ર.,–ઉલટો ક્રમ, ગુચવાડો ), **વ્યુત્પન્ન** ( વિ=વિશેષ + ઉત્પદ્=જાણવું, સમજવું + ન=ભૂ. કૃ. પ્ર.,–વિશેષે કરીને જાણેલું–જાણીતું, માહેર; સમજેલું ), **વ્યૂહ** ( વિ + ઊહ્=સૈન્ય ગોઠવવું + અ= ક્રિ. વા. પ્ર.,–સૈન્યની રચના ).



૧૦. **આ મર્યાદા, ઉલટું, થોડું, ઊંચું**:–( ૧ ). **આકાશ** ( આ=મર્યાદા + કાશ્=પ્રકાશવું+અ=ક્રિ. વા. પ્ર.,–મર્યાદામાં પ્રકાશવું તે, ખાલી જગ્યા, પોલાણ ), **આકાશગંગા** ( આકાશ+ગંગા=નદી,– આકાશમાં રાત્રે જે લાંબો, સફેદ, ને ચળકતો નદી આકારે લીસોટો દેખાય છે તે, દુરબીનમાંથી જોતાં તે સેંકડો તારાનો સમૂહ જણાય છે ), **આકૃતિ** ( આ+કૃ+તિ,–મર્યાદા કરવી તે, આકાર ), **આક્રંદ** ( આ=મર્યાદા+ક્રન્દ્=રોવું+અ=ક્રિ. વા પ્ર.,–રોવું તે, રડારડ, કલ્પાંત ), **આખ્યાન** ( આ+ખ્યા+અન,–કહેવું તે, કથા ), **રૂપાખ્યાન** ( રૂપ+ આખ્યાન,–રૂપ કહેવાં તે), **રૂપાખ્યાપન** (રૂપ+આખ્યાપન,–રૂપ કહેડાવવાં તે ), **આગમ** ( આ+ગમ્=જવાથી ઉલટું, આવવું+અ=ક્રિ. વા. પ્ર.,–આવવું તે, આગમન; કોઇ પણ શાસ્ત્ર, વેદ ), **આગમન** (આ+ગમ્=આવવું + અન=ક્રિ. વા. પ્ર.,–આવવું તે), **આગ્રહ** ( આ + ગ્રહ્ + અ,–મર્યાદામાં પકડવું તે, હઠ; આજીજી ), **આચમન** ( આ, + ચમ્=પીવું + અન,–મર્યાદામાં પીવું તે, સંધ્યા વગેરે કરતી વખતે જમણી હથેલીમાં પાણી લઇ ચૂસી જવું તે ), **આચરણ** ( આ +

ચર્ + અન,–મર્યાદામાં ચાલવું તે, ચાલચલણ, વર્તણુક ), **આદાન** ( આ + દા=આપવાથી ઉલટું, લેવું + અન=ક્રિ. વા. પ્ર.,–લેવું તે ], **આનંદ** ( આ, + નંદ્=ખુશી થવું + અ,–ખુશી, હર્ષ ), **આબાલ-વૃદ્ધ** (આ=મર્યાદા + બાલ + વૃદ્ધ,–બાળકથી વૃદ્ધ પર્યન્ત), **આભાસ** ( આ, + ભાસ્ = પ્રકાશવું + અ,–પ્રકાશ, પ્રતિબિંબ ), **આભૂષણ** (આ,+ભૂષ્=શણગારવું+અ,–શણગાર, અલંકાર), **આયાત** (આ+યા=જવાથી ઉલટું, આવવું + ત=ભૂ. કૃ. પ્ર.,–આવેલું, બહાર ગામથી માલનું આવવું ), **આયુધ** ( આ,+યુધ્=લઢવું+અ,–અસ્ત્ર, શસ્ત્ર, હથિયાર ), **આલિંગન** ( આ+લિંગ્=ભેટવું, મળવું+અન=ક્રિ. વા. પ્ર.,–ભેટવું તે, કોટી ), **આવૃત્તિ** ( આ+વૃત્=ફરવું + તિ,– મર્યાદામાં ફરીથી થવું તે, એકજ જાતની ક્રિયાનું વારંવાર કરવું તે ), **આશ્રમ** [ આ, + શ્રમ્+અ,–મર્યાદામાં થાકવું તે, જીંદગીની ઉમર પ્રમાણે મજલ ( બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, ને સંન્યાસી એ ચાર આશ્રમમાંનો હરકોઇ આશ્રમ ); મુનિનો વાસ, તપોવન, મઠ ], **આશ્રિત** ( આ+શ્રિ+ત,–આશરો પામેલું, શરણાગત ), **આસ્થા** ( આ + સ્થા+આ,–પ્રેમથી વળગી રહેવું તે, શ્રદ્ધા, મુડી ), **આહુતિ** (આ+હુ+તિ,–હોમવું તે, અગ્નિમાં હોમવાની વસ્તુ ).

## ધોરણ સાતમા માટે.

( ૨ ). **આકંપિત** ( આ=થોડું+કંપ્=ધ્રૂજવું + ઇત=ભૂ. કૃ. પ્ર.,–થોડું કંપેલું ), **આકર** ( આ=મર્યાદા+કૄ=વિખેરી નાંખવું + અ=ક્રિ. વા. પ્ર.,–મર્યાદામાં વિખેરી નાંખવું તે, ખાણ ), **આકર્ષણ** ( આ=મર્યાદા + કૃષ્=ખેંચવું + અન=ક્રિ. વા. પ્ર.,–મર્યાદામાં ખેંચવું તે ), **આકાંક્ષા** ( આ=મર્યાદા + કાક્ષ્=ઇચ્છવું + આ=ક્રિ. વા. ના.

જા. પ્ર.,–ઇચ્છા, અભિલાષ ), **આકાર** ( આ+કૃ+અ,–મર્યાદા કરવી તે, આકાર ), **આક્ષેપ** ( આ+ક્ષિપ્+અ,–ફેંકવું તે, દુષણ, નિંદા ), **આગત** ( આ+ગમ્=આવવું+ત=ભૂ. કૃ. પ્ર.,–આવેલું ), **આગામી** ( આ+ગમ્=આવવું+ઇન્=કૃ. વા. પ્ર.,–આવનારો, રી, રું ), **આઘાત** ( આ+હન્=મારવું,–ફટકો, પ્રહાર, વધ ), **આચાર** (આ+ચર્+અ,–મર્યાદામાં ચાલવું તે, રીતભાત ), **આચાર્ય** ( આ+ચર્+ય,–મર્યાદામાં ચાલનાર, ધર્માધ્યક્ષ ), **આચ્છાદન** ( આ=ચારે તરફ+છદ્=ઢાંકવું+અન=ક્રિ. વા. પ્ર.,–ચારે તરફ ઢાંકવું તે, ઢાંકણ, વસ્ત્ર ), **આજીવિકા** ( આ+જીવ્=પેટને માટે મેળવવું+ઇકા,–ગુજરાન ), **આજ્ઞા** ( આ,+જ્ઞા=જાણવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર., –હુકમ, આણ ), **આદર્શ** ( આ+દશ્+અ,–જોવું તે, દર્પણ; નમુનો, પ્રતિબિંબ ), **આદેશ** ( આ+દિશ્=આજ્ઞા કરવી+અ=ક્રિ. વા. પ્ર.,–આજ્ઞા કરવી તે, આજ્ઞા, હુકમ, ફરમાન ), **આધાર** ( આ+ધૃ+અ,–ધારણ કરવું. તે, ટેકો ), **આધિ** ( આ,+ધિ+ક્વિપ્ ક્રિ. વા. પ્ર.,–મનનું દુઃખ ), **આભાર** ( આ+ભૃ+અ,–મર્યાદામાં ભરવું તે, પાડ, ઉપકાર, અહેશાન ), **આયાસ** ( આ,+યસ્=મહેનત કરવી+અ,–મહેનત, શ્રમ ), **આરંભ** (આ+રભ્+અ,–મર્યાદામાં શરૂ કરવું તે, શરૂઆત ), **આરાધના** ( આ=મર્યાદા+રાધ્=પ્રસન્ન કરવું+અન=ક્રિ. વા. પ્ર.+આ=ના. જા. પ્ર.,–મર્યાદામાં પ્રસન્ન કરવું તે, પૂજા, સ્તુતિ, સેવા, ભજન ), **આરામ** ( આ+રમ્+અ,–રમવાનું સ્થળ, ઉપવન, બાગ), **આરામ** (ફા.)=(સુખ, વિશ્રાન્તિ), **આરોહ** (આ=ઊંચું+રુહ્=ફણગો ફૂટવો+અ=ક્રિ. વા. પ્ર.,–ઊંચે જવું તે. સ્વરનો આરોહ=સ્વરનું ઊંચે જવું તે ), **આરોહણ** ( આ+રુહ્+અન,–ઊંચે ઉગવું તે, પગથિયું),

**આલય** (આ=મર્યાદા+લી=વળગવું+અ=ક્રિ. વા. પ્ર.,–મર્યાદામાં વળગવું તે, રહેવાની જગ્યા, ઘર, મંદિર ), **આલાપ** (આ + લપ્=બોલવું + અ,–વાતચીત, સ્તુતિનું ગાયન), **આલેખ્ય** (આ+લિખ્+ય,–ચિતરવા યોગ્ય તે, ચિત્ર, તસ્વીર ), **આલેપ** ( આ + લિપ્ + અ,–લેપ કરવો તે, મલમ ), **આવરણ** ( આ + વૃ + અન,–ઢાંકવું તે, ઢાંકણ, આચ્છાદન), **આવાસ** (આ + વસ્ + અ,–વસવાનું ઠેકાણું તે, ધામ), **આવાહન** ( આ + વહ્ + અન,–મંત્ર ભણીને દેવને મર્યાદામાં અમુક સ્થળે–મૂર્તિમાં યા મનમાં–પધરાવવા તે, આમંત્રણ ), **આવૃષ્ટિ** ( આ + વૃષ્ + તિ,–મર્યાદામાં વરસવું તે, વરસાદ ), **આશંકા** ( આ + શંક્ + આ,–શંકા લેવી તે, વહેમ, અપતીજ, બીક ), **આશય** ( આ + શી + અ,–મનની ધારણા, અભિપ્રાય, ઠેકાણું ), **આશ્રય** ( આ + શ્રિ + અ,–મર્યાદામાં આશરો લેવો તે, આશરો ), **આસક્ત** ( આ, + સંજ્=જવું + ત = ભૂ. કૃ. પ્ર.,–પ્રીતિથી કોઈની પછવાડે અતિશય લાગેલું તે ), **આસવ** ( આ + સુ + અ,–સોમરસ કાઢવો તે, સત્વ, મદ્ય ), **આહાર** ( આ+હૃ=ખાવું+અ,–ખાવું તે, ભોજન ).

---

૧૧. **નિ નીચે, માંહે, પાછળ, વિના, પુષ્કળઃ–(૧).** **નિકટ** ( નિ=નીચે+કટ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–નીચે જવું તે, પાસે, નજદીક ), **નિદાન** ( નિ=પાછળ+દા=આપવું+અન=ક્રિ. વા. પ્ર.,–પાછળ આપવું તે, વૈદ રોગની પરીક્ષા કર્યા પછી જે અભિપ્રાય આપે તે ), **નિપાન** ( નિ=માંહે+પા=પીવું+અન=ક્રિ. વા. પ્ર.,–માંહે પીવાનું હોય તે, કૂવા, વાવ, વગેરે જળાશય; નવાણ ), **નિબંધ** ( નિ+બંધ્=નિયમથી બાંધવું+અ=ક્રિ. વા. પ્ર.,–નિયમથી

બાંધવું તે, કોઇ પણ વિષય પર સારી ઇમારતવાળું લખાણ ), **નિયમ** ( નિ=પુષ્કળ+યમ્=રોકવું+અ=ક્રિ. વા. પ્ર.,–પુષ્કળ રોકવું તે, ધારો, કાયદો, ઠરાવ, વ્રત ), **નિયમન** ( નિ=પુષ્કળ+યમ્=રોકવું+અન=ક્રિ. વા. પ્ર.,–દાબ, અટકાવ ), **નિરૂપણ** (નિ+રૂપ્=જોવું, પસંદ કરવું, વિચારવું+અન=ક્રિ. વા. પ્ર.,–જોવું, તે, અવલોકન; વિચારવું તે ), **નિવાસ** ( નિ+વસ્=રહેવું, વસવું+અ=ક્રિ. વા. પ્ર.,–રહેવાનું ઠેકાણું, રહેઠાણ, ઘર, વાસ, આશ્રય ), **નિવૃત્તિ** ( નિ+વૃત્=પાછા ફરવું+તિ=ક્રિ. વા. પ્ર.,–પાછા ફરવું તે, ચિત્તનું વિષયમાંથી વિરામ પામવું તે, વિસામો, નિરાંત), **ન્યૂનતા** (નિ=માંહે+ઊન=ઊણું+તા=પણું,–ઓછાપણું ), **ન્યૂનાધિક** (ન્યૂન=ઓછું+અધિક=વધારે,–ઓછું વધતું ).

## ધોરણ સાતમા માટે.

(૨). **નિકંદન** ( નિ=વિના+કંદન=મૂળ,–મૂળ વિનાનું કરવું, નાશ ), **નિગમ** ( નિ=માંહે+ગમ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–માંહે જવું તે, માહેનું જાણવું તે, આત્મામાંથી ઉપજેલું જ્ઞાન; વેદ, શાસ્ત્ર ), **નિગ્રહ** ( નિ+ગ્રહ્=પુષ્કળ લેવું, કબજે રાખવું+અ=ક્રિ. વા. પ્ર.,–કબજે રાખવું તે, અટકાવ, રોકાણ, પ્રતિબંધ, સંયમ ), **મનોનિગ્રહ** [ મનસ્ ( મન્=વિચારવું )=મન+નિગ્રહ=અટકાવ,–મનનો સંયમ ], **નિજ** [ નિ=માંહે+જ (જન્=જન્મવું+અ=ક. વા. પ્ર.)=જન્મનાર, માંહે જન્મનાર, પોતાનું), **નિજાનંદ** (નિજ+આનંદ,–પોતાનામાંજ આનંદ પામતો એવો જે છે તે, પરબ્રહ્મ ), **નિધાન** ( નિ+ધા=રાખવું+અન=ક. વા. પ્ર.,–રાખનાર, ભંડાર ), **નિધિ** ( નિ=માંહે+ધિ=રાખનાર,–માંહે રાખનાર, ખજાનો, ભંડાર ), **નિપાત** ( નિ=નીચે+પત્=પડવું+

અ=ક્રિ. વા. પ્ર.,—નીચે પડવું તે ), **નિમગ્ન** ( નિ=માંહે+મગ્ન=ડુબેલું,— માંહે ડુબેલું, માંહે ગરક થઇ ગયેલું, મસ્ત ), **નિમંત્રણ** ( નિ+ મંત્ર્=બોલાવવું + અન=ક્રિ. વા. પ્ર.,—બોલાવવું તે, નોતરૂં, ઇજન ), **નિમિત્ત** [ નિ=માંહે + મિત્ત ( મા=માપવું ),—કારણ, બહાનું ], **નિમેષ** ( નિ + મિષ્=આંખ મીચવી + અ=ક્રિ. વા. પ્ર.,—આંખ મીચવી તે, આંખનો પલકારો, આંખ મિચાય ને ઉઘડે તેટલો વખત, ક્ષણ, પળ, સ્હેજ્જે, જરાક જેટલું ), **નિયંતા** ( નિ=માંહે + યમ્=રોકવું+તૃ=ક. વા. પ્ર.,—માંહે રોકનાર, બધા બ્રહ્માંડને નિયમમાં રાખનાર, પરમેશ્વર ), **નિયમિત** ( નિ=માંહે+યમ્=રોકવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,—માંહે રોકેલું, નિયમમાં આણેલું ), **નિયામક** (નિ=માંહે + યમ્=રોકવું+અક=ક. વા. પ્ર.,—નિયમમાં રાખનાર, સુકાની), **નિયોગ** (નિ+યુજ્=નીમવું, જોડવું, કામે લગાડવું, મહેનત આપવી+અ=ક્રિ. વા. પ્ર.,—નીમવું તે, અમલ; ઉપયોગ; કામધંધો; આજ્ઞા ), **નિયોગી** ( નિયોગ+ઇન્,—અમલવાળો, કામદાર, પ્રધાન ), **નિવારણ** ( નિ + વૃ=અટકાવવું, કોઇ પણ બાબત ન કરવા સમજાવવું + અન = ક્રિ. વા. પ્ર.,—અટકાવવું તે, વારવું, રોકાણ ), **નિવેદન** ( નિ+વિદ્=જાહેર કરવું+અન=ક્રિ. વા. પ્ર.,—જાહેર કરવું તે, જણાવવું ), **નિશ્વાસ** ( નિ+શ્વસ્=શ્વાસ લેવો + અ=ક્રિ. વા. પ્ર.,—શ્વાસ લેવો તે, નિસાસો), **નિષેધ** (નિ+સિધ્=મના કરવી + અ= ક્રિ. વા. પ્ર.,—મના કરવી તે, મનાઇ, અટકાવ ), **નિષેધક** ( નિ + સિધ્=મના કરવી + અક=ક. વા. પ્ર.,—મના કરનાર ), **નિષ્ઠા** ( નિ= માંહે + સ્થા = ઉભા રહેવું + આ = ક્રિ. વા. ના. જા. પ્ર.,—માંહે વિશ્વાસથી રહેવું તે, આસ્થા, ભરોસો ), **નૈષ્ઠિક** ( નિષ્ઠા = આસ્થા + ઇક = વાળો,—આસ્થાવાળો, મરણ સૂધી બ્રહ્મચર્યવ્રત પાળી ગુરુકુલમાં રહેનાર બ્રહ્મચારી ), **નિષ્ણાત** ( નિ + સ્ના = પ્રવીણ હોવું+ત=ભૂ.

કૃ. પ્ર.,–પ્રવીણ, નિપુણ, કુશલ ), **નૈવેદ્ય** ( નિ+વિદ્ = અર્પણ કરવું,–મૂર્તિને ચઢાવવાની ચીજ ), **નિસર્ગ** ( નિ + સૃજ્ = નિપજવું + અ= ક્રિ. વા. પ્ર.,–નિપજવું તે, કુદરત ), **નૈસર્ગિક** ( નિસર્ગ= કુદરત + ઇક=વાળું,–કુદરતી, સ્વાભાવિક ), **ન્યાય** [ નિ=માંહે + આય (ઇ–અય્ = જવું + અ = ક્રિ. વા. પ્ર. ) = જવું તે,–માંહે જવું તે, ખરા-ખોટાની પરીક્ષા કરવી તે, ઇન્સાફ ].

## ધોરણ સાતમા માટે.

૧૨. **अधि ઉપર:–અધિકરણ** ( અધિ=ઉપર+કૃ=કરવું+અન= ક્રિ. વા. પ્ર.,–જે ઉપર–જે સ્થળે–કાંઇ ક્રિયા થાય છે તે સ્થળ. કર્ત્તા કે કર્મની મારફત ક્રિયાનો આધાર; હક, અધિકાર), **અધિકાર** (અધિ+ કૃ+અ,–ઉપર રહીને કરવું તે, ધણીપણું, હક, અમલ), **અધિપ** (અધિ +પા + અ,–પાળનારો, રાજા ), **અધિપતિ** [ અધિ + પતિ ( પા= પાળવું+તિ=ક. વા. પ્ર.)=પાળનાર, ધણી,–ઉપરી, માલિક], **અધિરાજ** ( અધિ + રાજ્=પ્રકાશવું + અ = ક. વા. પ્ર.,–ઉપર પ્રકાશનાર, મોટા રાજા, ચક્રવર્તી રાજા, શહેનશાહ, ), **અધિરોહણ** ( અધિ + રુહ્ + અન,–ઉંચે ચઢવું તે ), **અધીશ** [ અધિ + ઈશ ( ઈશ્ = રાજ્ય કરવું + અ = ક. વા. પ્ર. ) = રાજ્ય કરનાર, રાજા, ધણી,–મોટા રાજા ], **અધિષ્ઠાતા** ( અધિ + સ્થા = ઉભા રહેવું + તૃ = ક. વા. પ્ર.–મુખ્ય, કરી સ્થાપેલું તે, દેવ, રાજા, કારભારી, વગેરે; સ્થાપન કર્ત્તા; પ્રમુખ), **અધ્યક્ષ** ( અધિ + અક્ષ = ધરી,–ઉપર નજર રાખનાર, પ્રમુખ ), **અધ્યયન** (અધિ + ઇ=ભણવું+અન=ક્રિ. વા. પ્ર.,–ભણવું તે, અભ્યાસ, પાઠ, સ્મરણ), **અધ્યાત્મ** ( અધિ+આત્મન્= આત્મા,–જીવાત્મા ), **આધ્યાત્મિક** ( અધ્યાત્મ + ઇક,–આત્મા સંબંધી, પારલૌકિક ),

**અધ્યાપક** ( અધિ+ઇ=ભણવું,–ભણાવનાર, વેદશાસ્ત્ર જાણનાર, ગુરુ, અધ્યારૂ ), **અધ્યાપન** ( અધિ+ઇ=ભણવું,–ભણાવવું તે ), **અધ્યાય** ( અધિ+ઇ=ભણવું,–ગ્રંથનો એક ભાગ, પ્રકરણ, સર્ગ ).

---

૧૩. **अपि ઉપરઃ—અપિધાન** ( અપિ=ઉપર+ધા=ધારણ કરવું+અન=ક્રિ. વા. પ્ર.,–ઉપર ધારણ કરવાનું–વસ્ત્ર ).

---

૧૪. **अति ઘણું, પેલી તરફઃ—( ૧ ). અતિકાય** ( અતિ=ઘણું+કાય=શરીર,–મોટા શરીરવાળો, ભારે શરીરવાળો ), **અતિકાલ** ( અતિ+કાલ=વખત,–ઘણો વખત જવો તે, વિલંબ થવો તે ), **અતિકૃશ** [ અતિ+કૃશ=પાતળું,–ઘણું દુબળું (શરીર) ], **અતિઘોર** ( ઘણું ભયંકર, ક્રૂર ), **અતિશૂદ્ર** ( શૂદ્રથી હલકી જાતનો, ભંગી, મહાર, ચમાર, વગેરે ), **અતિસ્નેહ, અતિહર્ષ, અતીન્દ્રિય** ( અતિ=પેલી તરફ+ઇન્દ્રિય,–ઇન્દ્રિયોના માર્ગની પેલી તરફ, ઇન્દ્રિયોને અગોચર ), **અતીવ** ( અતિ+ઇવ=પેઠે,–ઘણુંજ ).

**ધોરણ સાતમા માટે.**

(૨). **અતિક્રાન્ત** ( અતિ=પેલી તરફ+ક્રમ=જવું+ત=ભૂ. કૃ. પ્ર.,–હદ બહાર ગયેલું, ઉલ્લંઘન કરેલું; ઉલ્લંઘન કરનાર ), **અતિપત્તિ** ( અતિ+પત+તિ,–ઘણું પડવું તે, નિષ્ફળતા ), **અતિશય** ( અતિ+શી=સુવું+અ,–ઘણુંજ ), **અતિસાર** ( અતિ+સૃ=સરવું, જવું+અ,–વારેવારે પાતળો ઝાડો થયા કરે તે રોગ, મરડો, સંગ્રહણી ), **અતીત** ( અતિ+ઇ+ત,–ઘણો ગયેલો, ફરતા બાવા, વૈરાગી, ભિખારી ), **અત્યુક્તિ** [ અતિ+ઉક્તિ (વચ્+તિ)=ભાષણ,–વધારીને બોલવું તે, અવગુણીને ગુણી કહી વખાણ કરવાં તે ].

---

૧૫. **સુ સારૂં, સહેલાઈથી, ઘણું**:—(૧). **સુકંદ** ( સુ=સારો+કંદ=કાંદો,–સારા કાંદાવાળું ), **સુકાલ** (સારો વખત, સોંઘવારી), **સુકુમાર** ( સુ=ઘણું+કુમાર=કોમળ,–ઘણું કોમળ, સારી કુમાર અવસ્થાવાળું ), **સુકૃત** [ સુ=સારૂં+કૃત ( કૃ+ત ) = કામ,–સારાં કામ, સત્કર્મ ], **સુકૃતિ** [ સુ=સારાં+કૃતિ ( કૃ+તિ ) = કામ,–સારાં કામ, સત્કર્મ ], **સુકેશી** ( સુ+કેશ=વાળ+ઇન્,–સારા વાળવાળી ), **સુકોમળ** ( સુ=ઘણું+કોમળ=પોચું,–ઘણું જ નરમ ), **સુગંધ** ( સારી વાસ, ખુશબો ), **સુગમ** ( સુ=સહેલથી+ગમ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–સહેલથી જવાય તેવું, સમજાય તેવું, સહેલું, સાદું, અનાયાસથી મળે તેવું ), **સુઘડ** ( સુ=સારૂં + ઘડ=ઘડવું,–સારી રીતે ઘડેલું–સ્વચ્છ, ચતુર, વિવેકી), **સુજન** [ સુ=સારો + જન ( જન્+અ ) = માણસ,–સારો માણસ, સદ્ગુણી ], **સુજાણ** ( ઘણું જાણનાર, હોશિયાર, પ્રવીણ), **સુજાતિ** [ સુ=સારી + જાતિ ( જન્–જા+તિ ),–સારી જાતવાળું ], **સુતનુ** ( સુ=સારૂં + તનુ=શરીર,–સારા શરીરવાળું, નાજુક; સુંદર સ્ત્રી ), **સુતલ** ( સારૂં તળિયું, સાત પાતાલ પૈકી ત્રીજું ), **સુદિન** ( સારો દિવસ ), **સુદીર્ઘ** ( અતિ દીર્ઘ ), **સુદૃઢ** ( ઘણું મજબુત ), **સુધન્વા** ( સારો ધનુષધારી ), **સુધારો** ( સારો ધારો, ફેરફાર થઇને શુદ્ધ થવું તે, સારી સ્થિતિમાં આવવું તે ), **સુનીતિ** [ સુ=સારી + નીતિ ( ની+તિ ),–સારી નીતિ ], **સુપાત્ર** [ સુ=સારૂં+પાત્ર ( પા+ત્ર ) = વાસણ,–સારૂં વાસણ, સારો લાયક માણસ, ખાનદાન ], **સુપુત્ર** ( સારો દીકરો ), **સુપ્રભાત** ( શુભસૂચક પ્રભાત ), **સુફલ** ( સારૂં ફળ ), **સુરસ** ( સુ=સારો + રસ્=સ્વાદ લેવો + અ=ક્રિ. વા. પ્ર.,–સારો સ્વાદ, સારો રસ ), **સુરૂપ** ( સુ=સારૂં + રૂપ્=દેખાવું + અ=ક્રિ. વા. પ્ર.,–સારૂં રૂપ, સારા રૂપવાળું–મનોહર, સુંદર, દેખાવડું ),

**સુલક્ષણ** [ સુ=સારાં + લક્ષણ ( લક્ષ્ + અન ),—સારાં લક્ષણવાળું ], **સુલભ** ( સુ=સહેલથી + લભ્=મેળવવું + અ=ક્રિ. વા. પ્ર.,—સહેલથી મેળવી શકાય તેવું ), **સુલોચન** [ સુ=સારી + લોચન (લોચ્+અન ) =આંખ,—સારી આંખવાળું; હરણ ), **સુવચન** ( સુ=સારૂં + વચ્= બોલવું + અન=ક્રિ. વા. પ્ર.,—સારી રીતે બોલવું તે, રૂડું ભાષણ ), **સુવર્ણ** ( સુ=સારો + વર્ણ્=રંગવું + અ=ક્રિ. વા. પ્ર.,—સારા રંગનું- સોનું ), **સુવાસ** ( સુ=સારો+વસ્=વસવું+અ=ક્રિ. વા. પ્ર.,—સારો નિવાસ, સારૂં રહેઠાણ ), **સુવાસ** ( સુ=સારી+વાસ=ગંધ, બો,—સારી ગંધ, ખુશબો ), **સુવૃત્ત** ( સુ=સારી+વૃત્=હોવું, વળવું+ત=ભૂ. કૃ. પ્ર.,—સારી ચાલનું, સારૂં વર્તુળ ), **સુશીલ** ( સુ=સારો+શીલ=સ્વ- ભાવ,—સારા સ્વભાવનું ), **સુહૃદ** ( સુ=સારૂં+હૃદ=મન,—જેનું સારૂં મન છે તે—ભાઈબંધ, મિત્ર, દોસ્ત ).

સુનું અપભ્રંશરૂપ **સ** થાય છે. **સ**=સારૂં, ઘણું. ઉદાહરણ— **સકરમી** (સારા કર્મવાળો), **સકાળ** (સારો વખત, સોંઘવારી), **સ- કોમળ** ( ઘણું કોમળ ), **સજાત** ( સારી જાતનું, કુલીન ), **સપૂત** ( સારો દીકરો ), **સબુદ્ધિ** ( સારી બુદ્ધિ ), **સભર** ( ઘણું ભરેલું, ભરપૂર ), **સમુરત** (સારૂં મુહૂર્ત), **સવેળા** (સારો વખત, વખતસર).

## ધોરણ સાતમા માટે.

(૨). **સુકર્મન** [ સુ=સારૂં+કર્મન ( કૃ=કરવું+મન=ક્રિ. વા. પ્ર.) =કામ,—સારૂં કામ; ચંચળ, વિશ્વકર્મા ], **સુક્રિયા** [ સુ=સારૂં+ક્રિયા ( કૃ=કરવું )=કામ,—સારી ક્રિયા, સારૂં કામ ], **સુગ્રીવ** ( સુ=સારૂં+ ગ્રીવા=ગરદન,—સારી ગરદનવાળું; એક પ્રખ્યાત વાનર, વાલીનો ભાઇ), **સુચરિત** ( સુ=સારી+ચર્ = ચાલવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,—સારી ચાલ ),

**સુદર્શન** ( સુ=સારૂં+દર્શ્=જોવું+અન=ક્રિ. વા. પ્ર.,–જોવામાં સારૂં, વિષ્ણુનું ચક્ર ), **સુધા** ( સુ=સારૂં+ધા=ધારણ કરવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–અમૃત ), **સુધાકર** ( ચંદ્ર ), **સુધીર** [ સુ=ઘણો+ધીર ( ધૃ=ધારણ કરવું )=ધૈર્યવાન,–ઘણો ધૈર્યવાન, દૃઢ, ઘણો બહાદુર ), **સુપથ** ( સારો રસ્તો, સારી ચાલ ), **સુપર્ણ** ( સારા પાંદડાવાળું ), **સુબુદ્ધિ** [ સુ=સારી+બુદ્ધિ ( બુધ્+તિ )=અક્કલ, સારી અક્કલ ), **સુભગ** [ સુ–સારો+ભગ ( ભજ્+અ )=નસીબ,–સારો નસીબદાર, ભાગ્યવાન ]; **સુભદ્રા** ( સુ=ઘણી+ભદ્ર=સુખ+આ=ના. જા. પ્ર.,–ઘણી સુખી, શ્રી કૃષ્ણની બહેન ), **સુભાગ્ય** [ સુ=સારૂં+ભાગ્ય ( ભજ્+ય )=નસીબ,–સારૂં નસીબ ], **સુભાષિત** ( સુ=સુંદર રીતે+ભાષ્=બોલવું, કહેવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,–સારી રીતે બોલેલું, સારી રીતે કહેલું, સારૂં ભાષણ ), **સુમતિ** [ સુ=સારી+મતિ ( મન્+તિ )=બુદ્ધિ,–સારી બુદ્ધિ ], **સુમિત્ર** [ સુ=સારો+મિત્ર ( મિદ્=ચાહવું )=ભાઇબંધ,–સારો ભાઇબંધ ], **સુમિત્રા** ( સુમિત્ર+આ=ના. જા. પ્ર.,–દશરથની એક સ્ત્રી, લક્ષ્મણની એક માતા ), **સુલલિત** [ સુ=ઘણું+લલિત ( લલ્+ઇત )=મોહક,–ઘણું મોહક, મનોહર, ઘણુંજ સુંદર ], **સુવાસિની** [ સુ=સારાં+વાસઃ ( વસ્=પહેરવું+અસ્=ક્રિ. વા. પ્ર. )=વસ્ત્ર+ઇન્=વાળું+ઈ=ના. જા. પ્ર.,–સારાં વસ્ત્રવાળી, જેનો ધણી જીવતો છે. તે સ્ત્રી, સોહાસણ ], **સુશિક્ષિત** ( સુ=સારૂં+શિક્ષ્=શીખવું+ઇત=ભૂ. કૃ. પ્ર.,–સારી રીતે શીખેલું, સારૂં કેળવાયલું ), **સુશ્રુત** ( સુ=સારી રીતે+શ્રુ=સાંભળવું+ત=ભૂ. કૃ, પ્ર.,–સારી રીતે સાંભળેલું, એક વૈદકશાસ્ત્રકર્તા મુનિ ), **સુષુપ્તિ** ( સુ=ઘણું+સ્વપ્=ઊંઘવું+તિ=ક્રિ. વા. પ્ર.,–ઘોર નિદ્રા, ગાઢ ઊંઘ, જેમાં કંઇ ભાન ન હોય તેવી ઊંઘ ), **સુસ્વર** ( સુ=સારૂં+સ્વ૨=અવાજ કરવો+અ=

ક્રિ. વા. પ્ર.,–સારા અવાજનું ), **સ્વસ્તિ** ( સુ=સારૂં + અસ્=હોવું+તિ=ક્રિ. વા. પ્ર.,–કલ્યાણ થાઓ, આશીર્વાદ અને ક્ષેમપણું બતાવનાર અવ્યય ), **સ્વાગતા** ( સુ=ભલે,+આ + ગમ્=આવવું+ત=ભૂ. કૃ. પ્ર. + આ=ના. જા. પ્ર.,–ભલે આવ્યા, મળવા આવનારને જે વિવેક બતાવવો તે ).



૧૫. **ઉદ્ ઊંચે, બહાર; ઉલટું**:–(૧). **ઉત્થાપન** ( ઉદ્+સ્થા=ઊઠવું )=ઉઠાવવું તે, **ઉત્પત્તિ** (ઉદ્ + પદ્=પેદા થવું+તિ=ક્રિ. વા. પ્ર.,–પેદા થવું તે, જન્મ, પેદાશ), **ઉત્પાદક** (ઉદ્+પદ્=પેદા થવું+અક =કૃ. વા. પ્ર.,–પેદા કરનાર ), **ઉત્પાદન** ( ઉદ્+પદ્=પેદા થવું+અન =ક્રિ. વા. પ્ર.,–પેદા થવું તે, પેદાશ, ઉત્પત્તિ, ફળ), **ઉત્સાહ** (ઉદ્+સહ્=ખમવું+અ=ક્રિ. વા. પ્ર.,–ખમવું તે, ઉમંગ, આનંદ, ઉદ્યમ ), **ઉદિત** ( ઉદ્=ઊંચે+ઇ=જવું + ત=ભૂ. કૃ. પ્ર.,–ઊંચે ગયેલું, ઊગેલું ), **ઉદ્યમ** ( ઉદ્ = બહાર+યમ્=અટકાવવું+અ=ક્રિ. વા. પ્ર.,–મનને બહાર રખડતું અટકાવવું તે, કામ, મહેનત; ઉદ્યોગ ), **ઉદ્યાન** ( ઉદ્=બહાર +યા=જવું + અન=ક્રિ. વા. પ્ર.,–બહાર જવાનું સ્થળ, બાગ, વાડી ), **ઉન્મુખ** ( ઉદ્=ઊંચે+મુખ,–ઊંચા મુખવાળું, ઊંચે જોતું, ઉત્સુક ), **ઉત્ક્રમ** ( ઉદ્=ઉલટું + ક્રમ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઉલટું જવું તે, ક્રમથી ઉલટું, નિયમનું ઉલ્લંઘન ).

## ધોરણ સાતમા માટે.

(૨). **ઉચ્ચાર** (ઉદ્+ચર = ઉચ્ચરવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઉચ્ચરવું તે, બોલ ), **ઉજ્જવલ** (ઉદ્+જ્વલ્=પ્રકાશવું+અ=ક્રિ. વા. પ્ર.,–પ્રકાશવું તે, ઉજળું), **ઉત્કૃષ્ટ** (ઉદ્=ઊંચે+કૃષ્=ખેંચવું + ત = ભૂ. કૃ. પ્ર.,–

ઊંચે ખેંચેલું, ઉત્તમ, શ્રેષ્ઠ), **ઉત્તમ** (ઉદ્+તમ;—સૌથી સારૂં, શ્રેષ્ઠ), **ઉત્તર** ( ઉદ્ + તૃ=ઉત્તર આપવો+અ = ક્રિ. વા. પ્ર.,—જવાબ), **ઉત્તર-ક્રિયા** ( સાંવત્સરિક શ્રાદ્ધ વગેરે ક્રિયા ), **ઉત્તરાધિકાર** ( વારસો ), **ઉત્તેજન** (ઉદ્ = ઊંચે + તિજ્ = અણી કરવી + અન=ક્રિ. વા. પ્ર.,—ઉશ્કેરવું તે, આશ્રય, ટેકો ), **ઉત્પન્ન** ( ઉદ્+પદ્=પેદા થવું+ન=ભૂ. કૃ. પ્ર.,—પેદા થયેલું, પેદાશ, નફો ), **ઉત્પ્રેક્ષા** ( ઉદ્=ઊંચે + પ્ર = આગળ +ઈક્ષ્=જોવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,— એક અલંકાર, નિંદા ગર્ભિત સ્તુતિ; "નેત્ર તો જાણે કમળજ" ), **ઉત્સર્ગ** ( ઉદ્+સૃજ્=ત્યાગ કરવો+અ = ક્રિ. વા. પ્ર.,—ત્યાગ કરવો તે ), **ઉત્સવ** ( ઉદ્+સૂ=પેદા કરવું + અ=ક્રિ. વા. પ્ર.,—ઓચ્છવ, પર્વ, ટાણું ), **ઉદયાસ્ત** ( ઉદય+અસ્ત,—ઊગવું ને આથમવું તે, ચઢતીપડતી, સુખદુઃખ ), **ઉદ્ગાર** (ઉદ્=બહાર + ગૃ=અવાજ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,—આશ્ચર્ય, નવાઇ, વગેરે થઇ આવતાં એકાએક અવાજનું બહાર પડવું તે), **ઉદ્દામ** (ઉદ્=બહાર +દામન્=દોરી, હાર, લીટી,—હાર બહાર, બંધનરહિત, સ્વતંત્ર, તા-મસી ), **ઉદ્દેશ** (ઉદ્ + દિશ્=દેખાડવું + અ = ક્રિ. વા. પ્ર.,—દેખાડવું તે, મુખ્ય ધારણા, હેતુ), **ઉદ્દેશ્ય** ( ઉદ્ + દિશ્ = દેખાડવું + ય = યો. કૃ. પ્ર.,—દેખાડવા યોગ્ય, વાક્યમાં જેને ઉદ્દેશીને કહેવામાં આવે છે તે ), **ઉદ્ધાર** ( ઉદ્+હૃ = છૂટો કરવો+અ=ક્રિ. વા. પ્ર.,—છૂટો કરવો તે, છૂટ-કારો, મુક્તિ, મોક્ષ ), **ઉદ્ભવ** (ઉદ્+ભૂ=ઉત્પન્ન થવું + અ=ક્રિ. વા. પ્ર.,—ઉત્પન્ન થવું તે, જન્મ, ઉત્પત્તિ ), **ઉદ્ભિદ** (ઉદ્=બહાર+ભિદ્= ભેદવું + ક્વિપ્ કૃ. વા. પ્ર.,—જમીન ભેદી ફણગારૂપે બહાર આવનાર, વનસ્પતિ), **ઉદ્યોગ** (ઉદ્+યુજ્=ઉદ્યોગ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,—ઉદ્યોગ કરવો તે, ઉદ્યોગ), **ઉદ્યોત** (ઉદ્=બહાર + દ્યુત્=પ્રકાશવું + અ = ક્રિ. વા. પ્ર.,—પ્રકાશ, રોશની), **ઉદ્વેગ** ( ઉદ્ + વિજ્=બીવું + અ=ક્રિ. વા. પ્ર.,—

ખીવું તે, વ્યગ્ર, નિરાશ ), ઉન્નત ( ઉદ્=ઊંચું+નમ્=નમવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ઊંચું નમેલું, ઉચ્ચ, પ્રૌઢ ), ઉન્નતિ ( ઉદ્=ઉંચે + નમ્=નમવું+તિ=ક્રિ. વા. પ્ર.,–ઉંચે નમવું તે, ઉદય, ચઢતી ), ઉન્મત્ત ( ઉદ્=ઘણું+મદ્ = ગાંડા થવું + ત=ભૂ. કૃ. પ્ર.,–ઘણું ગાંડું થયેલ, તોફાની, જીદ્દી, ઉદ્ધત, અવિચારી, અવનિયી ), ઉન્માદ ( ઉદ્=ઘણું + મદ્= ગાંડા થવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઘણા ગાંડા થવું તે, ગાંડપણ, ચિત્તભ્રમ, ઘેલછા ), ઉન્માર્ગ ( ઉદ્=ઉલટો + માર્ગ,–ઉલટો રસ્તો ), ઉલ્લંઘન ( ઉદ્+લંઘ્=આડે રસ્તે જવું + અન=ક્રિ. વા. પ્ર.,–આડે રસ્તે જવું તે ), ઉલ્લેખ ( ઉદ્=બહાર+લિખ્=લખવું+અ=ક્રિ. વા. પ્ર.,–કહેવું તે, વર્ણન, નિર્દેશ ).



૧૭. अभि તરફ, પાસે, ઘણું:—(૧). અભિમુખ (અભિ =સામે+મુખ,–સામેનું, સન્મુખ, હાજર ), અભિરુચિ [અભિ= ઘણું + રુચિ ( રુચ્=ઇચ્છવું )=ઇચ્છા,–ઘણી ઇચ્છા ], અભિનંદન ( અભિ=તરફ+નંદ્=ખુશ થવું+અન = ક્રિ. વા. પ્ર.,–કોઈના તરફ ખુશ થવું તે, ધન્યવાદ, મુબારકબાદી; જૈન લોકોના ચોથા તીર્થંકર ), અભિવંદન ( અભિ = તરફ+વંદ્=વંદવું+અન=ક્રિ. વા. પ્ર.,–કોઇના તરફ વંદવું તે, નમસ્કાર ), અભિમાન ( અભિ=ઘણું + માન્=માન આપવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઘણું માન, અતિશય જે આત્મસ્તુતિ તે, અહંકાર, હુંપદ ).

## ધોરણ સાતમા માટે.

(૨). અભિજ્ઞ (અભિ + જ્ઞા=ઓળખવું+અ=ક. વા. પ્ર.,–ઓળખનાર, જેણે ઘણું વાંચેલું અને અવલોકન કરેલું છે તે; પંડિત ),

**અભિજ્ઞાન** ( અભિ+જ્ઞા=ઓળખવું+અન=ક્રિ. વા. પ્ર.,—ઓળખવું તે, ઓળખ, સ્મરણ ), **અભિધાન** ( અભિ+ધા=બોલાવવું, નામ આપવું+અન=ક્રિ. વા. પ્ર.,—નામ આપવું તે, નામ), **અભિનવ** ( અભિ=ઘણું+નવ=નવું,—નવું, કોરું, વખાણવા લાયક ), **અભિપ્રાય** ( અભિ=પાસે+પ્ર=આગળ+ઇ—અય્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,—મનનો હેતુ—ઇચ્છા ), **અભિમન્યુ** ( અભિ=ઘણું+મન્યુ=ક્રોધ,—ઘણો છે ક્રોધ જેનો, અર્જુનનો પુત્ર ), **અભિલાષ** ( અભિ=તરફ+લષ્=ઇચ્છવું+અ=ક્રિ. વા. પ્ર.,—કોઇના તરફ ઇચ્છા, ઇચ્છા ), **અભિવૃદ્ધિ** (અભિ=ઘણું+વૃધ્=વધવું+તિ=ક્રિ. વા. પ્ર.,—ઘણી વૃદ્ધિ, આબાદી ), **અભિશાપ** ( અભિ=તરફ+શપ્=શાપવું, નિંદવું+અ=ક્રિ. વા. પ્ર.,—આળ, કલંક ), **અભિષેક** (અભિ=તરફ+સિચ્=છાંટવું+અ=ક્રિ. વા. પ્ર.,—કોઇના તરફ છાંટવું તે, દેવ અથવા ગાદીએ બેસતા નવા રાજા પર પાણી, દૂધ વગેરેની જે ધારા કરવી તે, શાન્તિસ્નાન, તખ્તનશીન થવું તે ), **અભિહિત** ( અભિ+ધા=કહેવું+ત=ભૂ. કૃ. પ્ર.,—કહેલું, પ્રકાશિત ), **અભ્યંગ** (અભિ=આસપાસ+અંગ=શરીર,—નહાતાં પહેલાં શરીરે તેલ, ધુપેલ, મોગરેલ વગેરે ચોળવું તે ), **અભ્યંતર** ( અભિ=ઘણું+અંતર=અંદરનું,—ઘણું અંદરનું; દિલ, મન, અંતઃકરણ ), **અભ્યાગત** ( અભિ=પાસે,+આ+ગમ્=આવવું+ત=ભૂ. કૃ. પ્ર.,—પાસે આવેલો, અતિથિ, પરોણો, મેમાન ), **અભ્યાસ** ( અભિ=ઘણું+અસ્=ફેંકવું+અ=ક્રિ. વા. પ્ર.,—વારેવારે તેનુંતેજ કામ કરવું તે, મહાવરો, ટેવ ), **અભ્યુદય** ( અભિ=ઘણું+ઉદય,—ચઢતી ).

---

૧૮. **પ્રતિ ઉલટું, તરફ, દરેક**:—(૧).**પ્રતિકૂલ** ( પ્રતિ=ઉલટું+કૂલ=કિનારો,—ઉલટે કિનારે, વિરુદ્ધ, અનુકૂલ ન હોય તેવું ),

**પ્રતિધાવન** (પ્રતિ=તરફ+ધાવ્=દોડવું+અન=ક્રિ. વા. પ્ર.,-હુમલો, હલ્લો), **પ્રતિધ્વનિ** (પ્રતિ=ઉલટું+ધ્વનિ=અવાજ,-ઉલટો અવાજ, પડઘો), **પ્રતિપાલન** (પ્રતિ+પાલ્=પાળવું+અન=ક્રિ. વા. પ્ર.,-પાળવું તે, રક્ષા, પોષણ), **પ્રતિપ્રિય** (પ્રતિ=ઉલટું+પ્રિય,-ગમતું કરી સામો બદલો વાળવો તે), **પ્રતિબંધ** (પ્રતિ+બંધ્=રોકવું+અ=ક્રિ. વા. પ્ર.,-રોકવું તે, અટકાવ, રોધ; નડતર), **પ્રતિબિંબ** (પ્રતિ=ઉલટું+બિંબ=પ્રતિમા,-આરસીમાં પડે છે તેવો પડછાયો), **પ્રતિવચન** (પ્રતિ+વચ્=જવાબ આપવો+અન=ક્રિ. વા. પ્ર.,-જવાબ, ઉત્તર, પડઘો), **પ્રત્યુત્તર** (પ્રતિ=ઉલટું+ઉત્તર=જવાબ,-જવાબનો જવાબ).

**પ્રતિક્ષણ** (પ્રતિ=દરેક+ક્ષણ,-ક્ષણેક્ષણે), **પ્રતિદિન** (પ્રતિ=દરેક+દિન=દિવસ,-દરરોજ, દિનેદિને), **પ્રતિપળ** (પ્રતિ=દરેક+પળ,-દરેકપળ, પળેપળે), **પ્રતિવર્ષ** (પ્રતિ=દરેક+વર્ષ,-દરેક વર્ષે).

## ધોરણ સાતમા માટે.

(૨). પ્રતિકાર (પ્રતિ+કૃ=વેર લેવું, સામા થવું+અ=ક્રિ. વા. પ્ર.,-ઉપાય, પીડા દૂર કરવાનો ઉપાય), **પ્રતિજ્ઞા** (પ્રતિ+જ્ઞા=પ્રતિજ્ઞા કરવી, અંગીકાર કરવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-પ્રતિજ્ઞા કરવી તે, વચન, પણ, નીમ; સિદ્ધાંત-પ્રમેય), **પ્રતિપાદન** (પ્રતિ+પદ્=કબુલ કરવું+અન=ક્રિ. વા. પ્ર.,-હરકોઇ વિષયના પક્ષના દોષનું નિરાકરણ કરી સ્થાપન કરવું તે, સ્થાપન), **પ્રતિમા** (પ્રતિ+મા=સરખાવવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-સમાનતા, મૂર્તિ, છબી), **પ્રતિરોધ** (પ્રતિ+રુધ્=અટકાવવું+અ=ક્રિ. વા. પ્ર.,-અટકાવવું તે, અટકાવ), **પ્રતિવાદી** (પ્રતિ+વદ્=ઉત્તર આપવો+અ=ક્રિ. વા. પ્ર.+ઇન્=વાળો,-વાદી સામો ઉત્તર દેનાર), **પ્રતિષ્ઠા** (પ્રતિ=તરફ+

સ્થા=ઉભા રહેવું,+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–સામું બેસાડવું તે, દેવાલયમાં દેવ વગેરેનું સ્થાપન, માન આપવું તે, આબરૂ ), **પ્રતિષ્ઠિત** ( પ્રતિ = તરફ+સ્થા=ઉભા રહેવું + ત = ભૂ. કૃ. પ્ર.,–માન પામેલું, વિખ્યાત, આબરૂદાર ), **પ્રતિસ્પર્ધી** [ પ્રતિ=સામો+સ્પર્ધા ( સ્પર્ધ્=હરીફાઇ કરવી)+ઇન્=વાળો,–સામી હરીફાઇ કરવોવાળો, હરીફ, દુશ્મન], **પ્રતિહાર** ( પ્રતિ + હૃ=ચોકી કરવી+અ=ક. વા. પ્ર.,–ચોકી કરનાર, દ્વારપાળ), **પ્રતીતિ** (પ્રતિ + ઇ=જાણવું+તિ=ક્રિ. વા. પ્ર ,–જાણવું તે, પ્રખ્યાતિ, પતીજ, ભરોસો ), **પ્રત્યક્ષ** ( પ્રતિ=તરફ + અક્ષિ=આંખ,–નજર આગળ, પ્રકટ ).



૧૫. **પરિ ચારે તરફ, ઘણું**:—(૧).**પરિક્રમણ**(પરિ=ચોતરફ+ક્રમ્=જવું+અન=ક્રિ. વા. પ્ર.,–ચોતરફ ફરવું તે, પ્રદક્ષિણા; પરકંમા), **પરકંમાવાસી** ( પ્રદક્ષિણા કરનાર જાત્રાળુ ), **પરિક્ષાલન** ( પરિ =ચોતરફ+ક્ષલ્=ધોવું + અન=ક્રિ.. વા. પ્ર.,–ધોવું તે, ધોવાનું પાણી ), **પરિચિત** ( પરિ=ઘણું+ચિ=એકઠું કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ઢગલો કરેલું, જાણીતું, ઓળખીતું ), **પરિજન** [ પરિ=ચોતરફ+જન ( જન્=જન્મવું )=માણસ,–ચાકર, પરિવાર ], **પરિણામ** ( પરિ=ચોતરફ+નમ્=નમવું + અ = ક્રિ. વા. પ્ર.,–ચોતરફ નમીને જ્યાં જાય તે; ફળ, અસર, છેવટ ), **પરિતાપ** ( પરિ=ઘણું + તપ્=તપવું + અ=ક્રિ. વા. પ્ર.,–ઘણો તાપ, ઘણું દુઃખ ), **પરિધાન** ( પરિ+ધા=પહેરવું + અન=ક્રિ. વા. પ્ર.,–પહેરવું તે, વસ્ત્ર ), **પરિમાણ** ( પરિ=ચોતરફ + મા=માપવું+અન=ક્રિ. વા. પ્ર.,–ચોતરફનું માપ, પ્રમાણ, હદ, વજન ), **પરિશ્રમ** (પરિ=ઘણો + શ્રમ્=શ્રમ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,–ઘણોજ શ્રમ, થાક), **પરિસીમા** ( પરિ=ઘણું + સીમા=હદ,–અવધિ ),

**પરિહાસ** ( પરિ=ઘણું+હસ્=હસવું,મશ્કરી કરવી + અ=ક્રિ. વા. પ્ર.,–મશ્કરી ), **પરીક્ષક** (પરિ+ઈક્ષ્=પરીક્ષા કરવી + અક=ક. વા. પ્ર.,–પરીક્ષા લેનાર, પરીખ, પારેખ), **પરીક્ષા** (પરિ + ઈક્ષ્=પરીક્ષા કરવી +આ = ક્રિ. વા. ના. જા. પ્ર.,–પરીક્ષા કરવી તે, તપાસ, પારખ ).

## ધોરણ સાતમા માટે.

(૨). **પરિઘ** ( પરિ=ચોતરફ+હન્ = જવું + અ=ક્રિ. વા. પ્ર.,–ચોતરફ જવું તે, ગોળ આકૃતિની જે સીમા લીટી તે, ઘેરાવો ), **પરિચય** ( પરિ=ઘણું+ચિ=એકઠું કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–ઘણું એકઠું કરવું તે, ઓળખાણ ), **પરિચ્છેદ** ( પરિ + છિદ્ = કાપવું + અ = ક્રિ. વા. પ્ર.,–કાપવું તે, ગ્રંથના ભાગ, પ્રકરણ ), **પરિણય** ( પરિ+ની=પરણવું + અ=ક્રિ. વા. પ્ર.,=પરણવું તે, લગ્ન ), **પરિતોષ** ( પરિ + તુષ્=સંતોષ પામવો + અ=ક્રિ. વા. પ્ર.,–સંતોષ, આનંદ ), **પરિત્યાગ** ( પરિ = ઘણું+ત્યજ = તજવું + અ=ક્રિ.. વા. પ્ર.,–ફરી ન સંઘરવું એવા હેતુથી ત્યાગ કરવો તે ), **પરિપક્વ** ( પરિ=ઘણું+પચ્=પાકવું + ત=ભૂ. કૃ. પ્ર.,–ઘણું પાકેલું, પૂરૂં પાકેલું, પરિપાક ), **પરિપૂર્ણ** ( પરિ=ઘણું + પૂર્=પૂર્ણ કરવું + ન=ભૂ. કૃ. પ્ર., ઘણુંપૂર્ણ કરેલું, પૂરેપૂરૂં ), **પરિમિત** ( પરિ = ચોતરફ+મા=માપવું + ઇત=ભૂ. કૃ. પ્ર.,–ચોતરફ મપાએલું, માપ ), **પરિમિતિ** ( પરિ = ચોતરફ+મા=માપવું+તિ=ક્રિ. વા. પ્ર.,–ચોતરફ માપવું તે, માપ ), **પરિવર્તન** ( પરિ=ચોતરફ + વૃત=ફરવું + અન = ક્રિ. વા. પ્ર.,–ચોતરફ ફરવું તે, ભ્રમણ, આવૃત્તિ), **પરિવાર** ( પરિ + વૃ = વિંટાળવું, ઘેરવું + અ = ક્રિ. વા. પ્ર.,–ઘેરવું તે, છોકરાંછૈયાં, બાળબચ્ચાં ), **પરિશિષ્ટ** ( પરિ+શિષ્=બાકી રહેવું +ત=ભૂ. કૃ. પ્ર.,–બાકી રહેલું, પૂરવણી ), **પરિષદ** ( પરિ=ચોતરફ+

સદ્ = બેસવું,–સભા, મંડળી ), પરિહાર ( પરિ + હૃ=ખસેડવું, દૂર કરવું + અ = ક્રિ. વા. પ્ર.,–દોષ, સંકટ, વગેરે દૂર કરવું તે, ત્યજવું તે; અવજ્ઞા), પર્યન્ત (પરિ= ચોતરફ + અંત = છેડો,–સીમા, હદ), પર્યાય ( પરિ + અય્=આસપાસ ફેરો ફરવો + અ=ક્રિ. વા. પ્ર.,–આસપાસ ફેરો ફરવો તે, રીત, ઉપાય, એક અર્થના બે અથવા વધારે શબ્દ હોય તો તેમાંનો એકાદો ), પર્યુષણ ( પરિ= ઘણું + ઉષ્ = તપવું + અન= ક્રિ. વા. પ્ર., ઘણું તપવું તે, જૈન લોકોના મોટા તહેવારો, પચુસણ).

---

૨૦. ઉપ પાસે, નાનું:—(૧). ઉપાગ્રસર (ઉપ = પાસે + અગ્રસર, અગ્રસરની પાસેનું, ભાજક, છેદરૂપ આંકડો ), ઉપાંત (ઉપ = પાસે + અંત = છેડો,–અંતની પાસેનું ), ઉપઆનો ( ઉપ=નાનો +આનો,–આનાનો ૧૬ મો ભાગ, ૦ાા પાઇ ), ઉપનામ ( ઉપ= નાનું+નામ,–પદવી, ઓદ્ધો, ખેતાબ ), ઉપમાતા ( ઉપ=નાનું+માતા, –ધવાડનારી મા, દાઇ,- ધાત્રી, ઓરમાન મા ), ઉપવાક્ય ( ઉપ= નાનું + વાક્ય,–પેટા વાક્ય), ઉપશાસ્ત્ર (ઉપ=નાનું+શાસ્ત્ર,–નાનું શાસ્ત્ર, ઉપવિદ્યા, વિદ્યાકળા સંબંધી જ્ઞાનનું ટાંચણ ), ઉપસાગર ( ઉપ= નાનો+સાગર=સમુદ્ર,–નાનો સમુદ્ર, મોટો અખાત ), ઉપાંગ ( ઉપ= નાનું+અંગ,–નાનું અંગ, સાંધણ, પૂરવણી ).

## ધોરણ સાતમા માટે.

(૨). ઉપકાર ( ઉપ+કૃ=ભલું કરવું+અ=ક્રિ. વા. પ્ર.,–કોઇનું ભલું કરવું તે, પાડ ), ઉપકૃત ( ઉપ+કૃ=ભલું કરવું+ત=ભૂ. કૃ. પ્ર.,– ભલું કરાયલું ), ઉપચાર ( ઉપ=પાસે+ચર્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,– પાસે જવું તે, ઉપાય, દવાદારૂ, સેવા ), ઉપજીવિકા ( ઉપ+જીવ્=પેટને

માટે બીજાના તાબેદાર થવું+ઇકા,-બીજાપર આધારવાળું ગુજરાન ), **ઉપદેશ** ( ઉપ+દિશ્=ઉપદેશ કરવો+અ=ક્રિ. વા. પ્ર.,-ઉપદેશ કરવો તે, બોધ ), **ઉપદ્રવ** ( ઉપ=પાસે+દ્રુ=દોડવું+અ=ક્રિ. વા. પ્ર.,-પીડા, ઇજા), **ઉપનયન** (ઉપ+ની=ઉપનયન સંસ્કાર કરવો+અન=ક્રિ. વા. પ્ર.,-જનોઇ ), **ઉપભોગ** ( ઉપ=પાસે+ભુજ્=ભોગવવું+અ=ક્રિ. વા. પ્ર.,-ભોગવટો ), **ઉપમા** ( ઉપ=પાસે+મા=માપવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-જેની સાથે સરખાવવું હોય તે, ઉપમાન; નરસિંહ એમાં સિંહ ઉપમા કહેવાય, એમાં નરને સિંહની ઉપમા આપી છે ), **ઉપમેય** ( ઉપ=પાસે+મા=માપવું+ય=યો. દ. પ્ર.,-જેને સરખાવવું હોય તે, ઉપમા આપવા લાયક; નરસિંહ એમાં નર ઉપમેય કહેવાય ), **ઉપયોગ** ( ઉપ+યુજ્=વાપરવું+અ=ક્રિ. વા. પ્ર.,-વાપરવું તે, ખપ ), **ઉપલભ્ય** (ઉપ=પાસે+લભ્=મેળવવું+ય=યો. દ. પ્ર.,-મેળવવા યોગ્ય તે), **ઉપવાસ** ( ઉપ+વસ્=ભૂખ્યાં રહેવું + અ=ક્રિ. વા. પ્ર.,-ભૂખ્યા રહેવું તે, વ્રત ), **ઉપવીત** [ ઉપ=પાસે+વીત (વે=વણવું ),-જનોઇ ], **ઉપસર્ગ** ( ઉપ=પાસે+સૃજ્=જવું+અ=ક્રિ. વા. પ્ર.,-પાસે જવું તે, ધાતુ કે ધાતુથી ઉત્પન્ન થયેલા શબ્દની પૂર્વે આવે છે તે, પૂર્વગ ), **ઉપહાસ** ( ઉપ=પાસે+હસ્=હસવું+અ=ક્રિ. વા. પ્ર.,-હસવું તે, મશ્કરી ), **ઉપાય** [ ઉપ=પાસે+ઇ-અય્=જવું + અ=ક્રિ. વા. પ્ર.,-પાસે જવું તે, ઇલાજ, રસ્તો; એ ચાર છે. ૧, **સામ** ( મીઠું મીઠું બોલીને સમજાવવું તે), ૨. **દામ** ( પૈસા વગેરેની લાલચ આપીને સમજાવવું તે ), ૩. **ભેદ** ( સાથીઓને માંહોમાંહે ન બને તેવી યુક્તિ કરવી તે ). ૪. **દંડ** ( શિક્ષા કરીને ) ], **ઉપાર્જન** ( ઉપ=પાસે+અર્જ્=પેદા કરવું+અન=ક્રિ. વા. પ્ર.,-પાસે પેદા કરવું તે, સંગ્રહ, કમાઇ, સંચય, પ્રાપ્તિ ), **ઉપાસક** ( ઉપ=પાસે+આસ્=બેસવું + અક=ક. વા. પ્ર.,-પાસે બેસનાર,

સેવા કરનાર ), **ઉપેક્ષા** ( ઉપ=નાનું, ઈક્ષ્=જોવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–બેપરવાહી, બેતમા, બેદરકારી ), **ઉપનેત્ર** [ ઉપ=નાનું+ નેત્ર ( ની=દોરી જવું + ત્ર=સા. વા. પ્ર.,–આંખ ),–ચશ્મા ], **ઉપશિક્ષક** [ ઉપ=નાનો+શિક્ષક ( શિક્ષ્=શિખવવું + અક=ક. વા. પ્ર.,–શિખવનાર ),–મુખ્ય શિક્ષકના હાથ નીચેનો શિક્ષક; ઍસિસ્ટૅન્ટ માસ્ટર્ ].

---

**ઉપસર્ગ સિવાયના પૂર્વગો**:—ઉપસર્ગમાં નહિ ગણાતા પણ ગુજરાતીમાં વપરાતા નીચેના સંસ્કૃત પૂર્વગો છે.

અ કે અન્, અમા, આવિસ્. કુ, તિરસ્ અને શ્રત્.

**અ નહિ**:—(૧). **અકરૂણ** (અ=નહિ+કરુણા=દયા,–દયારહિત, નિર્દય ), **અકલ્પિત** ( અ=નહિ+કલ્પિત=બનાવટનું,–બનાવટનું નહિ તે, સાચું; એકાએક ), **અકલ્યાણ** ( અ+કલ્યાણ=શુભ,–અશુભ, નઠારૂં ), **અકાય** (અ+કાય=શરીર,–શરીર વિનાનો, પરમાત્મા), **અકાલ** (અયોગ્ય વખત), **અકીર્તિ** (અપકીર્તિ, બદનામ), **અકુલીન** ( કુળહીન, હલકા કુટુમ્બનો ), **અકુશળ** (અ + કુશળ=હોશિયાર,–અણુકસબી), **અકૃપા** ( ગેરમહેરબાની ), **અક્રૂર** (અ+ક્રૂર=ઘાતકી,–ઘાતકી નહિ તે, દયાળુ; શ્રીકૃષ્ણના પિતરાઇ કાકા ), **અક્ષણિક** ( ક્ષણિક નહિ તે, હંમેશનું, સ્થિર ), **અક્ષત્રિય** ( ક્ષત્રિય વિનાનું ), **અક્ષોભ્ય** ( ક્ષોભ ન પામે તેવું, બીહે નહિ તેવું, ડગે નહિ તેવું ), **અગુણી** (ગુણ ન માને તે), **અગુપ્ત** ( છાનું નહિ તે, જાહેર ), **અઘોર** (અ=વધારે+ઘોર=ભયંકર,–વિશેષ ભયંકર), **અઘોષ** ( અ+ઘોષ=અવાજ,–અવાજ વિનાનું), **અચૂક** ( અ+ચૂક=ભૂલ,–ભૂલ વિનાનું, નિઃસંદેહ ), **અછત** (છત નહિ તે, તંગી, ઓછી પેદાશ ), **અજીર્ણ** ( અ + જીર્ણ = જુનું, પચેલું,–

જીતું નહિ તે; પચેલું નહિ તે, અપચો ), **અદ્રવ** ( અ+દ્રવ=પ્રવાહી,—પ્રવાહી નહિ તે, કઠણ ), **અદ્રોહી** ( અ+દ્રોહી=દ્રોહ કરનાર, ઇજા કરનાર,—દ્રોહી નહિ તે ), **અદ્વૈય** [ અ+દ્વૈય (દ્વી=બે) = બેપણું,—બેપણાનો અભાવ, જીવ અને આત્માને એકત્ર જાણનારો ], **અદ્વિતીય** [ અ+દ્વિતીય (દ્વી=બે) = બીજું,—જેના સરખું બીજું કોઇજ નથી તે, એક, અનુપમ, પરમાત્મા ], **અદ્વૈત** [અ+દ્વૈત (દ્વી=બે)=જીવ અને પરમેશ્વરનું જુદાપણું,—જીવ અને પરમેશ્વર એક છે એવી અભેદ બુદ્ધિ ], **અધન** ( પૈસા વગરનો, ગરીબ ), **અધ્રુવ** ( અ+ધ્રુવ=દૃઢ,—અનિશ્ચિત, અસ્થિર), **અનાથ** (અ+નાથ=ધણી,—જેને માથે ધણી નથી તે—આશ્રય આપનાર નથી તે; લાચાર), **અનિત્ય** (અ+નિત્ય=હંમેશનું,—હંમેશનું નહિ તે; મિથ્યા, જૂઠું), **અનિપુણ** ( અ+નિપુણ=હોશિયાર,—હોશિયાર નહિ તે, અજ્ઞાન ), **અનિશ્ચિત** ( નક્કી ન હોય તેવું ), **અપક્ષ** (અ+પક્ષ=પાંખ,—પાંખ વિનાનું—જેને કોઇની મદદ ન હોય તે; સામાવાળું), **અપથ** (અ+પથ=રસ્તો,—ખરાબ રસ્તો; ધર્મસંબંધી આડો માર્ગ તે ), **અપથ્ય** (અ + પથ્ય=કરી, પરહેજ,—કરી નહિ તે; કોઈ પણ પ્રકૃતિ બગાડે એવી અથવા અવગુણકારક ચીજ ), **અપંડિત** ( પંડિત નહિ તે, મૂર્ખ ), **અપાર** (અ+પાર=છેડો,—જેનો છેડો નહિ તે—અમાપ ), **અપ્રકટ** (અ + પ્રકટ=પ્રસિદ્ધ,—પ્રસિદ્ધ નહિ તે, ગુપ્ત ), **અપ્રસન્ન** (અ + પ્રસન્ન=ખુશ,—નાખુશ), **અપ્રસાદ** ( અ + પ્રસાદ = મહેરબાની,—મહેરબાની નહિ તે, અકૃપા, ગેરમહેરબાની ), **અપ્રાપ્ત** (અ+પ્રાપ્ત=મળેલ,—ન મળેલ), **અપ્રિય** (અ+પ્રિય=વહાલું,—વહાલું નહિ તે, પ્રતિકૂળ), **અફલ** (નિષ્ફળ, વ્યર્થ, ફોગટ), **અબલ** (બળ વિનાનું), **અબલા** (અબલ+આ=ના. જા. પ્ર.,—બળ વગરની, સ્ત્રી, નારી ), **અબૂઝ** [ અ+બૂઝ=કિંમત,—જેને કિંમત નથી તેવું (માણસ), **અક્કલ**

વગરનું, મૂર્ખ, મૂઢ ], અમંગલ (અ+મંગલ=શુભ,–અશુભ), અમર્યાદ (મર્યાદ વગરનું, નિરંકુશ, બેઅદબ; બેસુમાર, અતિશય), અમિત્ર (મિત્ર નહિ તે, શત્રુ), અરૂપ (અ+રૂપ=આકાર,–આકાર વિનાનું–નિરાકાર; બેડોળ), અલોપ [અ+લોપ (ન દેખાવું તે),–ન દેખાય એવું નહિ તે–દૃશ્ય; (અલોપનો ખરો અર્થ સંસ્કૃતમાં દૃશ્ય છે, પણ ગુજરાતીમાં 'અદૃશ્ય' અર્થ થાય છે)], અવર્ગી (અ+વર્ગી=વર્ગનું,–વર્ગનું નહિ તે), અવશ (અ+વશ=શક્તિ,–શક્તિહીન, પરાધીન), અવસ્તુ (વસ્તુ નહિ તે, મિથ્યા પદાર્થ), અવિવેક (વિવેક નહિ તે), અસભ્ય (અ+સભ્ય=સભાને લાયક,–સભાને લાયક નહિ તે, તોછડું, ઉદ્ધત), અસમર્થ (સમર્થ નહિ તે, નબળું, કમજોર), અસમાન (અ+સમાન=બરોબર,–બરોબર નહિ તે, ઓછુંવધતું, નાનુંમોટું), અસુખ (સુખ નહિ તે, દુઃખ), અસુર (અ+સુર=દેવતા,–દૈત્ય), અસ્પર્શી (અ+સ્પર્શ=અડકવું તે,–ન અડકાય તેવું).

## ધોરણ સાતમા માટે.

(૨). અકથનીય (અ+કથ્+અનીય,–કહેવાને યોગ નહિ તે), અકૃત (અ+કૃ+ત,–ન કરાયલું; ખરાબ કૃત્ય), અખંડ (અ+ખંડ્+અ,–તૂટક નહિ તે, આખું), અખ્યાતિ (અ+ખ્યા+તિ,–ન વખાણવું તે, અપકીર્તિ, બદનામ, કલંક). અગમ્ય (અ+ગમ્+ય,–જવા યોગ્ય નહિ તે, ન સમજાય તેવું, ગૂઢ, અલભ્ય), અગ્રાહ્ય (અ+ગ્રહ્+ય,–ન ગ્રહણ કરવા યોગ્ય અગરાજ, અમાન્ય), અચર (અ+ચર્+અ,–ન ચાલનાર–ઘર, ઝાડ, પહાડ, વગેરે), અચલ (અ+ચલ્+અ,–ન ચાલનાર, પર્વત), ઉદયાચલ (ઉદય+અચલ,–એ નામનો પૂર્વ દિશાએ કલ્પેલો પર્વત), હિમાચલ (હિમ=બરફ+અચલ=પર્વત,–જે પર્વતને

મથાળે બારે માસ બરફ રહે છે તે), **અચાલ** (અ+ચલ્+અ,—ન ચાલવું તે, હરકત, ઋતુ—અટકાવ), **અજ્ઞાત** (અ+જ્ઞા+ત,—ન જાણેલું, જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી તે, અજાણ્યુ), **અજ્ઞાન** (અજાણ્યુ)-(અ+જ્ઞા+અન,—ન જાણવું તે; જેને જ્ઞાન નથી તેવું, અણસમજુ, બેસમજ), **અજિત** (અ+જિ+ત,—ન જિતેલો, જે કોઇથી ન જીતાય તે), **અતર્ક્ય** (અ+તર્ક્+ય,—ન વિચારાય તેવું, અણધાર્યું), **અતુલ્ય** (અ+તુલ્+ય,—ન તોળવા યોગ્ય, જેની બરાબરી ન થઈ શકે તેવું, અનુપમ ), **અતૃપ્ત** (અ+તૃપ્=સંતોષાવું+ત=ભૂ. કૃ. પ્ર.,—ન સંતોષાયલું, ભૂખ્યું, અસંતોષી), **અદાતા** (અ+દા+તૃ,—ન આપનાર, કૃપણ, સૂમ), **અદૃશ્ય** (અ+દૃશ્+ય,—ન જોવા યોગ્ય, ન દેખાય તે, અગોચર), **અનિંદ્ય** (અ + નિંદ્ + ય,—ન નિંદવા યોગ્ય, દોષરહિત), **અનીતિ** (અ + ની+તિ,—ન દોરવું તે, નીતિ નહિ તે, દુરાચાર), **અપાત્ર** (અ + પા+ત્ર,—પાત્ર નહિ તે, ગુણહીન, કુપાત્ર), **અપૂજ્ય** (અ + પૂજ્+ય,—ન પૂજવા યોગ્ય), **અપૂર્ણ** (અ + પૂર્ + ન,—ન પૂર્ણ કરેલું, અધુરૂં), **અપૂર્ણાંક** (અ + પૂર્ણ + અંક,—પૂરો આંકડો નહિ તે), **અપ્રીતિ** (અ+પ્રી+તિ,—ન પ્રસન્ન થવું તે, અભાવ, કંટાળો), **અભક્ષ્ય** (અ+ભક્ષ્+ય,—ન ખાવા યોગ્ય, જે ખાવાની મના હોય તે ), **અભંગ** (અ + ભંજ્+અ,—ન ભાગેલ તે, આખું, અતૂટ), **અમાન્ય** (અ + માન્ + ય,—માન આપવાને યોગ્ય નહિ તે, નાપસંદ), **અમાપ** [અ + માપ (મા=માપવું),—માપ વિનાનું, ઘણુંજ, બેહદ ], **અયાચક** ( અ + યાચ્ + અક,—ન માગનાર ), **અરાજ્ય** (રાજ્ય નહિ તે), **અલક્ષ્ય** ( અ+લક્ષ્+ય,—ન જોવાય તેવું, લક્ષમાં ન આવે તેવું, અગોચર, અદૃશ્ય ), **અલગ** (અ+લગ્+અ,—ન સાથે જવું તે, જુદું ), **અલંઘ્ય** (અ+લંઘ્+ય,—ન જવાય તેવું, ન ઓળંગાય તેવું ), **અલભ્ય** (અ+લભ્+ય,—ન મેળ·

વાય તેવું, અક્ષત હોય તેવું ), **અલાભ** ( અ+લભ્+અ,-લાભ ન થવો તે, નુકસાન), **અવધ્ય** (અ+વધ્=મારવું+ય=યો. દ. પ્ર.,-મારવા લાયક નહિ તે, ભોગ આપવાને યોગ્ય નહિ તેવું), **અવર્ણ** ( અ+વર્ણ+અ,-રંગ વિનાનું, જાત વગરનું, નીચ), **અવાચક** (અ+વચ્+અક,-નહિ બોલનાર, મુગું, જેની જીભ ટુંકી થઇ હોય તે, બેભાન), **અવાચ્ય** (અ+વચ્+ય,-બોલવા લાયક નહિ તે, અકથનીય), **અવિદ્યા** [અ+વિદ્યા (વિદ્+ય+આ=ના. જા. પ્ર.,-જાણવા લાયક તે, જ્ઞાન),-વિદ્યાનો અભાવ-જગતની માયામાં લપટાઇ જે ખોટા તર્ક બાંધવા તે, અજ્ઞાન], **અશાસ્ત્ર** ( અ+શાસ્+ત્ર,-નિયમથી ફરેલું, શાસ્ત્ર વિરૂદ્ધ ), **અસાધ્ય** ( અ + સાધ્+ય,-સાધી શકાય નહિ તેવું, દુષ્પ્રાપ્ય; ઉપાય ન થઇ શકે તેવું ).

(૩). **અકર્તવ્ય** ( અ+કૃ+તવ્ય,-ન કરવા યોગ્ય ), **અકર્મક** [ અ+કર્મન્ (કૃ=કરવું)=કર્મ+ક,-જે ( ક્રિયાપદ ) ને કર્મ નથી તે ], **અકર્મી** [ અ+કર્મ (કૃ=કરવું)=નસીબ+ઇન્=વાળું,-નસીબવાળું નહિ તે ], **અકલિત** ( અ+કલ્+ઇત,-ન કળેલું, ન ધારેલું ), **અકાર્ય** [ અ+કાર્ય ( કૃ+ય,-કરવા યોગ્ય, કાજ ),-ખરાબ કામ ], **અકૃત્ય** ( અ+કૃ+ત્ય,-ન કરવા યોગ્ય, ખરાબ કામ ), **અકૃત્રિમ** [ અ+કૃત્રિમ ( કૃ=કરવું )=બનાવટનું-બનાવટનું નહિ તે, કુદરતી; કપટ વગરનું, સાચું], **અક્ષત** (અ+ક્ષણ્+ત,-ઘાયલ થયેલું નહિ તે, ડાંગર), **અક્ષમા** [ અ+ક્ષમા ( ક્ષમ્= માફ કરવું )=માફી,-માફી ન આપવી તે, અદેખાઇ ), **અક્ષય** ( અ+ક્ષિ+અ,-નાશ ન પામે તેવું ), **અખંડિત** ( અ+ખંડ્+ઇત-ભાગેલું નહિ તે, આખું ), **અખાત** ( અ+ખન્+ત,-ખોદેલું નહિ તે, સ્વાભાવિક રીતે સમુદ્રનો જમીન તરફ ગયેલો ફાંટો ), **અગણિત** ( અ+ગણ્+ઇત,-ન ગણેલું, જેની ગણત્રી થઇ ન શકે તેવું,

અસંખ્ય), **અઘટિત** ( અ+ઘટ્+ઇત-ન લાયક થયેલું, અયોગ્ય ), **અચિન્તનીય** (અ+ચિન્ત્+અનીય,-ન વિચારી શકાય તેવું, ગૂઢ, અકલ્પનીય ), **અચિન્તિત** (અ+ચિન્ત્+ઇત,-ન વિચારેલું), **અચેતન** ( અ+ચિત્+અન,-ન જાણતું તે, શબરૂપ, બેભાન ), **અજ** (અ+જન્+અ,-નહિ જન્મનાર, બ્રહ્મા, ઈશ્વર, રઘુ રાજાનો પુત્ર ), **અજર** [ અ+જરા ( જૄ=ઘરડું થવું )=ઘડપણ,-જેને ઘડપણનાં ચિહ્ન નથી તે ], **અજ્ઞ** ( અ+જ્ઞા+અ,-ન જાણનાર, અજાણ ), **અતોલ** (અ+તુલ્+અ-ન તોળવું તે, જેનું તોલ ન થઇ શકે તે, અતિશય ), **અદગ્ધ** ( અ+દહ્+ત,-ન દાઝેલું ), **અદાહ્ય** (અ+દહ્+ય,-બળે નહિ તેવું, સળગી ઊઠે તેવું નહિ તે ), **અદૂષિત** [ અ+દૂષિત (દૂષ્=ભૂલ કરવી )=દોષવાળું,-દોષ વિનાનું ], **અદૃશ્ય** (અ + દૃશ્ + ય,=દેખાય નહિ તે, અગોચર), **અધર્મ** [અ+ધર્મ (ધૃ=ધારણ કરવું)=સંસારમાં વર્તવાના જે માર્ગ તે,-ધર્મ નહિ તે, દુરાચાર, અનીતિ), **અધીર** ( અ+ધીર ( ધૃ=ધારણ કરવું )=ધીરો,-ધીરજ વિનાનું, ઉતાવળું; વિશ્વાસ ન કરે તે; અદૃઢ ], **અધૈર્ય** [ અ+ધૈર્ય ( ધૃ=ધારણ કરવું )=ધીરજ,-ધીરજ નહિ તે, અસ્થિર ], **અનત** ( અ+નમ્+ત,-ન નમેલ, ન જીતાયલું, અજીત ), **અનમ્ર** [ અ+નમ્ર ( નમ્=નમવું )=નમનાર, તાબેદાર, રાંક;-નમ્ર નહિ તે, ઉદ્ધત], **અનિન્હિત** (અ+નિન્હ્+ઇત,-ન નિંદાયલું તે ), **અપક્વ** ( અ+પચ્+ત,-પાકેલું નહિ તે, પૂરું રંધાયલું નહિ તે ), **અપવિત્ર** [ અ+પવિત્ર ( પૂ=પાવન કરવું )=શુદ્ધ, પાક;-શુદ્ધ નહિ તે, મલિન, નાપાક ), **અપવિત્રતા** (અશુદ્ધપણું, મલિનતા ), **અપાર** (અ+પાર=છેડો,-છેડા વિનાનું, અમાપ), **અપારદર્શક** [ અ+પાર=આરપાર, સોસરું+દર્શક ( દૃશ્+અક,-દેખાડનાર ),-સોસરું ન દેખાડનાર ], **અબદ્ધ** (અ+બંધ્+ત,-ન બાંધેલું

તે, નિરંકુશ, કર્મભ્રષ્ટ), **અભક્ત** ( અ+ભજ્=ભજવું+ત,–નહિ ભજન કરવાયલો, ભક્ત નહિ તે ), **અભક્ત** ( અ+ભજ્=ભાગવું+ત,–નહિ ભાગેલો તે, વહેંચાયલું નહિ તે ), **અભય** ( અ+ભી+અ,–ન બીવું તે, ભય નહિ તે ), **અભવ** ( અ+ભૂ+અ,–નહોવું તે, જન્મનો અભાવ, મોક્ષ ), **અભાવ** [અ+ભાવ ( ભૂ+અ,–હોવું તે, મનની વૃત્તિ, હેતુ, ચેષ્ટા, હેત, કિમ્મત ),–ન હોવું તે, અપ્રીતિ ], **અભિન્ન** (અ+ભિદ્+ન,–ન ભેદેલું, જુદું નહિ તે, એકરૂપ ), **અભેદ્ય** ( અ+ભિદ્+ય,–ભેદાય નહિ તે, પ્રવેશ ન થાય તેવું, વજ્ર જેવું કઠણ ), **અભોગ્ય** ( અ+ભુજ્+ય,–ભોગવવા યોગ્ય નહિ તે ), **અમર** ( અ+મૃ+અ,–નહિ મરનાર, સ્થાયી; દેવતા ), **અજરામર** ( અજર+અમર,–જેને જરા ને મરણ નથી તે, અવિનાશી ), **અમિત** ( અ+મા+ત,–નહિ મપાયલું તેવું, અમાપ, અપાર ), **અમુક્ત** (અ+મુચ્+ત,–મૂકેલું નહિ તે, છોડેલું નહિ તે, મુક્તિ વગરનું ), **અયુક્ત** (અ+યુજ્+ત,–જોડાયલું નહિ તે, અઘટિત, નાલાયક ), **અયોગ્ય** ( અ+યુજ્+ય,–જોડાવાને લાયક નહિ તે, અઘટતું, અજુકતું, ગેરવાજબી ), **અરક્ષિત** ( અ+રક્ષ્+ઇત,–રક્ષાયલું નહિ તે, સંભાળ વિનાનું ), **અરતિ** ( અ+રમ્+તિ,–પ્રીતિ નહિ તે, નાખુશી ), **અરસિક** (અ+રસ+ઇક,–સ્વાદવાળું નહિ તે, નીરસ, નાપસંદ ), **આરોગ્ય** ( અ+રોગ+ય,–રોગવાળું નહિ તે, નીરોગી, તંદુરસ્ત ), **અલોભ** ( અ+લુભ્+અ,–લોભ કરવો નહિ તે, લોભનો અભાવ–સંતોષ ), **અલૌકિક** [ અ=નહિ+લોક ( લોક્=જોવું,+અ=ક્રિ. વા. પ્ર. )=દુનિયા+ઇક=વાળું=દુનિયા સંબંધી નહિ એવું, લોક વ્યવહારમાં ન હોય એવું, અસાધારણ ], **અવર્ય** (અ+વૃ+ય,–પસંદ કરવા લાયક નહિ તે, નીચું, ઉતરતું, હલકું ), **અશરણ** [ અ+શ્રૃ+અન,–જેનું શરણ ( રક્ષણ ) કરનાર નથી તે, અનાથ ],

**અશરણશરણ** ( અનાથને શરણે રાખનાર ), **અશિક્ષિત** ( અ+શિક્ષ્+ઇત,=ન શીખેલું, ન કેળવાયલું, અશિષ્ટ ), **અશુદ્ધ** (અ+શુધ્+ત,-શુદ્ધ કરેલું નહિ તે, અપવિત્ર, નાપાક ), **અશોક** ( અ+શુચ્+અ,-શોક નહિ તે, સુખ; આસોપાલવનું ઝાડ ), **અસાર** [ અ+સાર ( સ્+અ,-જવું તે, તત્ત્વ, જીવ, ફાયદો ),-તત્ત્વ વગરનું, જીવ વગરનું, ફાયદા વગરનું, નકામું ], **અહિંસા** [ અ+હિંસા ( હિંસ્=મારવું ),-હિંસા ન કરવી તે ], **અહિત** [ અ+હિત ( ધા+ત,-મૂકેલું, ભલું ),-હિત નહિ તે, નુકસાન ],

---

**અન્ નહિ:**—(૧). **અનગાર** (અન્=નહિ+અગાર=ઘર,-ઘર રહિત; સાધુ, મુનિ, સંન્યાસી ), **અનંગ** ( અન્+અંગ=અવયવ,-અંગ વગરનો, કામદેવ ), **અનંતર** ( અન્+અંતર=છેટું,-અંતર વિનાનું, છેક્જ પાસેનું ), **અનન્ય** ( અન્+અન્ય=બીજું,-બીજું-જુદું-નહિ તે, એકજ ), **અનર્થ** ( અન્+અર્થ,-અર્થ નહિ તે, અનિષ્ટ ), **અનલ્પ** ( અન્+અલ્પ=થોડું,-થોડું નહિ તે, ઘણું ), **અનાદર** ( અન્+આદર =માન,-માન નહિ તે, અપમાન, બેઆબરૂ ), **અનાદ્યન્ત** (અન્+આદિ+અંત,-આદિ અને અંત જેને નથી તે, અવિનાશી ), **અનીશ્વર** [ અન્+ઈશ્વર ( ઈશ્=રાજ્ય કરવું )=જગત્કર્ત્તા, પ્રભુ,-ઈશ્વર નહિ તે માનનાર, જગત્કર્ત્તા કોઇ ઈશ્વર નથી એવું માનનાર, નાસ્તિક], **અનુત્તર** [ અન્+ઉત્તર,-ઉત્તર ન આપી શકાય તેવું (પ્રશ્ન); જેના સરખું બીજું ન હોય તેવું-શ્રેષ્ઠ ], **અનેક** ( અન્+એક,-એક નહિ તે, ઘણાં ), **અનૈક્ય** ( અન્+ઐક્ય=સંપ,-સંપ નહિ તે, કુસંપ, અણબનાવ), **અનૈશ્વર્ય** (અન્+ઐશ્વર્ય=ઈશ્વરપણું,-ઐશ્વર્યનો અભાવ), **અનૌરસ** (અન્+ઔરસ=વિધિપૂર્વક પરણેલી સ્ત્રીને પેટે થયેલો પુત્ર,-ઔરસ પુત્ર નહિ તે, દત્તક અથવા આંગળિયો ).

## ધોરણ સાતમા માટે.

(૨). **અનૃણી** ( અન્=નહિ+ઋણી=દેવાવાળો,–દેવાવાળો નહિ તે ), **અનિષ્ટ** ( અન્+ઇષ્+ત,–ઇચ્છેલું નહિ તે, વહાલું નહિ તે, નુકસાન, અપરાધ), **અનુક્ત** (અન્+વચ્+ત,–કહેલું નહિ તે, અઘટિત, અસાધારણ), **અનુચિત** [ અન્+ઉચિત ( વચ્=બોલવું )=લાયક,–લાયક નહિ તે, અયોગ્ય ].



સંસ્કૃત **अन्** પૂર્વગ પરથી પ્રાકૃતમાં **અણ** પૂર્વગ થયો છે. **आण**=નહિઃ—**અણકમાઉ** [ અણ+કમાઉ (કમાવું=રળવું),–રળતો નહિ તે, બીનરોજગારી, નવરો], **અણકસબી** (અણ+કસબી=હુન્નરી,–હુન્નરીનહિ તે, અનાડી ), **અણગમતું** ( પસંદ નહિ તે, નાપસંદ, અપ્રિય ), **અણઘટતું** (ઘટતું નહિ તે, અયોગ્ય, નાલાયક), **અણઘડ** (ઘડેલું નહિ તે, કેળવાયલું નહિ તે, જંગલી ), **અણછતું** ( છતું=જાહેર,–જાહેર નહિ તે, છાનું ), **અણજુગતું** ( જુગતિ વિનાનું, અયોગ્ય, નાલાયક ), **અણટેવાયલું** ( ટેવાયલું નહિ તે, અણઘડ ), **અણદીઠ** ( કોઇ દિવસ ન દીઠું હોય તેવું ), **અણમાહિતી** (માહિતી નહિ તે, અજાણપણું, બીનવાકેફગારી), **અણરાગ** ( રાગ નહિ તે, ન બનવું તે, અદાવત ), **અણવાકેફ** (વાકેફ નહિ તે, અજાણ્યું, ગેરમાહિત), **અણવીંધ્યું** ( વીંધેલું નહિ તે, ઘડાયલો કે કેળવાયલો નહિ તે ), **અણસમજ** ( સમજ નહિ તે, અજ્ઞાનપણું, મૂર્ખતા ), **અણસરજ્યું** ( સરજેલું નહિ તે, અણધાર્યું, ઓચિંતુ ).

વ્યંજનથી શરૂ થતા શબ્દની પહેલાં **अ**, અને સ્વરથી શરૂ થતા પહેલાં **अन्** પૂર્વગ આવે છે. **आण** પૂર્વગ તો ઘણુંકરીને વ્યંજનની પહેલાં મૂકાય છે.

**અમા સાથે, પાસેઃ—અમાત્ય** ( રાજા સાથે રહેનાર, પ્રધાન, મંત્રી, સલાહકાર ), **અમાવાસ્યા** ( અમા=સાથે+વસ્=વસવું+ય+આ,–જે તિથિએ સૂર્ય અને ચંદ્ર સાથે એક ક્ષિતિજમાં આવ્યા હોય તે તિથિ, મહિનાની છેલ્લી તિથિ ).

**આવિસ્ જાહેર, સ્પષ્ટઃ—આવિર્ભાવ** ( આવિસ્+ભૂ+અ,–જાહેર થવું તે, પ્રકાશ; સ્પષ્ટ કરવું તે ), **આવિર્ભૂત** ( આવિસ્+ભૂ+ત,–જાહેર થયેલું ), **આવિષ્કરણ** (આવિસ્+કૃ+અન,–જાહેર કરવું તે).

**કુ નઠારૂંઃ—કુગ્રામ** ( કુ=નઠારૂં+ગ્રામ=ગામ,–નાનું ગામડું, ગૃહસ્થ અથવા નદી વગરનું ગામ ), **કુછંદ** ( નઠારો છંદ, આડે રસ્તે ચાલવું તે ), **કુટેવ** ( ખરાબ ટેવ ), **કુપથ** ( ખરાબ રસ્તો, અનીતિનો માર્ગ), **કુપથ્ય** ( કુ+પથ્ય=કરી, પરેહજી,–ખાવાપીવામાં બરાબર પરેહજી ન પાળવી તે ), **કુમિત્ર** ( નઠારા ભાઇબંધ ).

**ધોરણ સાતમા માટે.**

(૨). **કુચાલ** ( કુ+ચલ્+અ,–નઠારૂં ચાલવું તે, દુરાચરણ ), **કુતર્ક** ( કુ+તર્ક્+અ,–નઠારો વિચાર કરવો તે, નઠારી કલ્પના ), **કુદૃષ્ટિ** ( કુ+દૃશ્+તિ,–નઠારૂં જોવું તે, નઠારી નજર ), **કુપાત્ર** [ કુ+પાત્ર ( પા+ત્ર )=વાસણ,–નઠારૂં વાસણ, નઠારૂં માણસ ], **કુબોધ** ( કુ+બુધ્+અ,–નઠારૂં જાણવું તે, નઠારો બોધ ), **કુમતિ** ( કુ+મન્+તિ,–નઠારૂં વિચારવું તે, નઠારી બુદ્ધિ, મનનું કપટ ), **કુમાર્ગ** ( કુ+માર્ગ્+અ,–નઠારૂં શોધવું તે, નઠારો રસ્તો ), **કુલક્ષણ** (કુ+લક્ષ્+અન,–નઠારૂં જોવું તે, નઠારાં લક્ષણ, કુટેવ ), **કુવચન** ( કુ+વચ્+અન,–નઠારૂં બોલવું તે, નઠારાં વેણ ), **કુવાસના** ( કુ+વસ્+અન+આ,–નઠારૂં વસવું તે, નઠારી ઇચ્છા ), **કુવૃત્તિ** ( કુ+વૃત્+તિ,–નઠારૂં હોવું તે, ખરાબ આચરણ ).

**કુ**નું અપભ્રંશરૂપ क થાય છેઃ—**ક**છોરૂં (નઠારૂં છોકરૂં), **ક**જોડ (રૂપ, રંગ, કદમાં બરાબર નહિ તે), **કઢં**ગુ (ખરાબ ચાલનું, ઘડા વગરનું, બેડોળ), **ક**દવા (ખરાબ આશિસ્, શાપ), **કપૂત** (નઠારો છોકરો) **કભારજા** (સં. कुमार्या—નઠારી સ્ત્રી, કર્કશા, કજિયાખોર સ્ત્રી), **કમન** (નાખુશી), **કરત** (રત નહિ તે, કમોસમ, કઋતુ, અયોગ્ય વખત), **કરૂપ** (કદરૂપું, બેડોળ, બદસુરત), **કવણું** (વગ વગરનું, કઠેકાણે હોય તેવું), **કવેણ** (નઠારા શબ્દો), **કસુતર** (સહેલું નહિ તે, અઘરૂં, બગડી ગયેલું), **કસુવાવડ** [ક+સુવાવડ (સુ=જણવું),—અધુરે મહિને ગર્ભ પડવો તે].

**તિરસ્** છૂપાવું તેઃ—**તિરસ્કાર** (તિરસ્+કૃ=ધિક્કારવું+અ,—ધિક્કાર), **તિરોધાન** (તિરસ્+ધા=સંતાઇ જવું+ન=ક્રિ. વા. પ્ર.,—સંતાઇ જવું તે), **તિરોહિત** (તિરસ્+ધા,+ત=ભૂ. કૃ. પ્ર.,—સંતાઇ ગયેલું), **તિરોભૂત** (તિરસ્+ભૂ=અલોપ થવું+ત=ભૂ. કૃ. પ્ર.,—અલોપ થયેલો, અદશ્ય).

**શ્રત્**ઃ—**શ્રદ્ધા** (શ્રંત+ધા=ભરોસો રાખવો+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,—ભરોસો, વિશ્વાસ; ભક્તિ), **શ્રદ્ધાલુ** (શ્રદ્ધા+આલુ,—વિશ્વાસુ), **શ્રાદ્ધ** (શ્રદ્ધા+અ,—દેવ, પિતૃ નિમિત્ત શ્રદ્ધાથી કરવાનું કર્મ).

---

**ફારસી પૂર્વગોઃ**—ના, બિન (ઉર્દુ, સં. વિના પરથી), બે, લા (અરબી).

**ના નહિઃ**—**નાઇલાજ** (ઇલાજ વગરનો, નિરુપાય), **નાઉમેદ** (ના=નહિ+ઉમેદ=આશા,—આશા વગરનો, નિરાશ), **નાકબૂલ** (કબૂલ નહિ), **નાકૌવત** (બળ વગરનો, અશક્ત), **નાખુશ** (ખુશી નહિ તે, દિલગીર), **નાચાર** (ના=નહિ+ચાર=

ઇલાજ,-ઇલાજ વગરનો, નિરુપાય, ગરીબ; લાચાર ), **નાદાન** ( ના=નહિ+દાના=ડાહ્યો,-ડાહ્યો નહિ તે, મૂર્ખ ), **નાપસંદ** ( પસંદ નહિ તે, નામંજૂર ), **નાપાક** ( ના=નહિ+પાક=પવિત્ર,-પવિત્ર નહિ તે, અપવિત્ર ), **નાફરમાની** ( ફા. નાફર્માની. ના=નહિ+ફર્માન=હુકમ, આજ્ઞા,-હુકમ ન માનવો તે, અવજ્ઞા), **નાબુદ** ( ફા. નાબૂદ-સમૂળો નાશ ), **નામક્કર** ( નાકબૂલ ), **નામંજૂર** (નાકબૂલ, રદ), **નામર્દ** (મરદ નહિ તે, બાયલો), **નામુકર** (નાકબૂલ), **નામુનાસબ** ( ના=નહિ+અ૦ મુનાસિબ=યોગ્ય,-અયોગ્ય ), **નામુરાદ** (ના=નહિ+મુરાદ=આશા,-આશાભંગ), **નારાજ** ( રાજી નહિ તે, કોપાયમાન ), **નાલાયક** ( લાયક નહિ, અયોગ્ય ), **નાવાકેફ** ( ના=નહિ+અ૦ વાકિફ=માહિતગાર,-માહિતગાર નહિ તે, અજાણ ), **નાવારસ** ( વારસ વગરનું, ન ધણિઆતું ), **નાહક્ક** (હક્ક વગર, સબબ વગર, મિથ્યા, નકામું, ગેરવાજબી રીતે), **નાહિંમત** ( હિંમત વગરનો ).

---

**બિન** વિના:-**બિનઅપરાધ** ( અપરાધ વગર ), **બિનગુનાહ** ( બિન=વિના+ગુનાહ=વાંક,-વગર વાંકે ), **બિનતકરાર** ( તકરાર વગર ), **બિનરોજગાર** ( ધંધાવગર, નવરૂ ), **બિનવારસ** ( વારસ વગર ), **બિનસમજ** ( સમજ વગર ).

---

**બે** વિના, ઉલટું, નઠારૂં:—**બેઅક્કલ** ( અક્કલ વિનાનું, મૂર્ખ ), **બેઅદબ** ( બે=વિના+અદબ=વિવેક, મર્યાદા,-અમર્યાદ, અસભ્ય ), **બેઇમાન** ( બે=નહિ+અ. ઇમાન=વિશ્વાસ, પ્રમાણિકપણું, ધર્મ,-વિશ્વાસઘાતી, અપ્રમાણિક, આસ્થાવગરનું ), **બેઇલાજ** (ઇલાજ વગરનો, નિરુપાય ), **બેકદર** ( બે=નહિ+અ. કદ્ર=ગુણ,-ગુણ વગરનું,

ગુણની પરીક્ષા કરી ન જાણે તે ), **બેકરાર** ( બે=નહિ+કરાર=આરામ,–આરામ વગરનું, માંદું ), **બેકાર** ( બે=નહિ+કાર=કામ,–કામ વગરના, નિરુદ્યમી, બેરોજગારી), **બેકાળજી** ( કાળજી વગરનો ), **બેકેદ** (બે=નહિ+અ. કયૂદ=બંધી,–બંધીમાં ન હોય તેવું, અમર્યાદ, ઉદ્ધત ), **બેખબર** ( નાવાકેફ, અજાણ ), **બેગરજ** ( દરકાર વગરનું ), **બે-ગુનાહ** ( વાંક વિનાનું, નિર્દોષ ), **બેચેન** (આરામ વગરનું), **બેડોળ** ( ઘાટ વગરનું, કદરૂપું ), **બેઢંગું** ( ઢંગ વગરનું, વિલક્ષણ ), **બેત-કસીર** ( બે,+તકસીર=ભૂલ, ગુનોહ,–ગુનાહ વગરનું, નિર્દોષ ), **બેતમા** ( દરકાર વગરનું, બેપરવા, બેફીકરૂં), **બેતાલ** ( તાલ વગરનું ), **બેદરકાર** ( બે,+ફા. દર્કાર=ગરજ,–કાળજી વગરનું ), **બેદાણા** ( બે,+દાના=બી,–બી વિનાનું ), **બેદાદ** ( બે,+દાદ=ફરિયાદ, સંભાળ, ઇન-સાફ,–ફરિયાદ કોઇ સાંભળે નહિ તે, અંધેર ), **બેદિલ** ( બે,+દિલ=મન, ખાએશ, ચાહેના,–મન ઊઠી ગયું હોય તેવું, નાખુશ, નાઉમેદ, ઉદાસ, દિલગીર ), **બેધડક** ( ધાંસ્તી વગર, હિંમતથી ), **બેનસીબ** ( નસીબ વગરનું, અભાગિયું ), **બેપરવા** ( દરકાર વગરનું, બેતમા ), **બેફાટ** ( બે=હદપાર+ફાટ=ફાટવું,–બેશરમ, બેફાક, ઉઘાડેછોક ), **બેફામ** ( બે,+ફામ=યાદદાસ્ત,–યાદદાસ્ત ન રહી હોય તેવું, ધ્યાન વગરનું, ગાફીલ ), **બેફિકર** ( ફિકર વગરનું ), **બેભાન** ( ભાન વગ-રનું, બેશુદ્ધ, બેહોશ ), **બેમર્જાદ** ( મર્યાદા વગરનું, બેશરમ ), **બેમા-લમ** ( ખબર વિનાનું, અપ્રસિદ્ધ ), **બેમુનાસબ** ( બે,+અ. મુનાસિબ=યોગ્ય,–અયોગ્ય ), **બેરંગ** ( રંગ વિનાનું; ઘણા રંગનું; બેતાલ ), **બેરત** ( રત વગરનું, અકાલિક ), **બેરોજગાર** ( ધંધા વગરનું, નિરુદ્યમી ), **બેવકુફ** (બે,+અ. વકૂફ=સમજ, ડહાપણ,–સમજ વગ-રનો ), **બેવકર** ( વક્કર વગરનું, ભારબોજ વગરનું ), **બેવખત**

( વખત વગર, કવખતે ), **બેવચની** (વચન ન પાળનાર, લબાડ, વિશ્વાસઘાતી ), **બેવફા** ( વિશ્વાસ વગરનું ), **બેવારસી** ( જેનો કોઇ વારસ ન હોય તેવું), **બેશક** (બે,+શક=શંકા,-શંકા વગર, ખાત્રીથી), **બેશરમ** ( શરમ વગરનું, નિર્લજ ), **બેશુદ્ધ** ( ભાન વગરનો, બેભાન ), **બેસમજ** ( સમજ વગરનું ), **બેસુમાર** ( સુમાર વગરનું, બેહદ, અતિશય), **બેહક** (હક વગર), **બેહોશ** (હોશ વગર, બેભાન).

**બેઆબરૂ** ( બે=ઉલટું+આબરૂ=માન,-માનથી ઉલટું-અપમાન, માનભંગ ), **બેકાયદે** ( કાયદાથી ઉલટું, ગેરકાયદે, ગેરરસ્તે), **બેદસ્તુર** ( રિવાજથી ઉલટું ), **બેહુરમત** ( બે, + અ. હુર્મત=આબરૂ,-બેઆબરૂ, માનભંગ થવું તે ).

**બેસ્વાદ** ( નઠારા સ્વાદનું, સ્વાદ વગરનું ), **બેહાલ** ( નઠારી હાલતવાળો ).

---

**લા વિના:-લાઇલાજ** ( લા =વિના+ઇલાજ=ઉપાય,-ઉપાય વગરનો ), **લાચાર** ( લા=નહિ+ચાર=ઇલાજ,-ઇલાજ વગરનો ).

---

## ઉત્સર્ગ પ્રકરણ.

સંસ્કૃત ભાષાપરથી પ્રાકૃત, પ્રાકૃત ભાષાપરથી અપભ્રંશ, અને અપભ્રંશ ભાષાપરથી ગુજરાતી ભાષા થએલી છે. સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં આવતાં તેમાંથી જે જે છોડી દેવાય છે, તેને **ઉત્સર્ગ** કહે છે.

૧. જોડાક્ષરમાંનો એક અક્ષર ઊડી જતાં, તેની પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે. ઉદાહરણ—

| સંસ્કૃત. | ગુજરાતી. | સંસ્કૃત. | ગુજરાતી. | સંસ્કૃત. | ગુજરાતી. |
|---|---|---|---|---|---|
| અર્ક. | આકડો. | અગ્ર. | આગળ. | અર્ગલઃ | આગળો. |
| અદ્ય. | આજ. | અભ્ર. | આભ. | અર્પણમ. | આપવું. |
| અશ્રુ. | આંસુ. | અષ્ટ. | આઠ. | ઉચ્ચમ.* | ઊંચું. |
| ઉત્કર. | ઊકરડો. | ઉજ્વલમ. | ઊજળું. | ઉજ્જાગરઃ* | ઉજાગરો. |
| ઉષ્ણમ. | ઊનું. | ઉષ્ણકાળઃ | ઊનાળો. | કજ્જલ. | કાજળ. |
| કર્કટી. | કાકડી. | કચ્છકઃ | કાછડો. | કર્ણ. | કાન. |
| કર્દમ. | કાદવ. | કર્મ. | કામ. | કક્ષા. | કાખ. |
| કુક્કુટઃ | કૂકડો. | ગર્ભ. | ગાભ. | ગલ્લ. | ગાલ. |
| ચક્ર. | ચાક. | ચર્મકમ. | ચામડું. | ચર્વણમ. | ચાવણું. |
| ચંદ્રઃ | ચાંદો. | ચિક્કણમ. | ચીકણું. | છત્રમ. | છાતું. |
| છલ્લી. | છાલ. | છિદ્રમ. | છીંડું. | તિક્તમ. | તીખું. |
| દર્ભ. | દાભ. | દુગ્ધ.. | દૂધ. | દુર્બળઃ | દૂબળો. |
| ધર્મ. | ધામ. | નૃમ્યમ. | નાણું. | નિદ્રા. | નીંદ. |
| પક્વમ. | પાકું. | પત્તન. | પાટણ. | પર્ણ. | પાન. |
| પર્પટ. | પાપડ. | પલ્લવ. | પાલવ. | પિચ્છ. | પીછ. |
| પુચ્છકમ. | પૂછડું. | ફુલ્લ. | ફૂલ. | બિલ્વમ. | બીલું. |
| ભક્ત. | ભાત. | ભગ્નમ. | ભાગેલું. | ભલ્લઃ | ભાલો. |
| ભિક્ષા. | ભીખ. | મર્કટઃ | માંકડો. | મિષ્ટમ. | મીઠું. |
| મુષ્ટિ. | મૂઠ. | રક્તમ. | રાતું. | લજ્જા. | લાજ. |

* સંસ્કૃતમાં અકારાંત નરજાતિના પ્રથમના એકવચનમાં તેને છેડે 'અઃ' આવે છે તેનો ગુજરાતીમાં 'ઓ', અને અકારાંત નાન્યતર જાતિના પ્રથમના એકવચનમાં તેનેછેડે 'અમ્' આવેછેતેનો ગુજરાતીમાં 'ઉં' થયેલોછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| લડ્ડુ. | લાડુ. | વક્રમ્. | વાંકું. | વર્ણ. | વાન. |
| વત્સકઃ | વાછડો. | શર્કરા. | સાકર. | શબ્દ. | સાદ. |
| સજ્જન. | સાજન. | સપ્ત. | સાત. | સર્પ. | સાપ. |
| સર્વ. | સાવ. | સિદ્ધમ્. | સીધું. | હટ્ટ. | હાટ. |
| હડ્ડ. | હાડ. | હસ્ત. | હાથ. | | |

૨. સંસ્કૃત અનુસ્વારનો ઉચ્ચાર મોળો પડતાં તેની પૂર્વનો સ્વર દીર્ઘ થાય છે. ઉદાહરણ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| અંકુટઃ | આંકડો. | અંગણમ્. | આંગણું. | અંગુલી. | આંગળી. |
| અંધકઃ | આંધળો. | કંકણ. | કાંકણ. | કંકરઃ | કાંકરો. |
| કંચુકી. | કાંચળી. | કંટકઃ | કાંટો. | કંઠઃ | કાંઠો. |
| કંદઃ | કાંદો. | કંબલઃ | કાંબળો. | ચંચુ. | ચાંચ. |
| જંબૂ. | જાંબુ. | ટંક. | ટાંક. | દંત. | દાંત. |
| પંગુ. | પાંગળો. | પંચ. | પાંચ. | બંધન. | બાંધણ. |
| બિમ્બમ્. | બીંબુ. | ભંડ. | ભાંડ. | મંડપઃ | માંડવો. |
| મંક્ષણ. | માંખણ. | રંક. | રાંક. | રંધનમ્. | રાંધણું. |
| લંઘન. | લાંઘણ. | લંબમ્. | લાંબું. | વંધ્યા. | વાંઝણી. |
| વંશકઃ | વાંસડો. | સંધિ. | સાંધો. | સંધ્યા. | સાંજ. |

૩. ઋનો અ, ઈ, ઉ, કે ઓ થાય છે. ઉદાહરણ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગૌરમૃત્તિક. | ગોરમટી. | નનાંદ. | નણંદ. | મૃતમ્. | મડું. |
| શૃંગાર. | શણગાર. | અમૃત. | અમી. | ઘૃત. | ઘી. |
| વૃશ્ચિક. | વીંછી. | શૃંગકમ્. | શીંગડું. | શૃગાલ. | શિયાળ. |
| પૃચ્છ. | પૂછવું. | પૃષ્ઠમ્. | પુઠું. | વૃદ્ધઃ | બુઢ્ઢો. |
| મૃત્યુ. | મોત. | | | | |

૪. ઐ, ઔ નો અનુક્રમે એ, ઓ થાય છે. ઉદાહરણ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઐકૈક. | એકેક. | ગૈરિક. | ગેરૂ | તૈલ. | તેલ |
| ભૈરવ. | ભેરવ. | વૈર. | વેર. | વૈદિક. | વેદિયો. |
| સૈન્ય. | સેન. | ઔષધ. | ઓસડ. | કૌપીન. | કોપીન. |
| ગૌરવ. | ગોરવ. | ચૌર. | ચોર. | દૌહિત્ર. | દોહિતર. |
| મૌક્તિક. | મોતી. | યૌવન. | જોબન. | સૌભાગ્ય. | { સોભાગ. સોહાગ. |
| સૌરાષ્ટ્ર. | સોરઠ. | | | | |

૫. ક, ષ, ક્ષ, નો ખ થઇ જાય છે. ઉદાહરણ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| કીલક: | ખીલડો. | કૂટમ્. | ખોટું. | કોણ: | ખુણો. |
| આષાઢ. | અખાડ. | રેષા. | રેખા. | વિષ. | વિખ. |
| ષટ. | ખટ. | હર્ષં: | હરખ. | અંગરક્ષકમ્. | અંગરખું. |
| અક્ષયવન. | અખોવન. | અક્ષિ. | આંખ. | કક્ષા. | કાખ. |
| કુક્ષિ. | કૂખ. | ગોરક્ષ. | ગોરખ. | તીક્ષ્ણમ્. | તીખું. |
| દ્રાક્ષ. | દરાખ. | નિરીક્ષા. | નીરખ. | પક્ષ. | પાંખ. |
| પક્ષવાર. | પખવાડિયું. | પક્ષી. | પંખી. | પ્રેક્ષ. | પેખ. |
| મક્ષિકા. | માખી. | રક્ષા. | રાખ. | લક્ષ. | લાખ. |
| લક્ષ્મણ. | લખમણ. | લિક્ષા. | લીખ. | વર્ષ. | વરખે. |
| ક્ષય. | ખે. | ક્ષેમ. | ખેમ. | ક્ષમા. | ખમા. |
| ક્ષાર. | ખાર. | | | | |

૬. ક નો ગ થઇ જાય છે:—

કાક=કાગ. કાર્યકર:=કાજગરો. પ્રકટ=પ્રગટ. બક=બગ. મુકુટ=મુગટ. મૂક:=મૂગો. સકલમ્=સઘળું.

૭. ત્ય નો ચ થઇ જાય છે:—નૃત્ય=નાચ. સત્ય=સાચ.

૮. ષ, ક્ષ, શ નો છ થાય છે:—

ષટ્=છ. ષષ્ઠી=છઠ. ઉત્સવ=ઓચ્છવ. મત્સ્ય=માછલું. મત્સર=મચ્છર. ઋક્ષ=રીંછ. લક્ષ્મી=લાછ. ક્ષુરઃ=છરો.

૯. ય નો જ થાય છેઃ—

અકાર્ય=અકારજ. અદ્ય=આજ. અવયોગ=અવજોગ. આર્યા=આરજા. આશ્ચર્ય=અચરજ. ઉદ્યમ=ઉજમ. ઔદ્યાની=ઉજાણી. ખાદ્યમ્=ખાજું. તૃતીયા=તીજ. ભાર્યા=ભારજા. ભ્રાત્રીય=ભત્રીજો. મર્યાદા=મરજાદા. યજમાન=જજમાન. યતિ=જતિ. યત્ન=જતન. યમ=જમ. યવ=જવ. યવક્ષાર=જવખાર. યશ=જશ. યાચક=જાચક. યાત્રા=જાત્રા. યાન=જાન. યાજ્ઞિક=જાની. યુવાન્=જુવાન. યુક્તિ=જુગ્તિ. યુદ્ધ—જુદ્ધ. યૂકા=જૂ. યોગ=જોગ. વિદ્યુત=વીજળી. શય્યા=શેજ. સત્યયુગ=સતજુગ. સંયોગ=સંજોગ.

૧૦. થ, સ્થ, અને ષ્ટ નો ઠ થાય છેઃ—

ઉત્થ=ઊઠ. ઉત્થાપનમ્=ઉઠાવવું. ગ્રંથિ=ગાંઠ. એકસ્થ=એઠું. સ્થગ=ઠગ. સ્થાન=ઠામ. અષ્ટ=આઠ. ઉચ્છિષ્ટમ્=એઠું. દૃષ્ટમ્=દીઠું. મિષ્ટમ્=મીઠું. મુષ્ટિ=મૂઠી.

૧૧. ટ અને ત નો ડ થાય છેઃ—

અવઘટ=અવઘડ. કટિ=કેડ. કપાટ=કમાડ. કર્પટમ્=કાપડું. કીટઃ=કીડો. કુક્કુટઃ=કૂકડો. કોટિ=કરોડ. ઘટઃ=ઘડો. ઘોટઃ=ઘોડો. ચતુષ્પટઃ=ચોપડો. જટા=જડ. તટ=તેડ. પર્પટ=પાપડ. બટુકઃ=બડુઓ. મર્કટઃ=માંકડો. વટ=વડ. વાટી=વાડી. શકટી=શગડી. શાટી=સાડી. પતિતઃ=પડ્યો. પ્રતિપત્=પડવો. મૃતમ્=મડું.

૧૨. ન નો ણ થાય છેઃ—

અનકૂટ=અણકૂટ. અનુવર=અણુવર. ઇંધનમ્=ઇંધણું. ઊનમ્=ઊણું. ઔદ્યાની=ઉજાણી. કઠિન=કઠણ. ખનિ=ખાણ. ગાનમ્=ગાણું. ચાલની=

ચાળણી. જન=જણ. જમન=જમણ. દાન=દાણ. દોહની=દોહણી. ધમની=ધમણ. ધની=ધણી. નયન=નેણ. નિપાન=નવાણ. ફાલ્ગુન=ફાગણ. બંધનમ્=બાંધણું. માલિની=માલણ. રંધનમ્=રાંધણું. રજની=રેણ. વચન=વેણ. વ્યાખ્યાન=વખાણ. શંખિની=શંખણી. સ્થાનમ્=થાણું. સુવાસિની=સોવાસણ. હીનમ્=હીણું.

૧૩. વ નો બ થાય છે:—

ધૃતવર=ઘેબર. દ્વાર=બાર. દ્વિ=બે. વર્ત્તિ=બત્તી. વિરાજિત=બિરાજવું. વિષ્ટઃ=બેઠો. શવ=શબ.

૧૪. ન નો લ થાય છે:—નિમ્બકઃ=લીંબડો. કથની=કૂથલી.

૧૫. પ નો વ થાય છે:—

કૂપઃ=કૂવો. ગોપાલ=ગોવાળ. તાપ=તાવ. દીપઃ=દીવો. પશ્ચાત્તાપ=પસ્તાવો. મંડપઃ=માંડવો. વિરૂપઃ=વરવો. વાપી=વાવ. સપાદ=સવા.

૧૬. શ ને ષ નો સ થાય છે:—

અશ્રુ=આંસુ. આશ્વિન=આસો. નિઃશ્વાસ=નિસાસો. દંશ=ડાંસ. પાર્શ્વ=પાસ. વિશ્રામ=વિસામો. શબ્દ=સાદ. શ્વશુરઃ=સસરો. શ્વશ્રૂ=સાસુ. શર્કરા=સાકર. ઔષધ=ઓસડ. તૃષા=તરસ. પૌષ=પોસ. મનુષ્ય=માણસ. વર્ષ=વરસ. વિષમ-વસમું. ષોડશ=સોળ.

૧૭. ખ, ઘ, થ, ધ, ભ, ષ, સ નો હ થાય છે:—

નખર=નહોર. મુખ=મ્હો. લેખક=લહીઓ. સખી=સહી. પ્રાઘુણઃ=પ્રાહુણો-પરોણો. મેઘ=મેહ. માઘ=માહ. કથન=કહેણ. ક્રોધ=કોહ. અધુના=અહુણા-હમણા. ગોધૂમ=ઘઉં. દધિ=દહીં. બધિરઃ=બહેરો. વધૂ=વહૂ. સાધુકાર=સાહુકાર. આભીર=આહીર. નિભાલયતે=નિહાળે. લાભઃ=લાહવો. ઉષ્ણમ્=ઉહનું. પાષાણ=પાહાણ. સ્ના=ન્હા.

૧૮. ર કે ડ નો લ કે ળ થાય છે:—

પરાયણુ=પલાયણુ. રૂક્ષમ્=લૂખું. દરિદ્ર=દળદરી. સરિતા=સલિતા. હરિદ્રા=હળદર. ગુડ=ગોળ. તડાગ=તળાવ. ષોડશ=સોળ.

૧૯. શબ્દની શરૂમાં ન હોય, અને જોડાક્ષરમાં ન હોય, એવા ક્, ગ્, ચ્, જ્, ત્, દ્, પ્, ય્, વ્ નો ઘણુંકરીને લોપ થાય છે. લોપ થતાં વ્યંજનમાંથી જે અ બાકી રહે છે તે સ્થળે જરા ય બોલાય છે:—

કુંભકાર=કુંભાર. નકુલ=નોળ. નાલિકેર=નાળિયેર. છગણુમ્=છાણું. નગર=નેર (ચાંપાનેર). ભાંડાગાર=ભંડાર. સાગર=સાયર. વચન=વેણુ. રજની=રેણુ. ગતઃ=ગયો. વારિતઃ=વાર્યો. કેદારઃ=ક્યારો. પાદ=પાય. કોપિ=કોઇ. નયન=નેણુ. મયૂર=મોર. દિવસ=દહાડો. પ્રવિષ્ટઃ=પેઠો.



# ખંડ ૨ જો—ધોરણ સાતમા માટે.

આ ધોરણમાં "વ્યુત્પત્તિનું પુનરાવર્તન" રાખેલ છે. આને માટે અમે પહેલા ખંડમાં કૃત્ પ્રત્યય તથા પૂર્વગના પ્રકરણમાં સાતમા ધોરણ માટે શબ્દો જુદા આપેલ છે, તેમાંના તથા બીજા ખંડમાંના જે શબ્દો વાચનપાઠોમાં આવે તેની વ્યુત્પત્તિ શિખવવી અમને ઉચિત લાગે છે.

## અરબી ફારસી શબ્દો.

અકબર ( અ. ) ઘણો મોટો. અક્કલ ( અ. અકલ ) બુદ્ધિ. અખતરો (અ. ઇખ્તિરા) પ્રયોગ, શોધ. અખતીયાર ( અ. ઇખ્તિયાર ) અધિકાર. અખબાર ( અ. અખ્બાર ) સમાચાર, વર્તમાનપત્ર. અગર ( ફા. ) જો, અથવા, પણ. અજતરફ ( ફા. અજ=થી+અ. તરફ ) તરફથી. મોટા અધિકારી નાના અધિકારીને લખતાં વાપરે છે. અદના ( અ. અદ્‌ના ) નીચ, કંગાલ. અદા (અ.) અમલમાં આણવું તે, પૂરૂં કરવું તે, નખરાં કરવાં. અદાલત ( અ. અદલ=વાજબી તે પરથી ) ઇન્સાફ કરવાનું ઠેકાણું, ન્યાયમંદિર. અનામત ( અ. અમાનત ) થાંપણ. અનાર ( ફા. ) દાડમ. અફરાતફરી ( અ. ઇફ્રાત તફ્રીત ) ગરબડસરબડ. અફલાતૂન (યુ.) ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટોનું નામ છે. ઘણા આગ્રહી માણસને ઠપકો આપતાં આ બોલ વપરાય છે. અબલક ( અ. ) કાબરચીતરો, કાળો યા લાલ અને સફેત પગવાળો ઘોડો. અબરખ (અ. અબ્રક), સં. માં અભ્રક. અમનચમન ( અ. અમ્ન=ચેન+ફા. ચમન=બગીચો ) ચેનબાજી. અમલ (અ.) અધિકાર. અમીન (અ.) મુનસફ, વિશ્વાસુ. અમીર ( અ. ) જેને સરકાર તરફથી જાગીર વગેરે મળ્યું હોય તે, સરદાર. અરજ ( અ. અર્જ ) વિનતિ, પ્રાર્થના. અલબાર ( અ. અલ્બાર )

મોટાના અર્થમાં વપરાય છે. **અલફાઉ** (અ. આલુફ્તા) નકામું, મફતિયું. **અલબત** (અ. અલબત્તા) ખરેખર. **અલ્લાહ** (અ.) ખુદા, પરમેશ્વર. **અલ્લાહુ અકબર** (ઘણો મોટો)=પરમેશ્વર ઘણો મોટો છે. **અવ્વલ** (અ.) પહેલો, મુખ્ય. **અવલ** કારકુન=પહેલો કારકુન. **અવ્વલ મંજલ** (અ. અવ્વલ મંજિલ) શબને દફનાવવાની ક્રિયા કરવી તે. **અશરફી** (અ. અશ્રફી) મોહોર. **અશરાફ** (અ. અશ્રાફ) સાલસ, ઇમાનદાર. **અસીલ** (અ.) કુલીન, સાલસ, જેની વતીનો વકીલ તે—વાદી કે પ્રતિવાદી.

**આઇન** (ફા.) કાયદો. **આઇને અકબરી**=અકબરના કાયદાનું પુસ્તક. **આકીન** (અ. યકીન) વિશ્વાસ, આસ્થા. **આખુંદજી** (ફા. અખુંદજી અથવા આખુનજી) શિક્ષક, મહેતાજી. **આગા** (ફા.) સાહેબ, ધણી, શેઠ, મિસ્ટર. હિંદુસ્તાનમાં ઇરાનના લોકોને આગા કહી બોલાવવાનો ચાલ છે. **આગાઇ** (ફા. આગાહી) જાણ થવી તે. **આજમ** (અ. અઅ્‌જમ) ઘણો મોટો. સરકારી કામદારના નામની સાથે માન દાખલ જોડાય છે. **આજિજી** (અ.) કાલાવાલા. **આતશ** (ફા. આતિશ) દેવતા. **આતશબાજી** (ફા.) દારૂખાનું. **આદમ** (અ.) આ દુનિયામાં સૌથી પહેલો જે પુરુષ પેદા થયો તે. **આફ-તાબ** (ફા.) સૂર્ય. **આફરીન** (ફા. આફ્રીન) શાબાશ છે! **આબ** (ફા.) પાણી. **તેજાબ**=ગંધક, સુરોખાર વગેરેના જે ગરમ રસ તે. **દોઆબ**=બે પાણી—નદી—વચ્ચેનો પ્રદેશ. **પંજાબ**—પાંચ નદી વચ્ચેનો પ્રદેશ. **આબકારી** (ફા. આબ્કારી) દારૂ ગાળવાનું કામ. **આબ-ખોરો** (ફા. આબ્ખોરા) પડઘીવાળું ને પહોળા મોઢાનું પાણી પી-વાનું એક વાસણ. **આબદાગીરી** (ફા. આફ્તાબ્ગીરી) સવારીમાં

રાજા–દરબારીને માથે જે છત્ર ધરવામાં આવે છે તે. **આબરૂ** (ફા. આબૂ. આબ=પાણી+રૂ=મોં) મોંનું પાણી, ખ્યાતિ, માન, પ્રતિષ્ઠા. **આબાદાની** (ફા.) ચડતી દશા, ઉત્કર્ષ. **આબેહુબ** (અ. હૂબહૂ) અસલ હોય તેવુંજ. **આબોહવા** (ફા.) પાણી અને હવા, હવા–પાણી. **આમ** (ફા.) સાધારણ લોક. **આમની સભા**=સાધારણ લોકની સભા. **આમદાની** (ફા. આમદની) આવક, પેદાશ. **આમીન** (હિબ્રુ) થાઓ, હો, અસ્તુ. **આયનો** (ફા. આઇના) આરસો. **આયંદા** (ફા.) હવે પછી. **આરજુ** (ફા. આર્જૂ) ઇચ્છા. **આલીજા** (અ. આલી=મોટી+ફા. જાહ=પદવી) મોટી પદવીવાળો. **આલીશાં** (અ. આલી+શાન=પ્રતિષ્ઠા) મોટી પ્રતિષ્ઠાવાળો. **આશક માશૂક** (અ. આશિકમાશૂક) એકમેકને ચાહનાર સ્ત્રીપુરુષો. **આશકારા** (ફા. આશ્કારા) ઉઘાડું, જાહેર. **આસમાન** (ફા. આસ્માન) આકાશ. **આસાએશ** (ફા. આશાઇશ) આરામ. **આસાનકેદ** (ફા. આસાન=સુગમ+અ. કય્દ=કેદ). હલકી સજા.

**ઇકરાર** (અ. ઇક્રાર) ખાતરીથી બોલવું તે, સોગન લઇને જે સાક્ષી આપવી તે. **ઇખલાસ** (અ.) ઘણીજ દોસ્તી. **ઇજ્જત** (અ.) આબરૂ, માન, પ્રતિષ્ઠા. **ઇજ્જત આસાર** (અ.) આબરૂદાર. આબરૂદારના નામની પહેલાં એ શબ્દ લખાય છે. **ઇજન** (અ. ઇજ્ન) નોતરૂં. **ઇજાર** (અ.) સુરવાળ. **ઇજારો** (અ. ઇજારા) માત્ર અમુક જ વહીવટ કરે તેવો સનદી હક, કૉન્ટ્રાક્ટ લેવો તે. **ઇત્તિફાક** (અ.) બનાવ. **ઇનકાર** (અ. ઇન્કાર) ના પાડવી તે, નિષેધ. **ઇનસાન** (અ. ઇન્સાન) માણસજાત. **ઇનાયત** (અ.) મહેરબાની, પ્રીતિની નિશાનીમાં જે બક્ષીસ આપેલું તે. **ઇન્તિખાબ** (અ.) ટુંકામાં જે

મતલબ તે. **ઇન્તિજાર** ( અ. ) આતુર, અધીર. **ઇબારત** ( અ. ) લખવાની ઢબ. **ઇમલો** ( અ. ઇમ્લા ) ભોંયતળિયા સિવાયની તે ઉપરની બાંધેલી ઇમારત તે. **ઇમામ** ( અ. ) કાજી, મુલ્લાં. **ઇલકાબ** ( અ. અલ્કાબ ) ખિતાબ. **ઇલમ** ( અ. ઇલ્મ ) વિદ્યા, કળા, જાદુ, ઇલાજ. **ઇશક** ( અ. ઇશ્ક ) પ્રેમ. **ઇસકામત** ( અ. ઇસ્તિકામત ) પુંજી. **ઇસમ** ( અ. ઇસ્મ ) માણસ. **ઇસલામ** ( અ. ઇસ્લામ ) મુસલમાની ધર્મ. **ઈદ** ( અ. ) મુસલમાનનો તહેવાર.

**ઉમદા** ( અ. ઉમ્દા ) શ્રેષ્ઠ. **ઉમર** ( અ. ઉમ્ર ) વય. **ઉમરદરાજ** ( અ. ઉમ્ર=ઉમર+ફા. દરાજ=લાંબી ) ચિરંજીવી. મોટા લોકો બાળબચ્ચાંને કાગળ લખતાં એ આશીર્વાદ શબ્દ લખે છે. **ઉમરાવ** ( અ. ઉમરા ) અમીર. **ઉમેદવાર** ( ફા. ઉમેદ=આશા+વાર=ભરેલો ) આશાવાળો—નોકરીની આશાએ વગર પગારે નોકરી કરનાર. **ઉરદુ** ( ઉર્દૂ તુર્કી શબ્દ છે ) આ દેશના મુસલમાન જે બોલે છે તે ભાષા. ઉરદુ ભાષામાં અરબી શબ્દો ઘણાં હોય છે, અને હિંદુસ્તાનીમાં સંસ્કૃત શબ્દો ઘણા હોય છે. **ઉરફે** ( અ. ઉર્ફ ) બીજે નામે. **ઉરસ** ( અ. ઉર્સ ) મુસલમાનનો એક તહેવાર, લગ્નનું જમણ, ઓરસ, મેળો. **ઉસ્તાદ** ( ફા. ) શિક્ષક, મહેતાજી.

**એજન** ( ફા. અયૂજન ) ઉપર પ્રમાણે, તેજ. **એન ઘેન** ( અ. અયૂન ગયૂન. )એન=આંખ, ગેન=વાદળું, અંધારૂં. છોકરાઓની એક રમત છે. **એબ** ( અ. અયૂબ ) ખોડ. **એલચી** ( તુર્કી. એલ્ચી ) વકીલ. એક રાજા તરફથી બીજા રાજાના દરબારમાં મોકલેલો માણસ. **એલતેમાસ** (અ.) અરજ, ફરમાસ. **એશ** (અ. અયૂશ ) મોજમઝા. **એહવાલ** ( અ. ) હકીકત. **એહસાન** ( અ. અહ્સાન ) ઉપકાર.

**ઓકાત** ( અ. અવ્કાત ) શક્તિ. **ઓજાર** ( ફા. અવ્જાર ) હથિયાર. **ઓહ્દો** ( અ. ઉહ્દા ) પદવી. **ઓરત** ( અ. અવ્રત ) સ્ત્રી. **ઓલાદ** ( અ. અવ્લાદ ) વંશ. **ઓલિયા** ( અ. અવ્લિયા) પીર લોકો. **ઓલમા** ( અ. ઉલમા ) પંડિત. **ઔરંગજેબ** ( ફા. અવ્રંગજેબ ) ઔરંગ=તખ્ત+જેબ=શોભા આપનાર. તખ્તને દીપાવનાર. **અંજુમન** ( ફા. ) મંડળી. અંજુમને ઇસ્લામ=ઇસ્લામીઓની મંડળી. **અંબાર** ( ફા. ) ઢગલો.

---

**કજારજા** ( અ. ) કજા=ઇશ્વર આજ્ઞા+રજા=ઇશ્વર ઇચ્છા. દૈવયોગે નુકસાન થાય તે. **કત** ( અ. કત્ત ) કલમની કપાયલી અણી તે. **કતલ** ( અ. કત્લ ) હથિયારથી ઘાતકીપણે મારી નાંખવું તે, ખુનરેજી. **કદમ** ( અ. ) પગલું. **કદમી** ( અ. કદીમ ) પ્રાચીન, જૂનું. **કદાવર** ( અ. કદ=શરીરની લંબાઇ+ફા. આવર=વાળો ) જબરો. **કફન** ( અ. ) શબને ઢાંકવાનું વસ્ત્ર. **કબજો** ( અ. કબ્જા ) તાબે, હવાલો. **કબર** ( અ. કબ્ર) ઘોર, સમાધ. **કબાલો** ( અ. કિબાલા ) કબુલીઅત, કરાર. **કબીલો** (અ. કબીલા) બૈરી છોકરાં, પરિવાર, સ્ત્રી. **કબૂલ** (અ.) મંજૂર. **કમી** ( ફા. ) ઓછું. **કરજ** ( અ. કર્જ) દેવું. **કલમબંદી** ( અ. ફા. ) સરકારની સત્તાથી જપ્તી લઈ જઇ દેણદારની મિલ્કત નોંધી રાખવી તે, એને કાચી કલમબંદી કહે છે; જપ્તી, ટાંચ. **કલામે શરીફ** ( અ. કલામિ શરીફ ) કુરાન. **કવાયત** ( અ. કવાઇદ ) ડ્રિલ. **કસબો** ( અ. કસબા ) મોટું ગામડું. **કાજી** ( અ. ) કુરાનના ફરમાન મુજબ ઇનસાફ કરનાર અધિકારી. **કાનુન** ( અ. કાનૂન ) કાયદો, રિવાજ. **કાફર** ( અ. કાફિર ) દીનનું ફરમાન ન માનનાર. **કાફલો** ( અ. કાફિલા ) સમુદાય, ટોળું. **કાબુ** ( તુર્કી.

કાબૂ ) સત્તા, વગ. **કાબેલ** (અ. કાબિલ) પ્રવીણ, નિપુણ, હોશિયાર. **કાયદો** (અ. કાઇદા) ધારો. **કારકિર્દી** (ફા. કાર્કર્દગી) કારભારીપણું. **કારખાનું** (ફા. કાર્ખાના) જેમાં હુનરી કામ ચાલતું હોય તે સ્થળ. **કારી** ( ફા. ) ઊંડું. 'કારી ઘા.' **કાસદ** ( અ. કાસિદ ) ખેપીઓ. **કિતાબ** ( અ. ) પુસ્તક. **કિત્તો** ( અ. કિતઆ ) ખેતરનો કકડો. **કિફાયત** ( અ. ) સસ્તું પડે તે. **કિરાયું** ( અ. કિરાયા ) ભાડું. **કિસ્ત** (અ.) હફતો. ખેડૂતે સરકારને ભરવાનો હફતો તે. **કિસમત** (અ. કિસ્મત) નસીબ. **કિસ્સો** ( અ. કિસ્સા ) વાત, કહાણી. **કીનો** ( ફા. કીના ) મનમાં ડાઘ રાખવો તે, ખાર. **કીમીયો** ( અ. કીમિયા ) હલકી ધાતુને કીમતી ધાતુ કરવાની વિદ્યા. **કુદરત** ( અ. કુદ્રત ) ઇશ્વરની શક્તિ, ઇશ્વરે બનાવેલાં કામ, પ્રકૃતિ. **કુનેહ** ( અ. કુન્હ ) કળવિકળ, ચાતુર્ય, નિપુણતા, અક્કલ, કુંચી. **કુરનીશ** ( તુર્કી. કુર્નુશ ) દંડવત પ્રણામ. **કુરબાન** ( અ. કુર્બાન ) ભોગ દાખલ આપેલું, ખુશખુશ. **કૂચ** ( ફા. ) મુકામ ઉઠાવી આગળ ચાલવું તે. **કેફ** ( ફા. કયૂફ ) ભાંગ, દારૂ વગેરે વસ્તુમાં રહેલ ગુણ તે, ઘેન. **કેફિયત** ( અ. કયૂફિયત ) વિગતવાર હકીકત. **કેસરેહિંદ** ( ફા. ) હિંદુસ્તાનનો કૈસર-કૈસરનું મૂળ તો સંસ્કૃત કેસરી એટલે સિંહજ જણાય છે. ફારસી ભાષામાં એ અર્થની સાથે મોટો પાદશાહ એવો ભાવ પણ થાય છે. ઇરાનના જૂના પાદશાહો કૈસર કહેવાતા. લાટીન ભાષામાં કાએસર અથવા ઇંગ્રેજીમાં અપભ્રંશરૂપે સીઝર જે બોલ બોલાય છે, તે પણ મૂળે આજ શબ્દ છે. ફારસીમાં આ શબ્દ જાતિરહિત છે તેથી સ્ત્રી કે પુરુષ બંનેને સામાન્ય રીતે લાગુ પડે છે. **કોતાઇ** ( ફા. કોતાહી ) તંગી. **કોમ** ( અ. કવૂમ ) જાત. **કોલ** ( અ. કવ્લ ) વચન, કબુલાત. **કોહિનૂર** ( ફા. કોહ=પર્વત+અ. નૂર=તેજ ) તેજનો પર્વત.

કૌવત ( અ. કુવ્વત ) બળ. કિંમત ( અ. કીમત ) મૂલ્ય. કયામત (અ. કિયામત ) સર્વે મુએલાં પ્રાણીનો સામટો ઇનસાફ થવાનો દહાડો. કયાસ ( અ. કિયાસ ) અટકળ, કલ્પના.

ખજાનો ( અ. ખઝીના કે ખિઝાના ) દોલત, ગલ્લો. ખત ( અ. ) દસ્તાવેજ. ખતમ ( અ. ખત્મ ) પૂરો, બંધ. ખત્તા (અ. ખતા ) ભૂલ. ખફગી ( ફા. ) ગુસ્સો. ખરચ ( અ. ખર્જ, ફા. ખર્ચ ) કોઇ કામને માટે નાણાં વગેરેનો વાપર તે. ખરીદ ( ફા. ) વેચાતું લીધેલું. ખરીફ ( અ. ) ચોમાસુ પાક. બાજરી, જુવાર, ડાંગર, વગેરે. ખલક ( અ. ખલ્ક ) દુનિયા, આલમ, માણસજાત. ખલીફા ( અ. ) મહમદ પેગંબર પછી તેમની ગાદી ચલાવનારમાંના એકેક. ખલીફાત ( અ. ) ખલીફાની ગાદી. ખવાસ (અ.) સ્વભાવ, રાજાના હજુરી નોકરો. ખવીસ ( અ. ખબીસ ) અવગતિ પામેલો આત્મા. ખસમ ( અ. ખસ્મ ) ધણી, ખાવંદ, ભરથાર. ખાએશ ( ફા. ખાહિશ ) ઇચ્છા. ખાકસાર ( ફા. ) ખાક=રાખ+સાર=જેવો. ધૂળ જેવો, ચર્ણરજ સેવક. મુસલમાનો પૂજ્યને કે મોટાને લખે ત્યારે લખે છે. ખાતર (અ. ખાતિર) સરભરા, શરમ, તરફદારી. ખાનગી ( ફા. ખાન્ગી ) ઘર સંબંધી, છૂપું. ખાનદાન ( ફા. ખાન્દાન) કુળ-વાન. ખામુખા ( ફા. ખામખાહ ) ખરેખર. ખામોશ (ફા.) ક્ષમા, ધીરજ. ખાલસા ( અ. ખાલિસા ) સરકારી. ખાવંદ (ફા. ખાવિંદ) માલિક, ધણી, પ્રભુ, ભરથાર. ખાસ ( અ. ખાસ્સ ) પોતીકું, અગ-ત્યનું. ખાસિયત ( અ. ખાસિય્યત ) પ્રકૃતિ, ટેવ. ખિતાબ (અ.) ઇલ્કાબ. ખીદમત ( અ. ખિદ્મત ) સેવા, ચાકરી. ખિદમતગાર= સેવક. ખિલ્લત ( અ. ખિલ્અત ) સરપાવ. ખુદ ( ફા. ) પોતે,

જાતે. **ખુદા** ( ફા. ) દુનિયાનો માલિક, પ્રભુ. **ખુદાએ કરીમ** (ફા.) ઉદાર ઈશ્વર. **ખુદાતઆલા** ( ફા. ખુદા+અ. તઆલા=ઘણો મોટો ) મોટો ઈશ્વર. **ખુદાવંદ** ( ફા. ) પ્રભુ. મોટા દરજ્જાવાળાને અરજ કરતાં વપરાય છે. **ખુમારી** ( અ. ખુમાર=કેફ ) આંખમાં કેફની જે લહેર આવે છે તે. **ખુવાર** ( ફા. ) હેરાન હેરાન. **ખુશ્કી** ( ફા. ) જમીનનો રસ્તો. **ખૂન** ( ફા. ) લોહી, જીવથી મારી નાંખવું તે, ઘાત. **ખૂનરેજી** ( ફા. ) કતલ. **ખેરખાહ** ( અ. ખયૂર=નેકી, ભલાઈ+ફા. ખ્યા=ચાહનાર ) શુભેચ્છક. **ખેરસલ્લા** ( અ. ખયૂરસલા ) સમાધાન. **ખેરાત** ( અ. ખયૂરાત ) પુણ્ય. **ખેરીયત** ( અ. ખયૂરિય્યત ) ક્ષેમ. **ખો** ( ફા. ખૂ ) આદત, ટેવ. **ખંજર** ( ફા. ) જમૈયો. **ખ્યાલેશરીફ** ( અ. ખિયાલ=વિચાર+શરીફ=ઉત્તમ ) ઉત્તમ વિચાર.

**ગજબ** ( અ. ) કેર, આફત. **ગનીમત** ( અ. ) મૂળ અર્થ લૂટનો માલ, ખુશી. **ગફલત** ( અ. ) બેપરવાઈ, ભૂલ. **ગફુર** (અ.) નરમ, દયાળુ. **ગફુર રહીમ**=દયા કરનારું·માફ કરનાર. **ગભરૂ** ( ફા. ગબ્રુ ) માંસથી ભરેલો ગોરો ને ફુટડો જુવાન. **ગમગીન** ( અ. ગમ=શોક+ગીન ફારસી પ્રત્યય ) શોકાતુર. **ગરક** ( અ. ગર્ક ) ડૂબી ગયેલું, લીન થયેલું. **ગરકાવ** ( અ. ગર્ક+ફા. આબ=પાણી ) ભરપૂર. **ગરજ** ( અ. ) ખપ, તંગી, સ્વાર્થ. **ગરદ** ( ફા. ગર્દ ) ધૂળ. **ગરદન** ( ફા. ) ડોક. **ગરીબ પરવર** ( અ. ગરીબ=નિર્ધન, કંગાલ, સાલસ+ફા. પર્વર=પાળનાર ) ગરીબોને પાળનાર, **ગરૂર** (અ. ગુરૂર) ગર્વ, અહંકાર. **ગલીચ** ( અ. ગલીજ ) ગંદુ. **ગાફેલ** ( અ. ગાફિલ) ગફલત કરનાર, અસાવધ, બેખબર. **ગિબત** ( અ. ગીબત ) નિંદા, ગિલ્લો, ચાડી. **ગિરદી** ( ફા. ગિર્દી ) ભીડ, ઠઠ. **ગિરફતાર** ( ફા.

ગિરિફ્તાર ) સપડાયલો, ફસાયલો. **ગિરવી** ( ફા. ) ધરેણું. **ગુઝસ્ત** ( ફા. ગુજસ્તા ) ગયેલું, ગયેલું વર્ષ—માસ કે દિવસ. **ગુનો** ( ફા. ગુનહ, ગુનાહ ) તકસીર, વાંક, પાપ. **ગુફ્તેગુ** ( ફા. ગુફતગૂ ) છાની છૂપની વાત, વાતચીત. **ગુમ** (ફા.) ગુમાવવું, ખોવું. **ગુમાન** (ફા.) ગર્વ, તોર, મોટાઈ. **ગુરદો** ( ફા. ગુર્દા ) મૂત્રાશય. **ગુલતાન** ( ફા. ગલ્તાં ) લીન થયેલું, સમગ્ર. **ગુલસ્તાન** ( ફા. ગુલિસ્તાન ) બાગ, ચમન, એક કિતાબનું નામ છે. **ગુલાબ** ( ફા. ) ગુલ=ફૂલ+આબ= પાણી. ફૂલનું પાણી, એક જાતનો છોડવો અથવા તેનું ફૂલ. **ગુલામ** (અ.) વેચાતો લીધેલો માણસ. **ગુસ્સો** ( અ. ગુસ્સા ) ક્રોધ, રીસ. **ગેબ** [ અ. ગયૂબ ] અલોપ, ગુપ્ત. **ગેર** ( અ. ગયૂર ) બીજો, ઉપસર્ગ હોય તો નહિ, નિષેધ એવા અર્થમાં વપરાય છે. **ગોર** ( અ. ગવૂર ) ઉંડો વિચાર. **ગંજ** ( ફા. ) ઢગલો. **ગુંગ** ( ફા. ) મૂંગો. **ગુંજાસ** ( ફા. ગુંજાઇશ ) ગજું, શક્તિ.

**ઘોર** ( ફા. ગૂર ) કબર. **ચમન** ( ફા. ) બાગ, વાડી, રંગરાગ. **ચશમપોશી** ( ફા. ચશ્મપોશી ) ચશ્મ=આંખ+પોશી=છૂપાવવું. આંખ આડા કાન કરવા તે. **ચશમા** ( ફા. ચશ્મા ) ઉપનેત્ર. **ચિકન** (ફા. ચિકિન ) ભરત. **ચુગલી** (તુર્કી.) ચાડી. **ચુસ્ત** (ફા.) પોતાના મતને હઠથી વળગી રહેનાર. **ચોબદાર** (ફા. ચોબ્દાર) છડીદાર.

**જઈફ** (અ.) વૃદ્ધ, બુઢ્ઢો. **જકાત** (અ.) દાણ. **જખમ** ( ફા. જખ્મ) ઘા. **જજિયો** ( અ. જિઝ્યા ) માથાવેરો. **જડબે સલાખ** (અ. જર્બેશલાક) સજ્જડ. **જાણસ** ( અ. જિન્સ ). **જનાનો** ( ફા. જનાના ) ઓઝલમાં રહેતાં બૈરાં; જનાનખાનું, રણવાસ. **જનાબ** (અ.) સેવા, હજુર. **જનાવર** ( ફા. જાન્વર) જાન=જીવ+વર=વાળા,—માણસ

સિવાયનાં પ્રાણી. **જપ્ત** ( અ. જબ્ત ) માલિકની સત્તામાંથી સરકારે પોતાના કબજામાં લીધેલ માલમિલ્કત. **જબરદસ્ત** (ફા. જબર્દસ્ત ) જોરાવર, જુલમગાર. **જમાત** ( અ. જમાઅત ) માણસનો જથ્થો, નાત. **જમાનો** ( અ. જમાના ) લાંબો કાળ, યુગ. **જમાબંધી** (અ. જમ્અ પરથી જમા=એકઠું કરવું+ફા. બંદી=બાંધવું તે ) જમીનવેરો ખેડૂત પાસેથી એકઠો કરવા સંબંધી. **જમીનદોસ્ત** ( ફા. જમીન્દોજ) ભાંગી તોડી જમીન બરાબર કરી નાંખેલું. **જર** (ફા.) પૈસો. **જરદ** (ફા. જર્દ) પીળું. **જરદી**=કસુંબી ફૂલમાંથી પીળો રંગ નીકળે છે તે. **જરાયત** ( ફા. જિરાઅત ) જેમાં માત્ર ચોમાસુ પાક થાય તેવી જમીન, આકાશિયા. **જલદ** ( અ. જલ્દ ) ચાલાક, તીખું, આકરા મિજાજનું. **જલસો** ( અ. જલ્સા ) બેઠક. **જશન** ( ફા. જશ્ન ) સમારંભ. **જવાંમર્દ** (ફા.) બહાદુર. **જહાનમ** ( અ. જહંનમ ) નરક કુંડ, દોજખ. **જહાં** (ફા.) દુનિયા. **જહાંપનાહ** ( ફા. ) દુનિયાનું સંરક્ષણ કરનાર. આ શબ્દ રાજા અમીરને બોલાવતી કે લખતી વખતે વપરાય છે. **જાગીર** (ફા.) લશ્કર રાખવાના કે એવાં બીજાં કોઇ કામ કરવાના બદલામાં સરકાર જે જમીન આપે છે તે. **જાનમાલ** ( ફા. જાન=જીવ+અ. માલ ) જાન અને માલ. **જાફત** (ફા. જિયાફત ) ઉજાણી. **જામદાર** ( ફા. જામ્દાર ) જામદારખાનાની સંભાળ રાખનાર, કીલ્લીદાર. **જામદારખાનું** (ફા.) જવાહીર, ઘરેણાં, વસ્ત્ર વગેરે રાખવાનો ઓરડો, સરકારી તિજોરી. **જારત** (અ. જિયારત ) મુસલમાનોમાં મુઆ પછી ત્રીજે દિવસે જે ક્રિયા વગેરે થાય છે તે. **જાલમ** ( અ. જાલિમ ) જુલમગાર. **જાસુસ** (અ. જાસૂસ ) બાતમીદાર, છૂપો ભેદ લાવી આપનાર. **જાહેર** ( અ. જાહિર પ્રકટ. **જાહોજલાલી** ( ફા. અ. જાહોજલાલ ) મોટાઈ.

**જિબ્રાઈલ** કે **જિબ્રાઈલ** (અ.) ચાર મોટા ફિરિસ્તામાંના એક, તેમનું કામ ખુદાની તરફથી પેગંબર સાહેબને વહ્ય પહોંચાડવાનું હતું. **જિલ્લો** ( અ. જિલ્અ ) સરકારના ખાલસા મુલકના મોટા ભાગમાંનો દરેક. **જીકર** ( અ. જિક્ર) હઠ, આગ્રહથી માગવું. **જીગર** (ફા. જિગર ) કાળજું, દિલ. **જીદ** (અ. જિદ્દ) જક, તકરાર, હઠ. **જીંદગી** (ફા. જિંદગી) જન્મથી મરતાં લગીનો વખત. **જુમલે** (અ. જુમ્લા) એકંદર. **જુમ્મો** ( અ. જિમ્મા ) જવાબદારી. **જુલમ** (અ. જુલ્મ) બળાત્કાર. **જુલફો** ( ફા. જુલ્ફ ) વાળ. **જુસ્સો** ( ફા. જોશ ) મનનો ઉભરો, મનની શક્તિ, જોમ. **જેબ** ( ફા. ) શોભા, માન, પ્રતિષ્ઠા. **જેહમત** ( અ. જહ્મત ) દુઃખ, મુશ્કેલીમાં પડવું તે. **જોરતલબી** ( ફા. જોર્તલબી ) બળથી જે ખંડણી લેવી તે. **જંનત** (અ.) સ્વર્ગ. **જુંબેશ** ( ફા. જુંબિશ ) હાલવું, વેગમાં આવવું તે.

**ઝનૂન** (અ. જિનૂન, જુનૂન ) ગાંડો જુસ્સો, જોસવાળી હઠ. **ઝલેહ** ( અ. જિલા ) ઓપ, ચળકાટ, તેજ. **ઝવેર** ( અ. જવ્હર) હીરા, માણેક, વગેરે. **ઝેર** ( ફા. જહ્ર ) વિષ.

**ડાઘ** ( ફા. દાગ ) કાગળ, લુગડા વગેરે પર મેલનો છાંટો પડ્યો હોય તે; કલંક. **ડાયરો** ( અ. દાયિરા ) મંડળી.

**તગદીર** ( અ. તકદીર) નસીબ, સર્જિત. **તકરાર** ( અ. તક્રાર ) વાદવિવાદ, વાંધો. **તકલદી** (અ. તકલીદી ) નાજુક, ઉપરના ભભકાવાળું. **તકલીફ** ( અ. તકલીફ ) મહેનત, પીડા. **તકાદો** (અ. તકાજા) જબરદસ્તીથી કઢાવવું તે. **તખ્તનશીન** (ફા. તખ્તનિશીન) તખતે–ગાદીએ–બેસનાર. **તખ્તેતાઊસ** ( ફા. તખ્ત+અ. તાવૂસ= મોર ) મયૂરાસન. **તગાવી** ( અ. તકાવી ) સરકારે ખેડુતોને જમીન

સુધારવાને મદદ દાખલ અમલથી જે નાણું ધીર્યું હોય તે. **તદબીર** (અ. તદ્‌બીર) યુક્તિ, તજવીજ. **તન્દુરસ્ત** (ફા. તન્દુરુસ્ત) નીરોગી, આરોગ્ય. **તપસીલ** (અ. તફ્સીલ) વિગત. **તફરકે** (અ. તફ્રિકા) ગુમ. **તબીબ** (અ.) વૈદ, હકીમ. **તમાશો** (અ. તમાશા) ખેલ. **તરજુમો** (અ. તર્જમા, તર્જુમા) ભાષાંતર. **તરફ** (અ.) બાજુ,ભણી. **તરબીયત** (અ. તર્બિયત) કેળવણી. **તરી** (ફા.) જળમાર્ગ. **તલબ** (અ.) ઇચ્છા. **તલાક** (અ.) ધણીધણીઆણીએ છુટા છેડા કરવા તે. **તવારીખ** (ફા.) ઇતિહાસ. **તવંગર** (તવાંગર)–તવાન્=શક્તિ+ગર=વાળો,–શક્તિવાળો, પૈસાદાર. **તસલ્લી** (અ.) ખાતરી. **તસ્લીમાત** (અ.) પ્રણામ. **તશવીર** (અ. તસ્વીર) છબી, ચિત્ર. **તસ્દી** (અ. તસ્દીઅ) મહેનત. **તહ** (ફા.) સલાહનો કોલકરાર. **તાજ** (ફા.)મુગટ. **તાજાકલમ** (ફા.) લેખ લખ્યા પછી પાછળથી નવો મજકૂર લખાય તે. **તાજીમ** (અ. તઅ્‌ઝીમ) માન, વિવેક, અદબ. **તાબુત** (અ. તાબૂત) હજરત પેગંબર સાહેબના દૌહિત્ર હસન ને હુસેન કર્બલાની લડાઇમાં મોહરમના મહીનામાં મરાયા, તે પરથી તેની યાદગીરીમાં મોહોરમના મહીનામાં જે તાજિયા કાઢે છે તે. **તાલીમ** (અ. તઅ્‌લીમ) કેળવણી, શિક્ષણ. **તાલેવર** (અ. તાલિઅ=નસીબ+ફા. વર=વાળો) નસીબવાળો. **તાવીજ** (અ. તઅ્‌વીજ) મંત્ર લખેલી ચિઠ્ઠી ગળે કે હાથે બાંધે છે તે. **તાસીર** (અ.) છાપ, તરેહ, સિક્લ, તદબીર. **તુખમ** (ફા. તુખ્મ) બી–"તુખ્મે તાસીર ને સોબતે અસર." **તુમાર** (અ. તૂમાર) અરજી નીચે લખાણ ચાલેલો કાગળ. **તેહેનાત** (અ. તઅ્‌નાત) તાબામાં. **તેહેસીલ** (અ. તહસિલ) જમીનનું વસુલ એકઠું કરવું તે, જમા. **તોફાન** (અ. તૂફાન) વાવાઝોડું, વંટોળિયો, અતિ વૃષ્ટિ; મસ્તી, હુલ્લડ. **તોશાખાનું** (ફા.

તોશકૃખાના) સરકારી તિજોરી. **તોહમત** (અ. તુહ્‌મત) આરોપ, આળ.

**દખલ** (અ. દખ્લ) વચ્ચે પડવું તે, અટકાવ. **દફન** (અ. દફ્ન) દાટવું તે. **દરખાસ્ત** (ફા. દર્ખાસ્ત) અરજ, હુકમનામું બજાવવાને કરેલી અરજ. **દરગાહ** (ફા. દર્ગાહ) રોજો, મોટા માણસનું સ્થાન. **દરગુજર** (ફા. દર્ગુજર) માફ કરવું. **દરજ્જો** (અ. દરજા) અધિકાર. **દરદ** (ફા. દર્દ) રોગ. **દરબાર** (ફા. દર્બાર) રાજ્યકચેરી, રાજા. **દરમાયો** (ફા. દર્માહા) મહીનાનો પગાર. **દરમિયાન** (ફા. દર્મિયાન) વચ્ચે. **દરવાજો** (ફા. દર્વાજા) બારણું. **દરવેશ** (ફા. દર્વેશ) ફકીર. **દરીઆફ** (ફા. દર્યાફ્ત) કારણ સાથે મનમાં નક્કી કરવું તે, વિચાર. **દરિયો** (ફા. દર્યા) સમુદ્ર. **દલાલ** (અ. દલ્લાલ) લેનારદેનાર વચ્ચે સાટું કરાવનાર. **દલીલ** (અ.) કારણ. **દસ્કત** (ફા. દસ્ત=હાથ+અ. ખત=લખાણ) પોતાના હાથના અક્ષર. **દસ્તબસ્તા** (ફા.) અદબસર. **દસ્તુર** (ફા. દસ્તૂર) પારસીઓમાં જે ગોરનું કામ કરે છે તે. **દાખલ** (અ. દાખિલ) હાજર થયેલું, નોંધેલું. **દારોગો** (તુર્કી. દારોગા) મુખી, વડો. **દાવો** (અ. દઅ્‌વા) હક, ફરિયાદ. **દિગર, દીગર** (ફા.) બીજું. **દિલ** (ફા.) મન, ખાએશ, ચાહેના. **દિલગીર** (ફા. દિલ્‌ગીર) શોકાતુર. **દિલસોજ** (ફા. દિલ્‌સોજ) કોઇનું દુઃખ જોઇ મનમાં બળનાર. **દિલાવર** (ફા.) મોટા મનવાળો. **દિલાસો** (ફા. દિલાસા) મનને ધીરજ આપવી તે, આશા. **દિલોજાન** (ફા.) પ્રાણપ્રિય. **દીન** (અ.) મુસલમાની ધર્મ. **દીબાચો** (ફા. દીબાચા) પ્રસ્તાવના, ઉપોદ્‌ઘાત. **દીવાન** (ફા.) મુખ્ય પ્રધાન. **દીવાને આમ** (અ. દીવાનિ આમ) સાધારણ લોકની સભા. **દીવાને ખાસ** (અ. દીવાનિ ખાસ) અમીર

લોકની સભા. દીવાનો (ફા. દીવાના) ગાંડો, ઘેલો. દુઆ (અ.) આશીર્વાદ. કદુઆ=શાપ. દુનિયા (અ. દુન્યા) જગત્. દુરસ્ત (ફા. દુરૂસ્ત) બરાબર, ઠીક. દુશ્મન (ફા.) શત્રુ. દુશાલો (ફા. દુશાલા) બેવડી શાલ. દુરબીન (ફા. દૂર્બીન) દુરની વસ્તુ દેખાડનાર યંત્ર. દૂરંદેશ (ફા.) ભાવીનો પ્રથમ વિચાર કરવો તે. દેદાર (ફા. દીદાર) ચહેરો, ઢંગ. દોજખ (ફા.) નરક. દોલત (અ. દવ્લત). દોલતજયાદા—આ શબ્દ દોલત વધો એ અર્થમાં વપરાય છે. દંગો (ફા. દંગા) હુલ્લડ.

નકલ (અ. નકલ) નમુનો. નકશો (અ. નક્શા). નક્કો (અ. નિકાહ) ગાંધર્વ વિવાહ. નખરાં (ફા. નખ્રા) ચાળા, હાવ-ભાવ. નગદ (અ. નક્દ) રોકડ. નગીન (ફા.) જવાહીર, શોભાયમાન. નજરાણું (ફા. નજ્રાના) ભેટ. નમુનો (ફા. નમૂના) દાખલો, જાત. નવાજેશ (ફા. નવાજિશ) મહેરબાની. નવાબ (અ. નવ્વાબ) સુબો. નસીહત (અ. નસીહત) સજા, શિખામણ, ઠપકો. નાખુદા (ફા.) વહાણ ચલાવનાર, ટંડેલ. નાજર (અ. નાજિર) અદાલતનો એક અમલદાર. નાદાર (ફા.) ગરીબ, દેવાળિયો. નાપાક (ફા.) અપવિત્ર. નાફરમાની (ફા. નાફ્રમાની) હુકમ ન માનવો તે, અવજ્ઞા. નામદાર (ફા.) પ્રખ્યાત. નાયબ (અ. નાઇબ) અધિકારમાં બીજી પદવીનો. નાસીપાસ (ફા. નાસિપાસ) નાઉમેદ, નિરાશ. નિમક (ફા. નમક) મીઠું. નીમકહરામ (નીમક=મીઠું, લૂણ+હરામ=ગેરવાજબી,—જેનું લુણ ખાધું હોય તેનું બુરૂં કરનાર; કૃતઘ્ન. નીમકહલાલ (નીમક+હલાલ=વાજબી,—જેનું લુણ ખાધું હોય તેનું ભલું કરનાર; કૃતજ્ઞ.

નિમાજ (અ. નમાજ) બંદગી. **નીઘા** (ફા. નિગાહ) નજર. **નીઘે-દારી**=દેખરેખ, ઉપરીપણું. **નીમ** (ફા. નીમા) અર્ધો. **નીરખ** (ફા. નિર્ખ) ભાવ. **નીસબત** (અ. નિસ્બત) સંબંધ. **નુકતો** (અ. નુક્તા) નવો મુદ્દો, ગુણાર્થે લખાણ. **નુકસાન** (અ.) તોટો, હાનિ, બગાડ. **નૂર** (અ.) તેજ. **નૂરચશ્મ**=આંખનું તેજ. **નૂરજહાં**=દુનિયાનું તેજ. **નેક** (ફા.) પ્રામાણિક, ઇમાનદાર, સજ્જન. **નેજા** (ફા.) વાવટો.

**પરગણું** (ફા. પર્ગના) તાલુકો. **પરવરદેગાર** (ફા. પર્વર્દિગાર) પ્રાણીમાત્રને પૂરું પાડનાર દુનિયાનો માલિક. **પરવરશી** (પર્વરિશી) પાલણપોષણ કરવું તે. **પરવા** (ફા. પર્વા, પર્વાહ) દરકાર. **પરવા-નગી** (ફા. પર્વાન્ગી) રજા, છૂટ. **પરવાનો** (ફા. પર્વાના) રજા ચિટ્ઠી. **પરાગંદા** (ફા.) જતો રહેલો. **પલીત** (ફા. પલીદ) ભૂત, પ્રેત. **પાયગા** (ફા.) ઘોડેસ્વારનો સમુદાય. **પાયતખ્ત** (ફા.) રાજ્યધાની, રાજગાદી. **પાયમાલ** (ફા.) નાશ પામેલું. **પૂલ** (ફા. પુલ). **પેરતર** (ફા. પેશ્તર) અગાઉ, પહેલાં. **પોતું** (ફા.) ગામમાંથી વસુલ આવેલું નાણું સરકાર તિજોરીમાં મોકલવવાને તૈયાર કરેલી થેલી.

**ફક્ત** (અ. ફકત) માત્ર. **ફકરો** (અ. ફિક્રા) ગ્રંથમાંનું એકાદું જુદું પાડેલું વાક્ય પ્રસંગે ઉપયોગમાં લેવું તે. **ફડનવીસ** (અ. ફા. ફર્દનિવીસ) ફર્દ=દફતર+નિવીસ=લખનાર,–દફતર લખનાર. **ફના** (અ.) પાયમાલ. **ફરજંદ** (ફા. ફર્જંદ) સંતાન, સંતતિ. **ફરદ** (અ. ફર્દ) જોટામાંનું એક. **ફરદોસ** (અ. ફિર્દૌસ) સ્વર્ગ. **ફરમાન** (ફા. ફર્માન) હુકમ, આજ્ઞા. **ફરમાશ** (ફા. ફર્માઇશ) ભલામણ, સિફારસ. **ફરશબંધી** (અ. ફા. ફર્શબંદી) પત્થર બેસાડેલી જમીન. **ફરાસ**

(અ.ફર્રાશ) સાફસુફ વગેરે કરનાર ચાકર. **ફરીઆદ** ( ફા. ફર્યાદ ) અરજી. **ફરેબ** (ફા. ) દગો, ભૂલથાપ. **ફરેસ્તો** ( ફા. ફિરિસ્તા ) દેવના દૂત. **ફસલ** ( અ. ફસ્લ ) ધાન્યનો પાક, તુલ. **ફાજલ** (અ. ફાજિલ ) વધેલું, નિરુપયોગી. **ફારગતી** (અ. ફારિગ્‌ખતી ) બંધનમાંથી છૂટું થવાનો લેખ. **ફારેગ** ( અ. ફારિગ ) મોકળું થયેલું, છૂટું પડેલું. **ફિદા** ( અ.) પ્રસન્ન. **ફિસાદ** ( અ. ફસાદ ) બંડ. **ફીદવી** [ ફા. ફિદ્વી] સેવક. **ફુરજો** [ અ. ફુર્જા ] દરિઆઇ માલપર જકાત લેવાનું ઠેકાણું, ડક્કો. **ફુરસદ** [અ. ફુર્સત] નવરાશ. **ફેરિસ્ત** [અ. ફિહ્રિસ્ત ] યાદી, ટીપ.

**બકાલ** ( અ. બક્કાલ ) જેમતેમ કરી દુકાન માંડી બેઠેલો વાણિયો, ખરચવે ચીકણો. **બક્ષી** ( ફા. બખ્શી ) ફોજનો સરદાર, ફોજના માણસોને પગાર આપનારો. **બક્ષીસ** ( ફા. બખ્શિશ ) ઇનામ. **બખીલ** ( અ. ) કંજુસ. **બરકત** (અ. ) ફાયદો. **બરખાસ** ( ફા. બર્ખાસ્ત ) રજા થઇ હોય તેવું. **બરતરફ** (ફા. બર્તરફ) નોકરીમાંથી કાઢી મૂકેલું. **બરદાસ** ( ફા. બર્દાસ્ત ) સંભાળ, પરોણાચાકરી. **બરબાદ** ( ફા. બર્બાદ) રદ, નાશ કરેલું. **બલકે** ( ફા. બલ્કે ) વિશેષ. **બલા** ( અ. ) ભૂત, ચેટક, વગેરે; આફત. **બહાર** (ફા.) ખીલી રહેવું તે. **બાગવાન** (ફા. બાગ્બાન) માળી. **બાગાયત** ( ફા. બાગાત ) કુવેતર જમીન. **બાજુ** ( ફા. બાજૂ ) કોર, તરફ. **બાતેન** ( અ. બાતિન ) ગુપ્ત. **બામહાદ** ( ફા. બામ્દાદ) વહાણું, ભોર. **બારગીર** ( ફા. બાર્ગીર ) ઘોડેસ્વાર લડવૈયો. **બારનિસી** ( ફા. બારાનવીસી ) કાગળપત્રો નોંધવાનું કામ, ને તે કામ કરનાર બારનિસ કહેવાય. **બિયાબાન** ( ફા. ) જંગલ. **બિરાદર**

(ફા.) દોસ્ત. **બીન** (અ. બ્નિ) દીકરો. **બુજરગ** (ફા. બુઝુર્ગ) ઘરડો. **બુનીઆત** (ફા. બુન્યાદ) ખાનદાન, કુલીન. **બુલાખ** (અ. બુલ્લાક) બે નસકોરાંની વચ્ચેના પડદામાંનું ઘરેણું તે. **બેગમ** (ફા.) બેગ (અમીર)ની સ્ત્રી, રાણી. **બેજાર** (ફા.) હેરાન. **બેત** (ફા. બયત) કવિતાની કડી. **બેલદાર** (ફા.) મજૂર, કુહાડાવાળો. **બેહજુર** (ફા. બહુઝૂર) બેની હાજરીમાં. **બેહતર** (અ. બિહ્તર) વધારે સારૂં. **બેહેસ્ત નશીન** (ફા. બહિશ્ત=સ્વર્ગ+નિશીન=વાસી) સ્વર્ગવાસી. **બંદેનવાઝ** (ફા. બંદા=ચાકર, સેવક, ફિદવી+નવાજ= મહેરબાની કરનાર) સેવકપર મહેરબાની કરનાર. **બ્યાન** (ફા. બયાન) હકીકત.

**મકતબ** (અ. મકતબ) નિશાળ. **મકસદ** (અ.) મતલબ, હેતુ. **મગદુર** (અ. મકૂદૂર) શક્તિ, તાકાત.. **મગરૂબ** (અ. મગરૂર) ગર્વિષ્ઠ, અભિમાની. **મજકુર** (અ. મજકૂર) વિષય, ઉપર લખેલું તે. **મજહબ** (અ. મજૂહબ).ધર્મ. **મદ્રેસો** (અ. મદ્રસા) નિશાળ. **મનસુબો** (અ. મન્સૂબા) ઇરાદો, ઇચ્છા. **મરતબો** (અ. મર્તબા) પદવી, દરજ્જો, મોભો. **મરહુમ** (અ. મર્હૂમ) સ્વર્ગવાસી. **મલિક** (અ.) પાદશાહ. **મલિકા** (અ.) રાણી. **મશગૂલ** (અ. મશ્ગૂલ) કામમાં રોકાયલું. **મશહુર** (અ. મશ્હૂર) જાહેર. **મસલહત** (અ. મસ્લિહત) વિચાર. **મસીદ** (અ. મસ્જિદ) મુસલમાન લોકોને નિમાજ પઢવાને બાંધેલી જગો. **માજી** (અ.) પહેલાંના. **માદા** (ફા.) પક્ષીમાં સ્ત્રીજાત. **મામલત** (અ. મુઆમલત) પરગણાના ગામોનું વસુલ ઉઘરાવવું. **મામૂલ** (અ. મઅમૂલ) ચાલતો આવેલો વહેવાર, શિરસ્તો. **માલિક** (અ.) માલધણી. **માસલો** (અ. મસ્અલા) નમુનો. **મિજ-**

લસ (અ. મજિલસ) સભા, મંડળી. મિઝાન (અ. મીઝાન) માપ. મિસાલ (અ. મિસ્લ) રીત, દૃષ્ટાંત. મીનાકારી (ફા.) કાચ જેવા પદાર્થ પર શોભીતું કરેલું કામ. મીરઝાં (ફા. મીર્ઝા) મુસલમાનોમાં એ નામનો એક ખિતાબ ઉંચા દરજ્જાવાળાને આપે છે તે. મુકરદમ (અ. મુકદ્દમ) ઉપરિ. મુકરદમો (અ. મુકદ્દમા) કેસ. મુખત્યાર (ફા. મુખ્તાર) વકીલ. મુખ્તેસર (ફા. મુખ્તસર) સંક્ષિપ્ત. મુજબ (અ. મૂજિબ) પ્રમાણે. મુજરો (અ. મુજ્રૂ) સલામ. મુદ્દો (અ. મુદ્દઆ) પત્તો, પાગો. મુનશી (અ. મુન્શી) ફારસી, અરબી, ઉરદુ શિખવનારો. મુનસફ (અ. મુન્સિફ) જિલ્લા જજના હાથ નીચેનો દિવાની કામનો ઇન્સાફ કરનાર અમલદાર. મુફલીસ (અ. મુફ્લિસ) ગરીબ. મુલાયમ (અ. મુલાઇમ) નરમ, કુમળું, સુંવાળું ને પોચું. મુલકી (અ.) મુલક સંબંધી, જમાબંદીને લગતું. મુલ્લાં (અ. મુલ્લા) વહોરાઓમાં ધર્મ સમજાવનાર. મુસદ્દો (અ. મુત્સદ્દી) જુગતીસર સારી ઇમારત લખનાર. મુસલમાન (અ. મુસલ્માન). મૂજી (અ.) દુઃખ દેનાર. મેતાબ (ફા. મહ્તાબ) ચંદ્ર. મેહેરાબ (અ. મિહરાબ) કમાનનો આકાર. મેહેસુલ (અ. મહ્સૂલ) જમીન વગેરે ઉપરના કરો. મૈયત (અ. મૈઇત) મરણ. મોઆજમ (અ. મુઅજ્જમ) માનવંત, ઉત્તમ. મોકુફ (અ. મવ્કૂફ) બંધ. મોઘમ (અ. મુબ્હમ) સંકેતમાં બતાવ્યું હોય તેવું. મોજુદ (અ. મવ્જુદ) હાજર, તૈયાર. મોંબદલો (સં. મુખપરથી મોં+અ. બદલો=ફેરફાર) એકને નામેથી બીજાને નામે ચડાવવું. મોરચો (ફા. મોર્ચા) કોટ અથવા બુરજ ઉપર જ્યાં તોપ ગોઠવવામાં આવે છે તે. મોલવી (અ. મવ્લવી) મુસલમાની સરેહ (શાસ્ત્ર) જાણનાર. મોસલ (અ. મુહસિલ) સરકારના હુકમથી તેડવા આ-

વેશે ને તાકીદ કરનારો. મોહોરૂં (ફા. મુહરા) રૂપ–ગુણ–ચાતુરીમાં આગળ પડતું. મંજલ (અ. મંજિલ) એક ચોકસ વખતમાં જે અંતર કપાય તે.

યા (ફા.) અથવા. યાદદાસ્ત (ફા. યાદદાશ્ત) યાદ રાખવાની શક્તિ, ટિપ્પણ. યાને (ફા.) અથવા.

રદુ (અ. રદૂ) તુણવું. રમળ (અ. રમ્લ) પાસા નાખીને ભવિષ્ય જોવાની વિદ્યા. રવાહારગી (ફા.) છુપી દલાલી કાઢવી તે. રાસ્ત (ફા.) સત્ય. રાહ (ફા.) રસ્તો, ઢાળ, વાટ. રાહદારી (ફા.) માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાની રજાચિઠ્ઠી. રૂખસદ (અ. રૂખ્સત) રજા, બરતરફી. રૂશવત (અ.) લાંચ. રૂબરૂ (ફા.) સન્મુખ. રૂમાલ (ફા.) મોં લૂછવાનો કકડો. રોનક (ફા. રવ્નક) રચનાની શોભા. રોબ (અ. રૂઅબ) ભભકો, ડર. રોશનાઈ (ફા. રોશ્નાઇ) ઘણા દીવાનો પ્રકાશ.

લબ્ઝ (ફા.) શબ્દ. લેવાદ (અ. લવાજ) પંચ, મધ્યસ્થ. લહેજત (અ. લજ્જત) અંદરની ખુબી, રસ. લાજમ (અ. લાજિમ) લાયક. લેબાસ (અ. લિબાસ) પોશાક.

વકર (અ. વક) આબરૂ, ગોજ. વફાદાર (અ. વફા+ફા. દાર) વિશ્વાસુ. વલદ (અ. વલદ) દીકરો. વસીયત (અ.) વારસો. વસુલ (અ. વુસૂલ) જમે. વાયજ (અ. વાઇજ) ધર્મસંબંધી મોઢેથી કરેલું ભાષણ. વાલી (અ.) રક્ષક. વિલાયત (અ.) જન્મભૂમિ, અંગ્રેજોનું વતન.

શરમંદગી (ફા. શર્મિંદગી) શરમ. શરાબ (અ) દારૂ. શરીક (અ.) સાથી. શરે (અ. શરઅ) મુસલમાની કાયદો. શાદી

(ફા.) લગ્ન. **શાબાશ** (ફા.) ધન્ય! **શામેલ** (અ. શામિલ) જોડે હોય તે. **શાહેદ** (અ. શાહિદ) સાક્ષી. **શુકર** (અ. શુક્ર) ઈશ્વરનો ઉપકાર માનવો, ભાગ્ય. **શેતાન** (અ. શયૂતાન) રાક્ષસ, ભૂત, જીન, ખવીસ; તર્કટી માણસ. **શેહેજોરી** (ફા. શહજોરી) મોટું જોર. **શાહેનશાહ** (ફા. શહનશાહ) મોટો રાજા, ચક્રવર્તી. **શોખ** (ફા. શવૂક) મોજમઝા. **શોર** (ફા.) ઘોંઘાટ, બમ.

**સખાવત** (અ.) ઉદારતા. **સખી** (અ.) ઉદાર. **સગીર** (અ.) નાની. **સતારો, સિતારો** (ફા. સિતારા) ગ્રહ, નસીબ. **સદર** (અ. સદ્ર) સૌથી મોટું, ઉંચા દરજ્જાનું. **સદરહુ** (અ. સદ્રહૂ) ઉપરનો. **સદી** (અ. સદી) ૧૦૦ વર્ષ, સૈકો. **સનંદ** (અ. સનદ) પટો, લેખ. **સપારસ** (ફા. સુફારિશ) ભલામણ. **સફેત** (ફા. સફેદ) ચળકતું ધોળું. **સબબ** (અ.) હેતુ, કારણ. **સરનશીન** (ફા. સર્નિશીન) પ્રમુખ, વડો. **સરાં** (ફા. સરાહ) ધર્મશાળા. **સરાફ** (અ. સર્રાફ) નાણાંવટી. **સરિયામ** (અ. શારિઆમ) ધોરી, જાહેર. **સલ્તનત** (અ. સલ્તનત) સુલતાની, બાદશાહી. **સલામત** (અ.) ક્ષેમ, હૈયાત. **સલામતી** (અ.) હથિયાર નમાવી સલામ આપવી તે. **સલામી** (અ.) ગરાસિયા વગેરે માલિકને પોતાની જમીનપર વાંધોટી નહિ, પણ જે થોડો કર સરકારને ભરવો પડે છે તે. **સલુક** (અ. સુલૂક) સલાહ. **સાઇસ** (ફા.) ખાસદાર. **સાદર** (અ. સાદિર) નીકળનાર. **સાન** (અ. શાન) ડહાપણ. **સાયર** (અ.) માલ ઉપરનો કર. **સાલસ** (અ. સલીસ) ભલો, નિષ્કપટી. **સાહેબ** (અ. સાહિબ) ધણી. **સિરબંદી** (ફા. સિબંદી) મુખ્ય રાજાને ખંડીઆ રાજાએ જે લશ્કર

પૂરૂં પાડવું તે. **સિલેદાર** (ફા. સલાહદાર) ઘોડેસ્વાર સિપાઇ. ઘોડાનો ખરચ તેને માથે હોય છે. **સીરસ્તેદાર** (ફા. સરિશ્તેદાર) કચેરીનો એક અધિકારી—જે અરજીઓ વાંચવા સમજવાનું વગેરે કામ કરે છે તે. **સુકાન** (અ. સુક્કાન) જેને મરડવાથી વહાણની દિશા બદલી શકાય છે તે લાકડું. **સુન્નત** (અ.) મુસલમાન થવાનો એક સંસ્કાર. **સુરખી** (ફા. સુર્ખી) લાલાશ. **સુલતાન** (અ. સુલ્તાન) બાદશાહ. **સોગન** (ફા. સોગંદ) કસમ. **સોદો** (ફા. સવ્દા) માલ. **સોદાગર** (ફા. સવ્દાગર) ઉંચા માલનો ધંધો કરનાર, વેપારી.

**હકીમ** (અ.) વૈદ. **હકૂમત** (અ હુકૂમત) અમલ, સત્તા. **હજ** (અ. હજ્જ) મુસલમાનો મક્કાની જે જાત્રા કરે છે તે. **હજરત** (અ. હઝ્રત) મુસલમાનોમાં ઉંચાં દરજ્જાવાળાને એ માનવાચક શબ્દથી બોલાવે છે. **હજીરો** (અ. હજીરા) કબર, રોજો, મિનારો. **હપતો** (ફા. હફ્તા) કિસ્તો, હાધું. **હમામ** (અ. હમ્મામ) નહાવું. **હમાલ** (અ. હમ્માલ) પાલખી ઉંચકનારો, ભોઇ. **હમેલ** (અ. હમ્મલ) ગર્ભ. **હરગીજ** (ફા. હર્ગિઝ) કદી. **હરફ** (અ. હર્ફ) અક્ષર, શબ્દ. **હરાજ** (અ. હર્રાજ) લિલામ થયેલું. **હરામ** (અ. હરીમ) વગર હકનું. **હરીફ** (અ.) સામાવાળો, દુશ્મન. **હરોલ** (તુર્કી. હરાવલ) અગાડી. **હલક** (અ. હલ્કા) અવાજ, સાદ, ગાનારનો કંઠ. **હલકારો** (ફા. હર્કારા) કાસદ, સંદેશો લઇ જનાર. **હલાક** (અ.) હેરાન. **હલાલ** (અ.) વાજબી, વિધિથી પશુને કાપવું તે. **હામી** (અ.) જામીનગીરી. **હીકમત** (અ. હિકમત) યુક્તિ. **હિકાયત** (અ.) વાત, કહાણી. **હીજરી** (અ. હિજ્રી) મહમદ પેગંબરને મક્કાથી મદીને નાસી જવું પડયું તે દિવસથી ગણાતો સન. (તા. ૧૬ જુલાઇ સને

ફરર. ) **હુકમ** ( અ. હુકમ ) ફરમાન, આજ્ઞા. **હુજત** ( અ. હુજ્જત ) હઠ. **હુન્નર** ( ફા. હુનર ) કળા. **હેબક** ( અ. હૈબત ) બીકથી ચોંકવું તે. **હેવાન** ( અ. હયૂવાન ) ઢોર. **હેવાલ** ( અ. અહ્‌વાલ ) હકીકત. **હોજ** ( અ. હવ્‌જ ) પાણીની મોટી ટાંકી. **હોદ્દો** ( અ. ઉહ્‌દા) પદવી. **હંગામી** (ફા.) કામ હોય તેટલા દિવસ રાખેલ નોકર. **હંમેશા** (ફા. હમેશા) નિત્ય. **હાંસલ** (અ. હાસિલ) પ્રાપ્ત, ફાયદો.



# વાચન પાઠના શબ્દો.

શબ્દોની પાસેના અંક પાનાં દર્શાવે છે.

---

## છઠ્ઠી ચોપડી.

### પાઠ ૧.

---

## સાતમી ચોપડી.

### પાઠ ૧.

# વ્યાકરણના સાંકેતિક શબ્દો.

# 'સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' આવૃત્તિ પહેલી પર અભિપ્રાયો.

વડોદરા સ્ટેટના માજી વિદ્યાધિકારી, મે. રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાહેબ લખે છે કેઃ—

" The વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ (Vyutpatti Dyan Prakàsh) by Mr. Premchand Karamchand is an improvement over the existing book on the Etymology of Gujarati, written for the use of students. The treatment of subjects by stages will suit the requirements of the 6th & 7th Ver. Standards. With the exception of only a few derivations, which are either doubtful or incorrect, the author has dealt with this useful subject ably and satisfactorily ".

મુંબઈ મ્યુ. ગુજરાતી સ્કૂલોના સુપરિન્ટેન્ડેન્ટ, મે. રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલ એલ. બી., સાહેબ લખે છે કેઃ—

" સરળ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ by Premchand K. Shah Esq. Deputy Edu. Inspector, Gondal State, is a compilation which is sure to prove very useful not only to the pupils for whom it is meant, but also to those who are interested in the study of

the Gujarati Language and its growth. Great pains seem to have been taken in the compilation, aud it is hoped that it will receive all encouragement from expected quarters, as almost all his books deserve and have received".

**સોરઠ પ્રાંતના માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રા. સા. ગણપતરામ અનુપમરામ ત્રવાડી સાહેબ લખે છે કેઃ—**

"થોડામાં ઘણું સમાવ્યું જણાય છે. એ વિષયને લગતી જે જે ચોપડીઓ મારા જોવામાં આવી છે, તે તમારા 'પ્રકાશ' આગળ ઝાંખી પડતી જણાય છે. તમે મહેનત લઇને જે વિસ્તીર્ણ સંગ્રહ કર્યો છે, તે ઉપરથી જોઈ શકાય છે, કે એ ચોપડી વિદ્યાર્થીવર્ગને સંપૂર્ણ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડશે, એટલુંજ નહિ પણ તમે એ કામ કરવામાં એટલી ચોકસી રાખી છે કે શિક્ષકવર્ગને પણ વિશ્વસનીય જણાશે. મને વિશ્વાસ છે કે .મે. ડિરેક્ટર સાહેબ એ પુસ્તકને ઇનામ તથા લાઇબ્રેરિ. માટે મંજૂર કરશે, એટલુંજ નહિ પણ કોલેજોમાં 'ટેક્સ્ટ બુક' તરીકે દાખલ કરશે. એની કીમત પણ તમે વધારે રાખી નથી; તમારી મહેનત જોતાં તો કંઇજ નથી એમ કહીએ તો ચાલે. તમે જે ખાતાની આજસુધી સેવા કરી રહ્યા છો તેને માટે પુસ્તકો રચવામાં અને પ્રકટ કરવામાં આ રીતે પણ ઘણું કર્યું છે, તેને માટે અભિનંદન આપું છું."

**જુનાગઢ સ્ટેટના ચીફ એજ્યુકેશનલ ઑફિસર, મે. રા. રા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ., સાહેબ લખે છે કેઃ—**

"'વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ'નું પુસ્તક આપે હમણાંજ પ્રસિદ્ધ કરેલું છે તેની એક પ્રતિ આપે મને અભિપ્રાય સારૂ મોકલી છે તે માટે આ-

પનો આભાર માનું છું. આપે આજ સુધી કેળવણી ખાતામાં ઉપયોગી થઇ પડે એવાં ઘણાં પુસ્તકો રચીને ભણનાર તથા ભણાવનારના આશીર્વાદ મેળવ્યા છે તેમાં આ પુસ્તક કીમતી ઉમેરો કરશે. વ્યુત્પત્તિનો વિષય રસિક તથા બોધક છતાં ઘણાજ થોડા શિક્ષકો પોતાના વર્ગના બાળકોને તેનું જ્ઞાન આપવા માટે જોઇએ તેવો શ્રમ લે છે. તેવાઓને પણ આ લઘુ ગ્રંથ ઘણો સાહાય્યકારક થઇ પડશે; ને બીજા, જેઓ તે ઉપર પુરતું લક્ષ આપતા નથી, તેઓ જો તે વાંચવાની તસ્દી લેશે, તો જરૂર તેનો લાભ પોતાના શિષ્યોને આપશે."

**ગુજરાત ટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપાલ, મે. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ., સાહેબ લખે છે કેઃ—**

"તમારૂં પુસ્તક ઉપલક જોતાં ઠીક થયેલું જણાય છે. માંહે બાળકને ઉપયોગી ઘણા શબ્દોનો સંગ્રહ છે.

વ્યુત્પત્તિનો વિષય યોગ્ય રીતે શિખવવો ઘણો હિતકર છે; પરંતુ થોડાજ શિક્ષકો તેમ કરી શકે છે. વાચનમાળામાં અમુક શબ્દ આવ્યો તો તેના જેવા કે તેથી ઉલટા શબ્દો યોગ્ય રીતે શિખવાય તો શિષ્યના શબ્દભંડોળમાં વૃદ્ધિ થાય ને શુદ્ધ સ્વરૂપ તેના લક્ષમાં આવે."

**મિ. વિહારી, ભાગવત પુષ્પાંજલિ, મેઘદૂત, ઇ. નું સમશ્લોકી ભાષાંતર કરનાર, અહેચરલાલ ત્રિકમજી પટેલ, લખે છે કેઃ—**

"આપના તરફથી 'સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' પુસ્તક મળતાં આભાર માનું છું. અત્યારસુધીના વ્યુત્પત્તિના કોઇપણ પુસ્તક કરતાં આમાં સુધારો વધારો ઘણો છે. આપનાં શાળોપયોગી પુસ્તકોમાં આવતી સરલતા હજારો વિદ્યાર્થીઓ અને સેંકડો શિક્ષકોના લાંબા સમયના પરિચયના આપના અનુભવને આભારી છે. હાલમાં લખાતાં

શાળોપયોગી પુસ્તકોનો મોટો ભાગ શીખનાર અને વિશેષે કરીને શિખવનાર સામે દૃષ્ટિ કર્યા વિના વિદ્વત્તાપૂર્ણ અથવા તો અપૂર્ણ લખાય છે, જે શિક્ષકથી પણ સંપૂર્ણ સમજી ન શકાતાં બિચારા વિદ્યાર્થીની દયાજનક દશાની તો વાતજ શી કરવી! આપનું વ્યુત્પત્તિનું પુસ્તક, નવાં ધોરણો, વિદ્યાર્થીઓ અને હાલના શિક્ષકોની સ્થિતિ શક્તિ લક્ષમાં રાખી લખાયેલું જણાય છે; તેથી વ્યુત્પત્તિનું પુસ્તક હાથમાં આપ્યા છતાં તે વિષય સંબંધે–પોતાનીજ ભાષાના મૂળ સંબંધે–શિક્ષકોના અધર રહેતા રખાતા જીવ આપનું પુસ્તક મળ્યેથી શાંત થઇ નીચા બેસશે એમ હું માનું છું. પ્રથમ ધાતુ અને પછી પ્રત્યય આપેલ લેવામાં પણ મારી માન્યતા મુજબ ભાષાની ઉત્પત્તિના ક્રમની સ્વાભાવિકતા સચવાઇ છે.”

**નડીઆદ મુખ્ય સ્કૂલના હેડમાસ્તર સાહેબ, મિ. પુરુષોત્તમ રેવાશંકર દવે, લખે છે કે:—**

“આપના તરફથી મળેલી વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ નામે બુક સંપૂર્ણ વાંચી જોઈ, તેમજ આ સ્કૂલ કે જેમાં માત્ર પાંચમું, છઠ્ઠું, ને સાતમું ધોરણ શિખવાય છે તેના થર્ડ ઈયર આસિસ્ટંટોને વંચાવી, તેમના અભિપ્રાય સાથે મળતા થઈ મને લખતાં આનંદ થાય છે કે આપે વિદ્યાર્થીઓને વ્યુત્પત્તિજ્ઞાન મેળવવા માટે એક જરૂરી બુક પૂરી પાડી છે.

હાલ ચાલતા ‘વ્યુત્પત્તિપ્રકાશ’માં સામાસિક શબ્દો માત્ર એકજ પાનામાં સમાવ્યા છે. તેમાં સંધિનો વિષય તો છેજ નહિ, કે જે સામાસિક શબ્દો સમજવામાં આવશ્યક છે. વળી કૃત્ અને તદ્ધિત પ્રત્યયો જુદા પાડયા નથી, તેમ વિસ્તારથી સમજાવ્યા નથી, અને તેનો ઉપયોગ પણ ગૌણ રીતે નોટમાં બતાવ્યો છે. આ બધી બાબતો આ પુસ્તકમાં યોગ્ય વિસ્તારથી દાખલ કરેલી છે.

વળી હાલમાં ગુજરાતી ભાષામાં સંસ્કૃત શબ્દોનો વાપર વધતો જાય છે; તેના અર્થ વગેરે સમજવા માટે સંસ્કૃત પ્રત્યયો જુદા પાડી વધારે વિસ્તારથી સમજાવવાની જરૂર ઉત્પન્ન થઇ છે; તે જરૂર આ પુસ્તકમાં ધ્યાનમાં લીધેલી જણાય છે. માટે આ પુસ્તક વધારે આવકારને પાત્ર છે. મતલબ કે—હાલ ચાલતા પુસ્તકની ઘણીખરી અપૂર્ણતા પૂરી કરેલી હોવાથી આ પુસ્તક શાળાઓમાં ચલાવવા માટે મંજૂર થવા લાયક છે એવો મારો અભિપ્રાય છે."

**સુરત સિટિ મ્યુ. સ્કૂ. નં. ૧ લાના હેડમાસ્તર સાહેબ, દયાળજી ખંડુભાઇ વસી, લખે છે કે:—**

"આપે પ્રસિદ્ધ કરેલી 'વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' ની મળેલી બુક અત્યંત ઉપકાર સહ સ્વીકારવામાં આવી છે.

જેમાં જમાનાને અનુસાર સમાવેલા વિષયો અને નવીન પદ્ધતિ અનુસાર રચેલી શ્રેણી જોતાં આ લઘુ પુસ્તક પ્રાથમિક શાળાના ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓને તેમજ શિક્ષકોને સરળ થઇ ઉપયોગી થઇ પડે એમ છે."

**શાસ્ત્રી શંકરલાલ જયશંકર ભટ્ટ લખે છે કે:—**

**"भवदीयं हस्तलिखितं सरलव्युत्पत्तिज्ञानप्रकाशनामधेयं पुस्तकं मया सम्पूर्ण मवलोकित मस्ति। बालानां सरसं सुगमं स्यात्तथा नूतनपद्धत्या रचितं तत्पुस्तकं गुणैकपक्षपातिनो विद्याधिकारिणः सादरं स्वीकारिष्यन्ति। तदेतदिदानीन्तनाङ्ग्लादि नानाभाषाविशारदानां हॉयस्कूलादि विद्यालयेषु प्राथमिकशालासु च गौर्जरीं गिर मभ्यस्यतां बालाना मतीवोपयोगि भविष्यतीत्यहं मन्ये। इतिशम्"**

# આ લેખકનાં અન્ય શાળોપયોગી પુસ્તકો.

**૧. સરલ દેશીનામાની પદ્ધતિઃ**—મુંબઇ ઇલાકાના કેળવણી ખાતામાટે ટેક્સ્ટબુક છે. આવૃત્તિ ૨૮ મી. કિ. ૪॥ આના. નામું શીખવાને આ એક ઘણુંજ ઉપયોગી પુસ્તક નીવડ્યું છે.

**૨. સરલ ગુજરાતી બાળવ્યાકરણ**—સરકારે લાયબ્રેરિ બુક તરીકે મંજૂર કર્યું છે, ઘણે ઠેકાણે ટેક્સ્ટ બુક છે. આ. ૨૩ મી. કિં. ૪ આના. બહોળા જથ્થામાં ખપે છે ( કુલ પ્રત ૫૩૦૦૦). પદચ્છેદ ને વાક્યપૃથક્કરણ શિખવવાને આ એક અત્યુત્તમ સાધન નીવડ્યું છે.

**૩. નવું સરલ મુખગણિત**—ઘણે ઠેકાણે ટેક્સ્ટ બુક છે. આ. ૮ મી. કુલ પ્રત ૨૬,૦૦૦. કિં. ૨ આના. **એકજ બુકમાં બાળ-વર્ગથી ધો. ૫ મા સુધીનો વિષય મનોયત્નસહ સમજાવ્યો છે. આંક, ઘાત, કોષ્ટકો પણ તેમાં આપ્યાં છે.** વ્યાજ, તોલ બારદાન, કાટ લાકડાં, ને હુંડીના હિસાબ વ્યવહારોપયોગી હુઈ છેડે પૂરવણી તરીકે આપ્યા છે. ધોરણ ત્રીજામાં **એકમપદ્ધતિનાં** લેખાં એવી રીતે સમજાવ્યાં છે કે તેથી બાળકો ધો. ૪-૫ માં લેખાંની કુંચીઓ જાતે ઉત્પન્નકર્ત્તા થાય છે. બહોળા જથ્થામાં ખપે છે.

**૪. ગુજરાતપ્રાંતની ભૂગોળવિદ્યાઃ**—આ. ૮ મી. કુલ પ્રત ૧૭,૦૦૦. કિં. સવાઆનો. કાઠિયાવાડની સ્કૂલો માટે બનાવી છે.

**કમિશન** ૨૦ ટકા. જથ્થાબંધમાં ૨૫ ટકા. પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ મંગાવનારને શિર છે. **મુખ્ય એજંટઃ—અમદાવાદ**, મેસર્સ એસ. બી. શાહની કંપની, **ગોંડળ** ચુનીલાલ ટોકરશી, **રાજકોટ** બહેચર-ભાઈ મેઘજી, **ભાવનગર** અબ્દુલહુસેન આદમજી, **ધોરાજી** એલ. ટી. વાઢેર, **જુનાગઢ** વૃંદાવન દામોદર, **જામનગર** હેમરાજ જાદવજી, **મુંબઇ** એન. એમ. ત્રિપાઠીની કંપની, વગેરે, વગેરે.

**પ્રેમચંદ ફરમચંદ શાહ, મુ. કપડવણજ.** (જિલ્લે ખેડા.)